૩૪૫૯

# મુંબાઈથી કાશમીર.

આ ખૂબસુરત ખીનમાં બે પારસી ગ્રહસ્થોએ કરેલી મંજલનો તથા રસ્તાનાં સંકટોનો હેવાલ.

---

## સંખ્યાબંધ ચિત્રો સાથે.

---

લખનાર—જાંહાંગીર બેહરામજી મરઝબાન,
તે કૌતક સંગ્રહ, તારાબાઈ, વગેરેનો કર્તા.



મુંબઇ:
મુંબઈ ગેઝેટ સ્ટીમ પ્રેસમાં છાપ્યું છે.

---

૧૮૮૭.

## મારાં કુટુંબનાં

રૂડાં નામનો સ્તંભ ઉભો કરનાર તથા દેશી વર્તમાન પત્ર પહેલવહેલું મુંબઈમાં સ્થાપનાર દેશી કેક્સટન, જેઓમાંથી પૂસ્તકોનો અભ્યાસ કરવાની તથા પુસ્તકો રચી પ્રગટ કરવાની રૂચી અમારામાં વારસા તરીકે ઉતરી છે

તે અમારા મરહુમ બાવા

ફરદુનજી મરઝબાનજી

ની યાદગારીને આ નાનું પુસ્તક અર્પણ કરૂં છું.

# પ્રસ્તાવના.

મારા બપાવાના બાપ મરહુમ દસ્તુર મરઝબાનજી સુરતમાં મોટા નજુમી કહેવાતા યાને તે વખતના સમય પ્રમાણે વિદ્વાનમાં ખપતા. ત્યારપછી અમારા બપાવા નેકનામ ફરદુનજી મરઝબાનજીએ પહેલવહેલું ગુજરાતી વર્તમાન પત્ર મુંબઈમાં સ્થાપી તથા પોતાને હાથે ગુજરાતી બીબાં કોતરી અત્રેની વાંચતી વસ્તીનો 'ટેસ્ટ' ફેરવી નાખ્યો. તેવણની કલમથી લખાયલી સંખ્યાબંધ કેતાબો જેવીકે શરીર સાંતી, મુખતેશર શાહાનામું, દબેસતાનોલ મજાહેબ, કરીમા બા માએની, બોસતાન, મોનાજાત, પંદનામું, ફૂલેસથાન, ગુલેસ્તાન, અદલે કવી, બકાવલી વગેરે તથા ગઉશીતળા, ફ્રીમેશનરી, જમશેદી નોરોઝ વગેરે ઉપર લખેલા રેસાલાઓ હજુબી પારસી કુટુંબોમાં પ્યારથી વંચાય છે. તે લખાણનો ટચકો મારા મેહેરબાન પીતા બેહરામજી ફરદુનજી મરઝબાને પોતાની વૃધ વય છતાં હજીસુધી ચાલુ રાખ્યો છે. તેમનાં છેલ્લાં બે પુસ્તકો 'મેરાતુલ અરૂસ' અને 'તોબેહતુન નસુહ' જેટલાં પારસી સંસાર મંડળમાં પ્રિતથી વંચાયાં છે એટલાં બીજાં થોડાંજ વંચાતાં હશે, અને હવે તેનો કંઈક અંસ મારામાં ઉતરે એવી મારી અંતઃકરણની ઈચ્છા છે તેમાં ઈશ્વર મને સહાય કરો.

મેં પ્રગટ કરેલાં 'કૌતક સંગ્રહ 'નાં રમુજી અને 'તારાબાઈ'નાં

ઈતિહાસીક પણ બોધ આપનારાં પુસ્તક મેં ધાર્યું તે કરતાં પ્રજાએ વધારે મમતાથી ઉપાડી લીધાં. તેમાં કદાપિ આ પુસ્તકોની ખરી ખૂબી કરતાં મારા પોતા ગમ મારા મિત્રોનો ચાહ હું વધારે ધારૂં છું. હું જ્યારે કાશમીરથી પાછો ફર્યો અને અમારી મૂસાફરીનું વર્ણન મારા મિત્ર મંડળ આગળ કર્યું ત્યારે તેઓ એક અવાજે કહેવા લાગ્યા, કે "આ તો એક કાહાની કીસ્સા જેવું છે અને તે પુસ્તકના આકારમાં બહાર પડવું જોઈયે." આ વેળા તેઓને ખબર ન હતી કે જ્યારે મુંબઈથી પહેલો પગ મેં બહાર કાઢયો ત્યારથીજ મારો નક્કી ઠરાવ હતો કે મારા અનૂભવમાં મારા મિત્રોને સામેલ કરવા. મારા અસ્બાબમાં મારી માનિતી 'નોટ બુક' અને પેન્સીલ પહેલાં હતાં. દલગીર એટલાજ માટે છું કે મારો ફોટોગ્રાફિક કેમેરા સાથે લઇ ગયો નહીં. તે છતાં મારેથી બન્યાં એટલાં ચિત્રો ભેગાં કરી મારા વાંચનારને મદદ કરવાની મેં તજવીજ કરી છે. આ ચિત્રો માંહેના ઘણાક 'સ્કેચીઝ' મારે હાથના છે તેથી લેભાગુ તો હોવાજ જોઈયે. મારે કાંઈ ચિત્રકળા બતાવવી નથી પણ ખ્યાલ આપવો છે એટલે જે છે તે ગણીમત સમજી લેવાની વાંચનારને વિનંતી કરૂં છું.

આ કાશમીરની મૂસાફરીએ મારા પોતામાં ન ધારેલો ફેરફાર કરી નાખ્યો છે. કાશમીર જવાની આગમજ જે પૂરૂષ હું હતો તે ત્યાંથી પાછો ફરયા પછીથી નથી. એક મહીનાની ટુંક મુદ્દતમાં મેં જે જોયું અને સોસ્યું છે, જેટલું હું નવું શાખ્યો છું, આ પૃથ્વિની કાયા કેટલી મોથ્યા છે તે સમજવા લાગ્યો છું, તેટલું છેલ્લાં પંદર વર્ષમાં હું સમજ્યો

ન હતો. બિલીયાનના હિરા જેવા ચલકતા હિમાલયાની તલેટી આગળ ઉભા રહી તે કીરતારનાં મહાન કૃત્યો આગળ આપણે શું બીસાદમાં છૈયે—શું નાચીઝ છૈયે— તે ઉપલી તલેટી આગળ ઉભા રહ્યા સિવાય સમજ પડે નહીં.

આ પુસ્તક વિષે હું વધારે કાંઈ ન બોલતાં મારા ખેરખાહો પાસે માગી લઉં છું કે જેવી કૃપા-દ્રષ્ટી છે એવીજ રાખજો.

લા૦ સેવક,

**જાંહાંગીર બેહરામજી મરઝબાન.**

મુંબઇ ગેઝેટ ઑફિસ,
તા૦ ૧લી ડીઝેમ્બર, ૧૮૮૭.

# સાંકળીયું.




| | |
|---|---|
| | પાનું. |
| **અર્પણ પત્રિકા.** ... ... ... ... | ૩ |
| **પ્રસ્તાવના** ... ... ... ... ... | ૬ |
| **ટુક એસારો.** ... ... ... ... | ૧ |
| **મુંબાઇથી અમદાવાદ—** | |
| આગગાડીમાં કેવા સોબતી જોઇએ... ... | ૨ |
| ટ્રેનને અકસમાત... ... ... ... | ૫ |
| અમદાવાદી ગત... ... ... ... | ૯ |
| **રજપુતાના—** | |
| નાનકડી ગાડીઓ... ... ... ... | ૧૦ |
| ઇંગ્રેજનો છોકરો... ... ... ... | ૧૧ |
| **બાંડીકુઇ જંકશન** ... ... ... ... | ૧૩ |
| **ફીરોઝપોર** ... ... ... ... ... | ૧૪ |
| **સતલજ અને ચીનાબના પુલો** ... ... | ૧૬ |
| **રાવલપીંડી**... ... ... ... ... | ૧૭ |
| **મરી હીલ—** | |
| ટાંગામાં ત્રીસ મૈલ. ... ... ... | ૧૮ |
| મરી બ્રુઅરી ... ... ... ... | ૨૦ |

| | | |
|---|---|---|
| | | પાનું. |
| મરી હીલ સેનેટેરીયમ | .. ... ... | ૨૨ |
| જીનરીક્ષા... | .. ... ... ... | ૨૪ |
| પેટે પોળા ને મોઢે તમોરા. | ... ... | ૨૫ |
| પારસી બાનુઓ ... | ... ... ... | ૨૬ |
| બરફ—પાણી—દુધ—કોસેરા. | ... ... | ૨૭ |
| હાટેલો—શાપો ... | ... ... ... | ૨૮ |
| બાબીજન! | ... ... ... ... | ૩૦ |
| મરીની કટલરી ... | ... ... ... | ૩૧ |
| મીશ્ર ઓલાદ | ... ... ... ... | ૩૩ |
| **કાશમીર ગમ કુચ—** | | |
| મરીથી દાવલ—તડુના દેખાવ | ... .. | ૩૪ |
| દીવલનો ડાક બંગલો | ... ... ... | ૩૫ |
| ચોપડીમાં સહી જેમશે | .. ... ... | ૩૬ |
| સરકારી પાહાડી સ્કુલ | ... ... ... | ૩૬ |
| **દીવલથી કોહાલા—** | | |
| ફીનીક્સ કેરીઇંગ કું૦ | ... ... ... | ૩૮ |
| ઉતરાઇ ૫૦૦૦ ફીટ | ... ... ... | ૩૯ |
| બ્રીટીશ મુલકને છેલ્લી સલામ | ... ... | ૩૯ |
| મોતીશીંગનો મુલક. | ... ... ... | ૪૦ |
| ઝુલતો પુલ | ... ... ... ... | ૪૦ |
| માહારાજા સાહેબની કસટમ હાઉસ... | ... | ૪૧ |
| **કોહાલાથી ગરી—** | | |
| ત્રીસ મૈલની ટાંગાની મંજલ | ... ... | ૪૨ |

પાનું.
પેહલી બરફની ટોચ ... ... ... ૪૨
બાધાના વાખા ... ... ... ... ૪૩
સામાણ શું શું રાખવો તેની શિખામણ ... ૪૪
ઓઢણી—પટ ડીગરી પારો... ... ... ૪૬
બતીનું ફાણસ, રીવાલવર; પાકેટ ફીલટર ... ૪૭
દવા; જીન લગામ; આપેરા ગલાસ... ... ૪૮
પાહાડની લાકડી... ... ... ... ૪૯
સાથે ખોરાકી શું રાખતી... ... ... ૪૯

**હરાવેલો, દર—**

રાવલપીંડીથી મરી ... ... ... ૫૦
મરીથી કોહાલા ... ... ... ... ૫૦
કોહાલાથી ગરી ... ... ... ... ૫૧
ગરીથી બારામુલા. ... .. ... ૫૧

**ગરી—**

પાલ્ખી ટાંગા ... ... ... ... ૫૨
દોરડાંનો ઝુલતો પુલ ... ... ... ૫૩
ખમે મસ મોટા બકરો ... ... ... ૫૩
એક અઠંગ તરનાર ... ... ... ૫૪
પાણીનું જોર ... ... ... ... ૫૫
પાણીથી ચાલતી ઘંટી ... ... ... ૫૬

**ગરીથી હટી—**

કાળી મસ ખાહી... ... ... ... ૫૭
ઊંટોની અલગાર ... ... ... ૫૮

પાનું.
અસ્ચરોની પીડા... ... ... ... ૫૮
પાલાડોનું ચલાણુ... ... ... ... ૫૯
એનડ્રુ વીલસન શું કેહેછે... ... ... ૫૯
મીસીસ લીચને અકસમાત... .. ... ૬૦
સર અલેકઝાનડર લારન્સને અકસમાત ... ૬૦
મી૦ ઓયઝ શું કેહેછે ... ... ... ૬૧
મી૦ જાન કાલેટનું વર્ણન... ... ... ૬૧
બેરન ડ્યુગલનો અનુભવ ... ... ... ૬૨
રસતાના સંકટો ... ... ... ... ૬૩
ડાંડીનુ ઢંગ ... ... ... ... ૬૩
અમારૂં ટપકાઈ જવું ... ... ... ૬૪
હટીમા ભુખમરો ... ... ... ૬૪
જીવ સટોસટ ... ... ... ... ૬૫
મુએલું ઉંટ ... ... ... ... ૬૫

**હટીથી ચીકોટી—**

પંદર મેલનો પડાવ ... ... ... ૬૫
રસતો એથી ત્રણ ફીટ પોહોળો ... ... ૬૫
દાડમના લખ્ખો ઝાડ ... ... ... ૬૫
પાણીના ઝરા ... ... ... ... ૬૫
રીંછનો ભો ... ... ... ... ૬૬

**ચિકોટીથી ઉરી—**

અઢાર મેલનો ટપ્પો ... ... ... ૬૭
ચોરીઆઓનો ભો ... ... ... ૬૭

| | પાનું. |
|---|---|
| જબરૂં ચીનારનું ઝાડ ... .. ... | ૬૭ |
| બરફની ટોંચવાળા પાહાડ... ... ... | ૬૮ |
| મી૦ ડાલગલીશ ... ... ... ... | ૬૮ |
| બંગલો ફક્કડ છે ... ... ... | ૬૮ |
| બરફના આકાર . ... ... ... | ૬૯ |
| બીજો બીકટ રસતો ... ... ... | ૬૯ |
| રીંછની આવ જા ... ... ... | ૬૯ |
| અડધાં ખવાઇ ગયલાં ઉંટ ... ... | ૬૯ |
| બે ઇંગ્રેજ સાથી મુસાફરો ... ... | ૭૦ |
| ઉંટની હાર અને ઘોડાનું ચમકવું ... ... | ૭૦ |
| કાશમીરી કીલ્લો... ... ... ... | ૭૧ |
| દોરડાંનો પુલ નવી જાતનો ... ... | ૭૧ |
| ઉરીનો બંગલા પરથી પાહાડનો રંગ ... | ૭૨ |
| ઉરીના નવાબ ... ... ... ... | ૭૨ |
| ઉરીમાં ઠંડી ... ... ... ... | ૭૩ |
| રીંછ આડું પડ્યું ... ... ... | ૭૩ |
| બંગલા આગળ રીંછ આવ્યું ... ... | ૭૪ |


## ઉરીથી રામપોર—


| | |
|---|---|
| હનુમાનના દર્સન ... ... ... | ૭૫ |
| પેહલી નાકઘસણી ... ... ... | ૭૫ |
| સ્લેટના પાહાડો ... ... ... ... | ૭૬ |
| ધર્થીકંપ ... ... ... ... | ૭૬ |
| ઝાડના ઠડ ઉપરથી નદી ઓળંગવી... ... | ૭૬ |

પાનું.

**રામપુરથી બારામુલા—**


સોટનો ટપ્પો ... ... ... ... ૭૮
બારામુલા પાસ ... ... ... ... ૭૮
ઝીલમ નદીને છેલ્લી સલામ. ... ... ૭૮
સફેદા ઝાડા ... ... ... ... ૭૯
૪૮ ડીગરી પારો . ... ... ... ૭૯
બારામુલામા ધર્મકિ૫ ... ... ... ૭૯
ખોરાકીનો સુકાળ ... ... ... ૮૦


**બારામુલાથી શ્રીનગર—**


કાસ્મીરી કાશતી. . ... ... ... ૮૨
માજ્જુઓની પીડા અને સુખ ... ... ૮૩
કાશતીમા આખી રાત ... ... ... ૮૪
ગાલામાના રહીમ... ... ... ... ૮૫
સુપુર ગામ ... ... ... ... ૮૫
કાસ્મીરી લોકના પેહલાં દર્શન ... ... ૮૬
હાથ જેવડી છ માગનના બે આના .. ... ૮૬
કમળના રોપા ... ... ... ... ૮૭
શ્રીનગર પોહોચવું ... ... ... ૮૭


**બીજા માર્ગો—**


મરી માર્ગ ... ... ... ... ૮૮
બીમબરનો માર્ગ... ... ... ... ૮૮
પૂંજનો માર્ગ ... ... ... ... ૮૮
જમુનો માર્ગ ... ... ... ... ૮૯

પાનું.

**શ્રીનગર કાશ્મીર.—**


હીડનનો બાગ એ તો ન હોય? ... ... ૯૦
નહી તે રસ્તો ... ... ... ... ૯૧
આવવાજવાની ગાડી તે કોશતી ... ... ૯૧
સાત પુલો ... ... ... .. ૯૧
ભાગાં તુટાં ઘરો... ... ... ... ૯૧
કાસ્મીરી સ્ત્રીઓ... ... ... .. ૯૨
પંડીતાણીઓ ... ... ... ... ૯૨
કાસ્મીરી મર્દો ... ... ... ... ૯૩
પંડીત—મુસલમાન—ડોગરા ... ... ... ૯૩
પંડીત તે કોણ? આપણા મોએદ .. ... ૯૪
પંડીતાણીઓ નરી ગોરાંણી! ... ... ૯૬
મુસલમાનનો નાપાક વર્ગ ... ... ... ૯૬
ડોગરા તે કોણ? ... ... ... ૯૭
અવાનટીપોર અને મારટંડનાં દેહડાં... ... ૯૭
કાસ્મીરની તવારીખ ... ... ... ૯૮
આફગાન સરદાર આમદશાહ ... ... ૯૮
રણજીતસીંહ ... ... ... ... ૯૯
ગુલાબસીંહ ... ... ... ... ૯૯
ઇંગ્રેજને ખંડણી ... ... ... ૧૦૦
કાસ્મીરી ખરી ખુબસુર્તી ... ... ... ૧૦૦
કાસ્મીરી આંખ્યો... ... ... ... ૧૦૦
સ્ત્રીઓને બાહાર લઇ જવાનો હુકમ નથી ... ૧૦૧
ખુશ મીજાજી ઇરાની મુસાફર ... ... ૧૦૧

| | પાનું. |
|---|---|
| કાશ્મીરી પેહેરવાસ ... ... ... | ૧૦૧ |
| ગાંગરી ... ... ... ... | ૧૦૨ |
| શ્રીનગરના ઘેરો ... ... ... ... | ૧૦૨ |
| નાહાનીઓ ... ... ... ... | ૧૦૩ |
| વેપારી કાસ્તીઓ ... ... ... | ૧૦૩ |
| બાહારશાહ ... ... ... ... | ૧૦૩ |
| જહાંગીરની ફોજ ... ... ... | ૧૦૩ |
| યુરોપ શાપો ... ... ... ... | ૧૦૩ |
| જમીન ખરીદાતી નથી ... ... ... | ૧૦૪ |
| માહારાજાનો મહલ. ... ... ... | ૧૦૪ |
| દીવાન લછમણદાસનું મકાન ... ... | ૧૦૪ |
| રેસીડન્સી... ... .. ... ... | ૧૦૫ |
| અમારે સારૂં તંબુ .. ... ... | ૧૦૫ |
| જશાવાળાને ત્યાં ઉતારો ... ... ... | ૧૦૫ |
| અંગોળની આપદા ... ... ... | ૧૦૫ |
| બાબુ અંબરનાથ... ... ... ... | ૧૦૫ |
| મુનશીબાગ ... ... ... ... | ૧૦૫ |
| હરીસીંગ બાગ ... ... ... ... | ૧૦૬ |
| યુરોપીયન અને દેશી વચ્ચે ખટપટ .. ... | ૧૦૬ |
| કાશ્મીર જવા સારૂં પાસ ... ... ... | ૧૦૭ |
| બક્ષીસની મનાઇ .. ... ... ... | ૧૦૭ |


## શ્રીનગરમાં સેલ—


| | |
|---|---|
| સુસ્તીનુ સંસ્થાન... ... ... ... | ૧૦૮ |

પાનું.
શેહરની ગલીઓ... ... ... ... ૧૦૯
ખોરાકીની દુકાનો નથી ... ... ... ૧૧૦
મહારાજા પોતેજ વેપારી છે ... ... ૧૧૦
લોકની ગરીબાઇ... ... ... ... ૧૧૧
બરફ ... . . ... ... ... ૧૧૧
મી૦ અરદેશર ઉકરજી ઇનજીનીયર ... ... ૧૧૧
મી૦ નસરવાંનજી એદલજી ગોટલા ... ... ૧૧૨
મી૦ અરદેસર કાવશજી જાંહાંગીર જસાવાળા... ૧૧૨
મી૦ બેહેરામજી કાતરક ... ... ... ૧૧૨
ઇંગ્રેજોને પાર્ટી ... ... ... ... ૧૧૨
છોકરાંની વૃદ્ધી ... ... ... ... ૧૧૩
ચાંદમારી ... ... ... ... ૧૧૩
શેહરની કંગાલ્યત ... ... ... ૧૧૪
માહારાજાની કાઉનસીલ ... ... ... ૧૧૪
તખ્તે સુલેમાન ... ... ... ... ૧૧૫
મથાળેથી રચના... ... ... ... ૧૧૬
દેહેડાંની માનતા ... ... ... ... ૧૧૭
ભુમીરા... ... ... ... ... ૧૧૭
કાશ્મીરમાં પારસી સ્ત્રી ... ... ... ૧૧૮
તરતાં ટાપુઓ ... ... ... ... ૧૧૮
ગુપકા ગાર્ડન ... ... ... ... ૧૧૯
દારૂનું કારખાનું ... ... ... ... ૧૧૯
મસ મોટા ગોલાબ ... ... ... ૧૧૯
સેબના ઝાડો ... ... ... ... ૧૧૯

| | |
|---|---|
| | પાનું. |
| દ્રાક્ષનો બ્રાંડી ... ... ... ... | ૧૧૯ |
| વેલાતી બ્રાંડીનો ભરમ ... ... ... | ૧૨૦ |
| હરી રતલનું સેળ ... ... ... | ૧૨૧ |
| દરાખની ફાલ .... ... ... ... | ૧૨૧ |
| શીરાઝ વાડી ... .. ... .. | ૧૨૧ |
| દારૂ ગાળવાની ભઠ્ઠી ... ... ... | ૧૨૨ |
| ભોયરાં... ... ... ... ... | ૧૨૨ |
| કાસ્મીરી ક્લારેટ... ... .. ... | ૧૨૩ |
| કાસ્મીરી સોટર્ન ... ... ... ... | ૧૨૩ |
| કાસ્મીરી ચંપાન ... ... ... ... | ૧૨૩ |
| કાસ્મીરી બ્રાંડી ... ... ... ... | ૧૨૩ |
| બ્રાંડી સુધારવાનું વસાણું . . ... ... | ૧૨૩ |
| ખરો દ્રાક્ષનો બ્રાંડી ... ... ... | ૧૨૪ |
| નમુનાની બાટલીની પીડા ... ... ... | ૧૨૪ |
| દારૂનો વ્યાપાર કેમ ચાલતો નથી? .. ... | ૧૨૬ |
| કાસ્મીરનો બીજો વ્યપાર ... ... ... | ૧૨૭ |
| પટુ કલાથના કપડાં... ... ... ... | ૧૨૮ |
| શાળ વણવાનો હુન્નર ... ... ... | ૧૨૮ |
| "પાપીયર માશે" ... ... ... ... | ૧૨૯ |
| રંગત લાકડકામનો હુન્નર .. ... ... | ૧૩૦ |
| ભોજ પત્ર ... ... ... ... | ૧૩૧ |
| ફોલ્ટો... ... ... ... ... | ૧૩૧ |
| રૂપાંકામ ઇનલેડ .. ... ... ... | ૧૩૧ |
| **મીનાકામ** ... ... ... ... | **૧૩૨** |

પાનું.

**શ્રીનગરની આસપાસ**


| | |
|---|---|
| સરોવરોમાં સેલવા. ... ... ... | ૧૩૩ |
| ડલ સરોવર ... ... ... ... | ૧૩૪ |
| ચસ્મેશાહી ... ... ... ... | ૧૩૪ |
| મી૦ કાલેટ ... ... ... ... | ૧૩૫ |
| શેઆલોની કીમ્મત ... ... ... | ૧૩૫ |
| એક મુસલમાનની કબર ... ... ... | ૧૩૫ |
| શાલેમાર બાગ ... ... ... ... | ૧૩૬ |
| સંઘેમરમરનો ઝરૂખો ... ... ... | ૧૩૬ |
| બેસુમાર ફુજો ... ... ... ... | ૧૩૬ |
| ગધેડાં દ્રાક્ષ ચરેછે તે અંહી. ... ... | ૧૩૭ |
| શાહ જાંહાગીર ... ... ... ... | ૧૩૭ |
| નૂરજાંહાં બેગમ .. .. ... ... | ૧૩૭ |
| માછલીઓ તરતી દેખાય છે ... ... | ૧૩૮ |
| શિંગોડાં ... ... ... ... | ૧૩૮ |
| કમળના રોપા ... ... ... ... | ૧૩૯ |
| કાસ્મીરની ખરી મજાહ ... ... ... | ૧૩૯ |
| "મીઠો ગાળો" ... ... ... ... | ૧૩૯ |
| શ્રીનગર એક કાબા જેવી છે ... ... | ૧૩૯ |
| કાસ્મીરી લુચ્છા તો ખરા ... ... ... | ૧૪૦ |
| કાસ્મીરી રૂપસુંદરીઓ ! ... ... ... | ૧૪૦ |
| છોકરીઓને ચોરી છુપીથી લઇ જાય છે ... | ૧૪૧ |
| છોકરીઓ કુબળી ... ... ... | ૧૪૧ |
| ઇંગ્રેજોને હાર ... ... ... ... | ૧૪૧ |

પાનું.
ડાક્ટર એમસ્લી .. ... ... ... ૧૪૧
મી૦ હેવર્ડ ... ... ... ... ૧૪૧
અંગ્રેજને નામે દુઃખ ... ... ... ૧૪૨
ભડકણુ ... ... ... ... ૧૪૩
અકટોબરમાં પાછું ફરવું ... ... ... ૧૪૩
કાશ્મીરના માહારાજા ... ... ... ૧૪૩
માછલી મારવાની બંદી ... ... ... ૧૪૪
માહારાજાનું કાંઈ ચાલતું નથી ... ... ૧૪૪
ખામ રૂપીઆ ... ... ... ... ૧૪૪
પારશાઈ! ... ... ... ... ૧૪૪
સઘળાજ વઝીરો અને દીવાનો છે ... ... ૧૪૫
શાલ ઉપર બધી મદાર ... ... ... ૧૪૫
ઇસલામાબાદ ... ... ... ... ૧૪૬
બદ્રિનાથ ... ... ... ... ૧૪૬
રૂપાળી હીંદવાની ... ... ... ૧૪૬
પાંડવના પાંચ છોકરાઓ ... ... ... ૧૪૬
કુલ વસ્તી ... ... ... ... ૧૪૬
માજુઓની ગમત ... ... ... ૧૪૭
કેસરની ઉત્પત્તી ... ... ... .. ૧૪૭
કાશ્મીરનું નામ કેમ પડ્યું ... ... ૧૪૮
શેવટના વિચાર ... ... ... ... ૧૪૯

**પાછું ફરવું—**

ગુલમર્ગ ... ... ... ... ૧૫૧
અંબરનાથ ... ... ... ... ૧૫૧

| | પાનું. |
|---|---|
| રાણી સાહેબની સાલગ્રેહ ... ... ... | ૧૫૨ |
| સલામતી ... ... ... ... | ૧૫૨ |
| ફીનીક્સ ફ્રા૦ સાથ કરાર ... ... ... | ૧૫૩ |
| હીચકારા માજુઓ ... ... ... | ૧૫૩ |
| ખાનશામા ... ... ... ... | ૧૫૪ |
| માજુઓ સાથ પંચાત ... ... ... | ૧૫૪ |
| "ગરીબ તટ્ટુ" ... ... ... ... | ૧૫૫ |
| "નાક સુકાવું" ... ... ... ... | ૧૫૬ |
| મને નડેલો અકસ્માત ... ... ... | ૧૫૬ |
| મારૂં તટ્ટુ ઉપરથી કુદાવી પડવું ... ... | ૧૫૭ |
| મારા મીત્રની નાસીપાસી ... ... ... | ૧૫૮ |
| બીજે પડાવ કેમ જવું ... ... ... | ૧૫૯ |
| પેહલી રાતે મરે તેને કયાં સુધી રડે? ... | ૧૬૦ |
| રામપુર પડાવે પોંચવું ... ... ... | ૧૬૦ |
| ખચ્ચરની વધામણી ... ... ... | ૧૬૧ |
| માહ મુશ્કેલે મુસાફરી ... ... ... | ૧૬૨ |
| ફરી મુકામ ... ... ... ... | ૧૬૨ |
| ગામઠી લેપ ... ... ... ... | ૧૬૨ |
| મારા મીત્રનો પાડ ... ... ... | ૧૬૩ |
| દાંડીની તૈયારી ... ... ... ... | ૧૬૩ |
| સળગેલાં જંગલ ... ... ... ... | ૧૬૪ |
| કાપેલા કાનનો કાહાર ... ... ... | ૧૬૪ |
| કાહારોની કાહાની ... ... ... | ૧૬૫ |
| ખાનસામાને લાવવાની હેમકાઇ ... ... | ૧૬૬ |

પાનું.

નવો બંગલો ... ... ... ... ૧૬૬

વાઘની બુમ ... ... ... ... ૧૬૬

હોગન સાહેબની ટાંગા ... ... ... ૧૬૫

ડુમેલનો બંગલો... ... ... ... ૧૬૭

એક યુરેઓીયન મુર્ખ! ... ... ... ૧૬૭

બાબા લોકની ઝુલતી દાંડી... ... ... ૧૬૮

રમજાન મહીનો... ... ... .. ૧૬૮

પીયાસથી મુંઝાતા કાહાર ... ... .. ૧૬૯

ખુરમાની ... ... .. ... ૧૬૯

દરદનું વધવું ... ... ... ... ૧૭૦

લેપ પાટો ... ... ... ... ૧૭૦

મરી હીલ આવી પોંહોચવું ... ... ૧૭૦

Shrinagar વીશે મારા મીત્રે જોડેલી કવીતા. ૧૭૨

## ચીત્રો.

કાસ્મીરી અવતાર.

ચપલી.

જીનરીક્ષા.

હીલ ટાંગા.

કંકરી અથવા ગંગરી.

દાંડી.

કોહાલાનો લોઢાંનો ઝુલતો પુલ.

ટેલીગ્રાફ રીસીટ.

| | |
|---|---|
| તખ્તે સુલેમાન. | (રંગીન) |
| મરકના પાહાડ | ,, |
| ઉરીના પાહાડ | ,, |
| મને અકસ્માતની જગા | ,, |
| પાહાડનો જીવલેણ રસ્તો | ,, |
| સફેદ ઝાડોની ઘટા | ,, |
| દોરડાંનો ઝુલતો પુલ | ,, |
| શ્રીનગરનો પુલ | ,, |
| કાહારો | ,, |
| ડળ સરોવરમાં તરતાં ટાપુ. | |
| કાશ્મીરી સ્ત્રીનો અવતાર. | |
| શ્રીનગરનો નદીનો પાટ. | |




૩૪૫૬

# મુંબાઈથી કાશમીર.

'અલ્લાને બનાઇ જોડી, એક અપંગ દુસરી ખોડી' એવી ચાલતી આવેલી કેહેણી પ્રમાણે મારી સાથે મારા જેવાજ વિચારનો એક મિત્ર કાશમીર આવવા તૈયાર થયો અને ચાર દહાડામા અમોએ કાશમીર જવાનુ મુકરર કીધું. ઇંગ્રેજો દર સાલ બસેંથી ત્રણસેં કાશમીર જઇ આવે છે અને દેશીઓ કોઇજ જતા નથી તેનુ કારણ શું? એ વિષે ખબર કાઢતાં માલમ પડયું કે ત્યાં જવાનુ ઘણું મુશકેલ છે અને ઘોડા ઉપર તેમજ ટાંગામા સેંકડો મૈલો કાપવા પડે છે. ત્યારે શું ઇંગ્રેજો તે માણુસ અને આપણે તે માણુસ નહીં! શું એકદમજ પારસીઓ મુવા પડયા છે! એવી દીલે હીમ્મત ધરી હમોએ અમારી તૈયારી શીરૂ કરી. ઇંગ્રેજ બચ્ચો જ્યારે ઘણીજ મોજ મારવી હોય ત્યારે કાશમીર જાય છે એટલે ત્યાં કાંઇબી વિચિત્ર, બીજે ઠેકાણે નહીં મળે એવું હોવું જોઇએ એવું અમારા મન સાથ નક્કી કરી અમોએ અમારી મુસાફરી ઉઠાવી હતી. પણ રસતામા તથા કાશમીરને બેહસ્તખાને પોંહોંચ્યા પછી જે જોયું, ખમ્યું તથા બન્યું તે અમારી ધારણા કરતાં એટલું તો જુદું

છે અને એટલું તો જાણવા જોગ છે કે ઘાસની ગંજી પરના કુતરાની પેઠે સઘળું મારા પેટમાજ રાખવા કરતાં મારા મિત્રોને કામ લાગે અને ત્યાં જવાની ઉલટ થાય એવા વિચારથી આ ટુંક અને સાચે સાચી નોંધ ઉપજાવી કાહાડી છે.

મારી મકસદ આ કીતાબ કાંઈ મુસાફરીના અહેવાલ દાખલ લખવાની નથી. કેમજે એવા અહેવાલના પુસ્તકો તો ઘણા મળેછે, પણ અડધું ખારૂં, અડધું મીઠું—અડધું ખાટું વગેરે પચરંગ મેળવણી કરી મારા મિત્ર વાંચનારને હસાવતાં રમાડતાં કાશમીર લઇ જવાની મારી ઇચ્છા છે. હું ખાત્રી આપુછું કે આમા જે કાંઇ બીના આપી છે તે જોકે કાંઈક રમુજી ભાશામા હશે તોએ સચ્ચાઇમા ફેર નથી. અત્યાર સુધી કાશમીરના સબંધમાં જે અહેવાલો છપાયા છે તે ઇંગ્રેજી ભાષામાં છે એટલુંજ નહી પણ તે ઇંગ્રેજોના વિચારને, આદતને, ખાધા પીધાને, મુસાફરી કરવાની રીત ભાતને અનુકુળ પડતા છે. આ અહેવાલ જે ઉપજાવી કાઢયો છે તે પારસી વિચારને સવળ પડતો અને પારસીની આંખે જોયલો સમજવો.

# મુંબાઇથી અમદાવાદ.

શનીવાર તા૦ ૭મી મે ૧૮૮૭ની રાતે, આઠ વાગતે, ગ્રાંટ રોડના સટેશન ઉપરથી આ નામીચી સ્વારી શરૂ થાય છે. એ દીને અગર કોઇ મિત્ર સ્ટેશન ઉપર આવ્યો હોત તો અમારો મેલાપ થાત નહીં, કેમકે સેવક તેમજ સાથી 'સાહેબ લોક'ના લેબાસમાં હતા. મારી સલાહ છે કે એવે ઠેકાણે જવું તો બને તાંહ સુધી 'સાહેબ લોક' તરીકેજ દમ રાખવો. ચામડી લગાર કાળાસ પર હોય તો જરા 'પાઉડર' લગાડવો, અને ઇંગ્રેજની માફક બોલવાની ધડપચ રાખી તો જ્યાં જશો ત્યાં "સાબ—સાબ—ખોદાવંદ—હજુર—ગરીબ પરવર" વગેરેના ઇલકાબથી લબડ ધક્કામાં પસાર થઈ જશો, નહીં તો હાડમાર થવાનો સોદો છે. સાથે નોકર તો રાખવોજ નહીં કેમકે તે સામો આપણે માથે પડવાનો સંભવ રહે છે અને સામી આપણી મોજમાં ખલલ કરે છે. અને તેમ આપણી સાથ બીજો કોઈ "ખડીઓ" નહીં હોય તેમ સારૂં, પણ જો ભોગ ચોધડીઓ મળ્યો તો જ્યાંસુધી તમને પોતે પુછે નહીં ત્યાંસુધી તેને કાંઠું આપવુંજ નહીં કેમજે આ દેશમાં એ જાતનો ધારો છે કે તમે રોબમાં રેહશો તો તમુને બોલાવશે. ધભરાઇને તેને સારી જગા આપવાની ઉતાવળ કરવી નહીં પણ પોહોળા ચોળા થઇ જાણે કેવાક

'ડયુક' કે 'લાર્ડ' હોઇએ તેમ પડી રહેવું. અલબતાં સેકંડ કલાસમાં જાઓ તો એવી કશી અડચણ નડતી નથી. પણ મારી સલાહ છે કે મુંબાઇથી અમદાવાદ સુધી 'ફર્સ્ટ કલાસ' માં જવું. રીટરન ટીકીટના રૂપીઆ ૩૧ આપવા પડે છે અને એ ટીકીટ ચાર મહિના ચાલે છે.

ગ્રાંટ રોડથી ઉપડેલા દમણુ રોડ પોંહોંચ્યા ત્યાંસુધી તો કાંઇ જાણવાજોગ બન્યું નહીં. પણ દમણુ રોડ આગળ પાછલી રાતના સાડા બાર વાગતે ટ્રેન હરી હામ થઇ ઉભી રહી. ઉતારૂનો મોટો ભાગ ખરેખર ઉંઘ કાઢતો હતો. પણ અડધો કલાક વહી ગયો એટલે મને ચટપટ થઈ અને હું ઉતરી ખબર કાઢવા ગયો કે શું છે. ગાડી કેમ હાલતી નથી?

"સાહેબ—અહીંથી બે મૈલ દુર એક માલની ગાડીને અકસમાત થયો છે તેથી રસતો બંધ પડયો છે."

મોહોકાનના સમાચાર! પેહલીજ મુરતમાં આ શું? વસાઇના પુલમાં નાળીઅર નાખતાં ભુલી ગયો કે શું!

"કેટલા વારમાં રસતો ખુલો થશે?"

"કેહવાઇ શકાતું નથી. એક આખો દહાડો થશે."

બાપ મારા! અમારી પાસે ખાવામાં રામ અને પીવામાં ભગવાન હતા. સ્ટેશન ઉપર આવે વખતે શું મળી શકે? સોજાં પીવાનાં પાણીનાબી વાંધા તો ચાહે તો ક્યાંથીજ મળે. થોડી વારમાં આ અકસમાતની ખબર આખી ટ્રેનને પડી. પછી પુછવું શું! સઘળા ઉતારૂઓ ગાડીમાંથી બાહાર પ્લાટફોર્મ ઉપર નીકળી પડયા અને પલવારમાં ત્યાં એક

નાહાનું જેવું ગામ વસી રહયું. આવા અરસામાં એક બનાવ બન્યો જે વાણીઆઓની પૈસા પેદા કરવાની ઉલટનો એક અછો નમુનો છે. એક વાણીઓ ઉતારૂ પોતાને ગામ જતો હશે તે ઘર ખરચ સારૂં થોડીક સૂકી ચાહે પોતલાંમાં બાંધી લઇ જતો હશે. તેને ખબર પડી કે કેટલાક 'ફર્સ્ટ ક્લાસ' ઉતારૂઓ ચાહેની તલબ કરતા હતા. તેણે વિચાર કીધો કે "હવે આપણા બાપદાદા કેવારના ચાહા પીને મરી ગયા હશે. લાવની જે બે પૈસા મળ્યા એ ખરા." એક પારસીએ સ્ટેશન માસટર પાસેથી કિટલી લાવી આપી કે આ વાણીઆએ લાગલો વ્યપાર શરૂ કરયો. ચાર દોહોડયે કપ! જુઓ પછી લુટા લુટ! હિંદુ અને મુસલમાન ત્રીજા વર્ગના ઉતારૂ જેઓમાંના ઘણાકો મહીને દાહડેબી એક કપ ચાહા ન જાણતા હશે તેઓનેબી શોખ થઇ આવ્યો. અલબત, જેમ કટિલીમા બીજી ત્રીજી વાર 'હપામચી' થતું ચાલ્યું તેમ કિમ્મતબી ઓછી તો ખરી.

ઘણાક ઉતારૂઓ આ અકસ્માતથી ફફડવા લાગ્યા પણ હું કબુલ કરૂંછું કે મને તો ઘણુંજ ખુશ લાગ્યું. મારે દોડાદોડ કરીને ક્યાં લવંગનો વ્યપાર કરવા જવાનો હતો! આ તમાશોબી એક રમુજ. પગમાથી મોજાં કાઢી નાખી પ્લાટફોર્મ ઉપર 'પટાક પટાક' ચાલવાની મોજ ઓર છે. ઉતારૂનો મોટો ભાગ પ્લાટફાર્મ ઉપર ઉંઘાઇ ગયો હતો, અને ચંદણી રાતમા જાણે લીલા બુમલા સૂકાવા મુકયા હોય તેવું લાગતું હતું. કોઈના મોટે સાદના ઓટકાર, કોઇની ડાચું

લચકાઇ જાય એવી અવાચી, કોઈ ઓઓઓ કરી મોટો ધાંટો કાઢી દાતણ કરતું, કોઇ ચાહા, કોઇ બીડી પીતું, કોઇ ચાર પાંચ ચકરડાંમા બેસી વાતો કરતું અને હિંદુ સ્ત્રીઓ મોટો ઘેરાવો ઘાલી બેસી સુખ દુખની વાતો કરતી. એ દેખાવ જલદી ભુલી જવાય એવો નથી. કોઈના જીવની હાણી થવા વના આવી અડચણો કોઇ કોઇ વાર થાય તો હું કાંઈ ફર્યાદ જેવું જોતો નથી।

એક, બે, ત્રણ, ચાર એ પ્રમાણે કલાકો નિકળી જવા પછી ટ્રાફીક સુપ્રીનટેનડંટ ટડબાલ સાહેબ બીડી પીતા પીતા ગુડસ ટ્રેનના એનજીન ઉપર મુબાઇથી આવી લાગ્યા અને પછી પાછું રમખાણ સઘળું જાગી ઉઠયું. ટ્રેનને હળવે હળવે હાંકી અકસમાત થયો હતો ત્યાં લઇ ગયા અને મેં ઉતરીને જોયું તો ગુડસનાં ૧૫ ગાડાં કચડાઇને ચુરો થઈ ગયાં હતાં અને રેલવેના પાટા સુમારે ૧૫૦ ફીટ ઉખડીને રસતો તુટી ગયો હતો. ઠીક! શરૂઆત તો સારી થઇ છે—ખોદા ખેર કરે!

એક ‘ વાગન ’ બે પગ ઉપર કુતરો બેસે તેમ ઉભુ થયલું ને તેના ઉપર બીજું ચઢી બેઠેલું અને ત્રીજું જાણે ઉપરથી ગોલાટ ખાઇ જવા માગતું હોય તેમ તૈયાર થયલું. આ મસાલો ખસાડવાને ખાસ્સા ત્રણ દાહાડા જોઈએ.

છેવટે હુકમ આવ્યો કે સર્વે પાસીનજરોએ ઉતરવું અને ભાગેલા રસતા ઉપરથી ચાલી જઈ પેલે પાર સુરતવાળી ગાડી આવી હતી તેમા પોતાના સામાણ સાથ જઇ બેસવું.

આહ! એ વેળાનો રમણીય દેખાવ વર્ણવાને સર વાલટર સ્કાટ અથવા ચાર્લ્સ ડિકનસની કલમ જોઇએ છે. બે બાજુની

બે ટ્રેનોના ઉતારૂઓની તથા સામાણની ભેલા ભેલ! જડજ, બારીસટર, મેનેજર, કડીયો, વેપારી, ઢેડો, વાણીયણી, પારસણ, મુસલમાની, કુણબી, પઠાણ વગેરેની ધરતીની સઘળી પેદાયશ પાંઉ પ્યાદી ઉભાઇ જતી હતી. જાણે નરૂં "નોવાનું આર્ક" છુટયું. જાય નહી તો પુછે કોણને!

ગમે તેમ કહો પણ વાણીઆ બંદા ઘણા ખંધા! પોતાની 'અલી'ઓ પાસે બોજા ઉંચકાવે અને તેણીને બીજે કેડે છોકરૂં મારેલું અને ધણી પોતે ખાલી હાથે પોતીઉં હલાવતા હલાવતા પછવાડે ધામધુમ કરતા ચાલે! અને કામ કરે નહીં પણ ખાલીપીલી ગડબડ કરે. "અલી, પણ કીમ ચ્યોં જાયસે— ઓમ આવ, ઓમ આવ"—"એ અલી, આ વાહાલાનુ બોરકું ચ્યોં સે?" ઇત્યાદી, કલાબકોર કરી જાણે પોતે કેવીક મદદ કરતા હોય એમ ડોળ ઘાલે, પણ તેમાનું કાંઈ મળે નહીં. બચારી સ્ત્રીઓ બબે ત્રણ ત્રણ ફેરા ખાઇ, ફસડાતી ૫સડાતી સામાણ લઇ આવે ને તેણીઓના ખાસ્સા ઘીના ડબળા જેવા ધણીઓ ઉભા રહી હુકમ ફરમાવે.

જેમ તેમ ઉતારૂઓ તો ગોઠવાયા પણ બેહુ ટ્રેનોમાંથી ટપાલ અદલબદલ કરવાનો તેમા ખાંડીબંધ વખત ગયો.

સર્વેથી વધારે રમુજ તો 'બ્રેક'માથી માલ ફેરફાર કરતાં થયો. તરત વેળા જે કુલી મળી ગયા હશે તેઓને પકડેલા. તેઓ શું કરે કે માથાં ઉપર ભીડાં અથવા કેળાંનો કરંડીઓ ઉંચકે અને તેમા બગારૂં પાડી ચાલતા જાય અને ભીંડા અથવા તરકારી ભોંય ઉપર વેરતા જાય કે પછવાડેથી ટ્રેન ગયા કેડે કામ લાગે.

ટ્રેન સાથ આઇસનું 'વાગન' હતું પણ તેનો રખેવાલ એવો ઉજમારો હતો કે જ્યારે "સબ સુતા જબ અલ્લા જાગા" તે પ્રમાણે સઘળું ખલાસ થયા પછી એરણુ ઉંઘમાંથી પોઢી ઉઠયા. કદાપી આઇસની ઠંડક ભેજાંમા લાગી જવાથી સમજ શકતી સુહુન મારી ગઈ હોય!

આ સઘળાનો સારાંસ કે એવે ઠેકાણે જવું તો કંઈ ખાલી હાથે જવું નહીં. સ્ટેસનો ઉપર જે ચાહીયે તે મળે છે એવે ભરૂસે ભુખે મરવાનો મામલો છે. તમુને શું કહું! સેવકને મિઠાઇને નામે ધ્રધરીને તાવ આવેછે પણ તે દાહાડે સહવારના એવી તો કડાકડી લાગી કે મારા એક મીત્ર પારસી ગૃહસ્થ અને તેમની બાનુ કરાંચી જતાં હતાં તેઓની સાથે મિઠાઈનો ડાબ્બો ઘેરથી હેત ખાઈ આપ્યો હતો, તેમાંના હલવા, લાડવા, વગેરે એક તડાકામાં પસાર થઇ ગયા અને વળી એવાતો સ્વાદ લાગ્યા કે નહીં બોલ્યાની ભલી વાત!

આવી રીતે રંગ મચાવતા રવીવારે તા૦ ૮મીએ સાંજના ૭ વાગતે અમદાવાદ આવી પોંહોંચ્યા. સહવારના ૯ વાગતે પોંહોચવું જોઇએ તેને બદલે સાંજના ૭ વાગતે, એટલે થાકનુ તો કાંઈ ઠેકાણુંજ નહીં.

અમદાવાદમાં જેને કોઈને ત્યાં ઉતરવું ન હોય તેઓને સ્ટેશન ઉપર બાંધેલાં નવાં રિફ્રેશમેંટ રૂમસમાં ઉતરવાની ભલામણ કરૂંછું. આ ઓરડા ઘણાજ સફાઇથી રાખેલા છે. અને ખાધા પીધાની તથા સુવાની માવજત ઘણીજ સારી છે. કશી વાતની હરકત પડતી નથી. સુવાના ઓરડાનો એક

રાતનો રૂપીઓ આપવો પડે છે. ‘ડીનર’ બે રૂપીઆ. દારૂ જુદો.

અમદાવાદ શેહરનુ વર્ણન કરવા હું કાંઇ બેઠો નથી, પણ મારે કેહવા વના ચાલતું નથી કે અમદાવાદી “ભાઇ શાબો” લાંબાં લાંબાં પચાસ ગજના ભાષણો કરવાને બદલે તથા પાના ભરીને મુંબાઇના પત્રોમાં ચર્ચા પત્રો લખી પોતાની વેળા ગુમાવવાને બદલે શેહરને લગાર વધારે સફાઇદાર રાખવા ઉપર યત્ન કરે તો સારૂં. અમદાવાદ જેવાં શેહરને માટે કુમારની ઝાડીના કઠેરા અને વાંકા ટીકા વગર બાંધેલા રસતા એ એબ લગાડનારા છે. ત્યાંનો કાંકરીઆ તળાવ જોવા જોગ છે પણ તેમા એક રમુજ ઉપજાવનારૂં મને લાગ્યું તે એકે તળાવ લખો રૂપીઆને ખરચે અસલ મુસલમાન પાદશાહોએ બંધાવેલુ અને તે મરામત કરવા ઉપર મ્યુનીસીપાલીટીએ લાખ રૂપીઆ આપ્યા પણ તખતી ઉપર બારોડેલ સાહેબ બિરાજ્યા છે. આ તખતી વાંચી મને એક બીજી એનેજ મળતી વાત યાદ આવી. દિલ્હીમા એક મોટી અસલી મસીદ છે. તે ઉપર નીચે પ્રમાણે તખતી મારેલી છે :—

આ મકાન નામવર શાહ——એ
પોતાની નેકનામ બાનુ——ની
યાદગારીમાં ——સાલમાં બનાવ્યું.
આ તખતીના કોરનાર
બંદા ઇસમાલ આદમ.

વાહરે ઇસમાલ આદમ! મસીદના બંધાવનાર શાહ તો મરી ગયા પણ તારૂં નામ ફકત એક તખતી કોરવાને માટે અમર રેહશે. કેહવત છે કે “મેરી અપેલી મત ભુલીઓ.”

---

# રજપુતાના.

અમદાવાદથી 'સાંકડા ગેજ'ની રેલવેમાં બેસી રજપુતાનાની મુસાફરી શરૂ થયલી જાણવી. આ ટ્રેન પેહલી નજરે જોતાં ઘણી રમુજ ઉપજાવે છે. નાહાની નાહાની શિગરામો જેવી ગાડી અને નાહાના પણ ખાલીપીલી ફૂંફાડાં મારતાં ઈનજીનો જાણે આપણી મશકરી કરતાં હોય તેમ લાગે છે. "મીયા માંદા ને ટંગરી ઉંચી" તેમ આ બુચકલાં ઇનજીનો મોટાં ઇનજીનો કરતાં ધાંધલ ને ધડપચ બેવડી કરતાં લાગે છે. આ ગાડીઓ એટલી તો નીચી છે અને એટલી તો આસતે જાય છે કે ઉતરીને થોડોવાર સાથે સાથે દોડવાનું મન થાય છે અને તેમ કરવાનું કશું મુશકેલ નથી. ગાડીઓ સફાઇદાર છે, પણ ઉપર જણાવ્યું તેમ "ઠુંઠાની રાંડ ને ઠમકો ભારી." મોટી ગાડીમાં એક દીવો તારે આમાં બે દીવા—અને મોંહોડું ધોવાની પરાળમાં ત્રીજો જુદો!

આ મુસાફરીમાં મારી સાથ એક યુરોપીયનનો છોકરો ૧૧ વરસની ઉમરનો મળ્યો, જે એકલો પુનાથી મુંબાઇ આવી ત્યાંથી ગુજરાત ટ્રેનમાં બેસી છેક પાલણપોર જનાર હતો અને પાલણપોરથી ઉતરી ડમણીમાં બેસી દીસા ખાતે પોતાનાં માબાપને મળવા જતો હતો. આ છોકરો હજારો મૈલની

મુસાફ્રી કરનાર હતો તોયે એકલો અને પાસે રસતામાં ખરચ સારૂ ફ્કત રૂ. ૨ હતા. સામાણુમાં ચાર ચોપડી અને એક બિસકીટનો બાકસ! દેશી માબાપોમાંથી કેટલાં આ પ્રમાણે પોતાના છોકરાને મોકલે એ એક સવાલ તે વેળાએ મારાં મનમાં ઉત્તપન્ન થયો તે માટે અત્રે આ ટુંક નોધ ટપકાવી લીધી છે. ઇગ્રેજો પોતાના સ્વ જોર ઉપર મુસ્તાક રેહવા શીખે છે તે આ રીતે!

પણ આ છોકરાની વાતમાં મારે મારી રમકડાં ટ્રેનને ભુલી જવી જોઈતી નથી. આ ગાડીઓને વચોવચમાં એકજ 'બફ્રર' છે અને તે 'બફ્રર' કપલીંગનુંબી કામ બજાવે છે. એમાં એવી કરામત કીધી છે કે ગાડી સાંધવાને માણસનું કામ પડતું નથી પણ ગાડી પાસે આવતાં એક કમાન છટકીને પોતાની મેળે સંધાઇ જાય છે. વળી પેહેલા વર્ગની ગાડીમાં બે બાજુએ બારીઓમાં ખસખસની તટીનાં પૈડાં મુકયાં છે, જેની નીચે પાણીનું વાસણ છે. ગરમીના દાહાડા સઘળી બારીઓ બંધ કરી આ ખસખસનું ચક્કર ફેરવ્યા કરયે તો તે પાણીએ ભીંજાયાથી તે માંહેથી ઠંડો પવન ફુંકી જીવને રાહાત આપે છે. એટલું છતાં અમે ગયા ત્યારે એટલી તો ગરમી હતી અને ગરમ આતશ જેવો પવન ફુંકતો હતો કે જ્યારે કોઇ જોય નહીં એવો લાગ આવતો ત્યારે હું તો ઉપરનાં કપડાં કાઢી નાખી અંગ ઉપર આઇસ ફેરવતો અને માથાં ઉપર ભીણેલા ટુવાલ આખો દહાડો મુકી રાખવા પડયા હતા. આ સાંકડા માપની ટ્રેનમાં ફર્સ્ટ ને સેકંડ કલાસમાં

બીલકુલ ફેર નથી. ગાડીઓનાં ચામડાંની જાત ભાતમાં ફેર હોય તો કોણ જાણે !

જેમ જેમ રજપુતાનામાંથી ઉપર જતા જઈએ છીએ તેમ સઘળો દેખાવ ફેરવાતો જાય છે. રસતામાં ઝાડનુ નામ નહીં મળે અને સ્ટેશનો ઉપર છાપડાંને બદલે ચુનાના ગુંબજ. લાંકડાને બદલે પથરના ભારવટીઆ અને પથરના ખામલા!

---

# બાનડીકુઇ જંકશન.

મુંબાઇથી બાનડીકુઈ! ૭૫૫ મૈલ આવ્યા તો ખરા. અંહીથી દિલ્હી અને આગ્રાના ઉતારૂઓ ઉતરીને બીજી ટ્રેનમાં બેસે છે. ગરમી કાંઇજ નહીં ફકત ૧૧૦ ડિગ્રી, તેબી વળી છાવમાં! રેલવે સતાવાલાઓ ખોદાને ખાતર પોતાની ટ્રેનો સાથે આઇસનુ ગાડું રાખે તો આદમ જાત ઉપર મોટી મેહરબાની થાય.

ટ્રેનમાથી ફરીદકોટનુ શેહર દૂરથી દેખાય છે. આ શેહરના સઘળાં ઘરો સફેદ પથ્થરના બાંધેલાં હોવાથી તથા છાપરાં ન હોવાથી જાણે જબરદસ્ત કિલ્લો હોય તેમ જણાયછે. આવું કોઇ શેહર આપણા ઇલાકામા મારા જાણયામા નથી. અંહી જગે જગ પાણીની નેહરો ખોદેલી છે. જેમાની કેટલીક તો સાતસોથી આઠસો મૈલ સુધી જતી જણાવ્યામા આવેછે. અંહીના પુરૂશો ઉંચા અને કદાવર સાથે દેખામણા અને સ્ત્રીઓ પણ ખારસી ૭ ફુટ ઉંચી અને હાથની કાંડી તો એવી કે આપણી "સીલ્લા, પીરોજા અને મેહરૂ" જેવીઓને તો એક મુકકીમાં છ ને ચાર મૈલ ઉરાડી નાખે.

# ફિરોઝપોર.

બુધવાર તા૦ ૧૧મીએ બપોરના ૧૨-૩૦ કલાકે ટ્રેન ફિરોઝપોર આવી પુગી. અત્રે મારે જણાવવું જોઇએ કે લાહોર પોંહોંચવાને માટે આ ફિરોઝપોરનો રસતો લગાર સસતો હોવાથી અમોએ પસંદ કીધો હતો, બાકી જેપોરને રસતેબી લાહોર જવાઇ શકાયછે. ફિરોઝપોર ખુશનુમા શેહર દીસવામાં લાગે છે—પણ ગરમી! તોબાહ એલાહી! જાણે દોજખના દરવાજા ફાટી ગરમી અહીંજ ઉતરી પડી હશે! ટ્રેનમાં યુરોપીયનોને આ માસમાં મુસાફરી કરતાં માથે લોહી ચઢી જાય છે તેમાં હું કશી નવાઇ ગણતો નથી. કેમજે ખુની તાપનો દરમામીટર અને સાથે વિસકી સોડાને ભાગની થોડીક ડિગરી વ્યાજ તરીકે ઉપર. ગરીબ બચારા યુરોપીયનો! એ લોક વિલાયતમાંજ રેહ તો એ લોકને કેટલી ઠંડક રેહ! બાહાર ગમે એટલી ગરમી પણ વેટીંગ રૂમમાં અંદર દાખલ થયા કે એકદમ ફેર માલમ પડે છે. ખાસ્સી ૨૦ ડિગરી ફરક હશે, કેમજે ઓરડાને ખસખસ તટીઓથી બંધ કરી ખુબ ટાઢક જાળવવામાં આવે છે.

શોકરાના તે દાદગર દાવરના કે આ ઠેકાણેથી સાંકડા માપની ટ્રેનને છેલ્લી સલામ કરીએ છેએ. મોટી ગાડીમાં

કાંઇ નહીં તો દમ લેવાની જગા તો મળે! ભાગેલા પાટાના કટકાઓ ઉપર હથોડી ઠોકી ઘંટ તરીકે કામ લેવામાં આવતું અત્રે બંધ થઇ પાછા ડાહાયા ઘંટો અંહીથી શરૂ થાય છે. વણુસાયલી દાળ જેવા ચેહરાવાળા રેલવે અમલદારો અત્રે બંધ પડી હસતા ચેહરાનો મામલો પાછો શરૂ થાયછે. આ રડતી સુરતોનાં ભેજાં ઉપર તાપનું દબાણ ઘણું હશે તેમાં બચારા એ લોકનો શું વાંક!

---

# સતલજ અને ચિનાબના પુલો.



ફિરોઝપોર છોડયા પછી સતલજના નવા પુલ ઉપરથી ટ્રેન હળવે હળવે પસાર થાય છે. આફરીન! આ શું ગંજાવર પુલ છે! આપણા વસાઇના અને નર્મદાના પુલો તો એના આગળ જાણે બચ્ચાં! સતલજનો પુલ પોણો મૈલ લાંબો છે અને ઉપરથી પસાર થતાં છ મિનીટ લાગે છે. ઉંચાઈમાં તેમજ અને મજબુતબી તેમજ! આ પુલ જોઈ આફરીનના અવાજ કાઢવા વના રહેવાતું નથી. હેઠેથી ટ્રેન ને ઉપરથી ભારબરદારી ગાડાં.

પણ આ ઠેકાણેબી ગરમીનું નખ્ખોદ જાય. મારા મીત્રના ગજવામાં પીતલનો ચાંપનો ખડીઓ હતો તે કાઢી જોતાં એટલો ગરમ લાગ્યો કે જાણે ખળખળતાં પાણીમાંથી તરતનું કાઢેલું હાફ બાઇલ્ડ ઇંડું! બારીના કાચ એટલા ગરમ થઇ ગયલા કે ઉપર હાથ મુકાય નહીં.

સતલજ પછી થોડેક કલાકે ચિનાબનો પુલ મળે છે. આ પુલ વળી પહેલાને વીસરાવે એવો છે. તે એક મૈલ લાંબો છે, અને જુનો ને ઓસ્તવાર હોવાથી ટ્રેન ઉપરથી ધસારાબંધ ફુંફારા મારતી ચાલી જાય છે.

# રાવલપીંડી.

બૃસપતવાર તા૦ ૧૨મીએ રાવલપીંડી તરફ જવા માંડયું. અહીંનો સઘળો મામલો બોર ઘાટના જેવો જોઇ લ્યો. ફરક માત્ર એટલો કે ચહરાણ ઉતરાણ બેવડું અને લીલોત્રી તેના બદલામાં ગેપ! ગાડીઓ ગબડીને ખીણમાં ન પડે તે માટે 'કેચ સાઇડીંગસો' પણ ઘાટના જેવીજ. રસતો ઘડીમાં ઉપર જતો અને ઘડીમાં નીચો ઢાલ. રાવલપીંડીની નજદીક આવતાં લશકરી બરાખો જાણે પાદશાહોના મેહલ હોય તેવી નજરે આવે છે. બરાખોની આસપાસ મુસ્તકીમ કોટ બાંધેલા છે. કદાચ આ લત્તા ઉપર ભલાં માણસોની વસતી વધારે હોવાથી આ પ્રમાણે કરવાની જરૂર જણાઇ હશે!

• આ ઠેકાણે એક રહી ગયલી નોધ કરવાની જરૂર જોઉં છું. મુંબઇથી રાવલપીંડી સુધી મુખ્ય સ્ટેશનો ઉપર ખાધા પીધાની કસી પંચાત નથી. કેથે નરમ તો કેથે ગરમ. આ પ્રમાણે 'કોમીસ્તા' મળતું રેહે છે. ફેર માત્ર એટલો કે મુંબાઇ કરતાં ભાવ ડબલ! અને ઘણેક ઠેકાણે ખોરાકીની જાત 'નાલીયાવાડી.'

# મરી હીલ.

રાવલપીંડી પોંહોંચ્યા પછી રેલવેને છેલ્લી સલામ. કાશમીર જવા સારૂ અતરેથી ઘણા રસતા જુદા પડે છે. પણ સર્વેથી સલામતી ભરેલો મરીને માર્ગે થઇને જવાનો હોવાથી તેને લાડમાં ને લાડમાં "લેડીઝ રોડ" કરી નામ આપ્યું છે. આ દેડાનો ખાધો "લેડીઝ રોડ" કેવો લાયકીવાળો છે તે હવે પછી જોઇશું. મારો હેવાલ વાંચ્યા પછી જોઇએ તો "લેડીઝ રોડ" કહો કે "હરામઝાદો રોડ" કહો, તે વાંચનારનીજ મુનસફી ઉપર સોપું છું.

અમે આજ રસતે ગયા માટે મારે તો તેનોજ હેવાલ આપવો જોઇએ.

રાવલપીંડીમાં તાપનુ તો નામજ ન હતું! સહવારના સાહાડા છ વાગતેબી ઠરમામીટર ૧૦૩° ને તડકો તો કેહજે ચામડી ફાડી નાખું. ટાંગા કુંપની બે છે. એક મી૦ હોગનની ફિનીક્સ કેરીઇંગ કુ૦ અને બીજી મી૦ ધનજીભાઇની ઈમપીરીઅલ કેરીઈંગ કુ૦ જેઓ મેલ કનટરાકટર છે. ધનજીભાઇ આપણા હમજાતી એટલે અલબતાં તેવણુનેજ આસરે જવું જોઇએ. ટાંગામાં એક બેઠકના રૂ. ૮) પછી

## હિલ ટાંગા.

આ હિલ ટાંગાને પોલ "સિંગલ"જ દેખાયછે પણ જેમ ટરામ ગાડીને વધુ ઘોડા જોડે છે તેમજ એમાં પણ બે તટ્ટુ જોડાય છે. ચાકનુ ટ્રુમ ખાસું ૪ફુટ ગોળાઇમાં હશે અને ઉપર ઘાસ વીંટાળી પાણી નાખ્યા કરે છે કે ગરમ ન થાય. ગાડી ચાર પગે જાયછે ત્યારે આંચકો ભારી છે. ચાકની ઉપર પોહોળા પંખા જડયા છે, જે ઉપર બીછાનું, સામાણ વગેરે કસકસાવીને બાંધવામાં આવેછે.

ગમે તેમાં જાઓ. તટ્ટુ માતેલાં તો નહીં પણ ચાલવાવાળાં ખરવસતર. સીધી ગાડીની ચાલ તો અલ્લાહે તેમને શીખવીજ નથી. બસ ચાર પગે જવું. જેનું લીવર જરા આળસુ પડી ગયું હોય તેઓને ઘણું ફાયદાકારક છે. ફકત ચાળીસ મૈલનો ટપ્પો અને પાંચથી છ કલાકમાં કરવાનો એટલે પછી પેટમાં કુદકરીનું પુછવું શું. રાવલપીંડી સમુદ્રની સપાટીથી ૮૦૦) ફિટ ઉંચું અને મરી હીલ ૭૪૦૦ ફિટ—એટલે ચઢાઇબી અમથી નાહાની જેવી. પણ શાબાશ તટ્ટુઓને કે "કોચવાન" જેમ જેમ બ્યુગલનો સાદ મારતો જાય તેમ તટ્ટુની જોડી દમ બાંધીને નાહાશે. કલાકની ૮ મૈલની ઝડપથી જવું અને બ્યુગલનો અવાજ સાથે ચાબકના સપાટાથી આપણો જીવબી એવો ઉસ્કેરાઇ આવે કે સીધું બેસવાબી ગમે નહીં. આખરે સેવકથી રેહવાયું નહીં એટલે બ્યુગલ હાથમાં લઈ ફુંકવા માંડી અને રસતે મળતા સોલજરો તથા રાહદારીઓને અચરત કીધા.

રસતામાં આઠ ટપ્પા આગળ તટ્ટુઓ બદલ્યા—પણ તે એટલી ઝડપથી કે એકક ટપ્પા આગળ સરાસરી પાંચ મિનીટથી વધારે વખત લાગતો ન હતો. બીજો ટપ્પો આવવાને મૈલનો વાર હોય ત્યારથી 'કોચવાન' બ્યુગલ ઠોકયો જાય કે તટ્ટુ અસબાબ નાખીને તૈયાર ઉભેલાંજ હોય. એની ગમથી તટ્ટુ કાઢયાં કે બીજાં ઘાલ્યાં—બ્યુગલનો અવાજ—ચાબકનો સપાટો અને ચાર પગે ચાલ મારા બાપ.

મરી જવાનો રસતો માથેરાન ઉપર ચઢવાના રસતાને ઘણો મળતો આવેછે. એક નાહાનો જેવો ફરક છે તે એકે

બિર અથવા આયરીશ સ્ટાઉટના કરતાં સેજ "રફ" છે પણ કોઈબી જાતનાં કાવત્રાંથી મોકળો છે. તપાસ એટલીજ રાખવી કે હાથ રાખી પીવો, નહીં તો બીજે દહાડે દદુરી! પણ સોલજરબાને એ વાતની ચીંતા શાની હોય, તેઓને મનથી તો મરી બિર હાઇડસીક ચમપીનથી સરસ છે.

બપોરના બાર વાગતે મરી જઇ પોંહોંચ્યા. પહેલી અચરતી તો એ ઉપજી કે બપોર છતે તાઢ લાગવા માડી અને તેનો રાએતાનો ઉપાય, છાંટોપાણી, ત્યાંના લોકની ભલામણ ઉપરથી લેવો પડયો. ટોંગા છેક ઉપર જતી નથી પણ ચોક્કસ મથક આગળ આવી ઉભી રહે છે જ્યાંથી પગે ચાલીને જવું પડે છે. પહેલી નજરે એ પહાડી સેનેટેરીયમ એટલું નહાનું લાગે છે કે જાણે ખોબલામાં સમેટી ગજવામાં મુકી દઇયે. બડા સાહેબ લોકને ફરવાનો રસ્તો જેને "માલ" કહે છે તે ઉપર ઉભું રહી જોતાં મરી હીલ સ્ટેશન, એકેએક ઘર અને દૂકાન સુધાં નજરે પડેછે. ઘણાખરા રસ્તા પાંચથી ૭ ફુટ પહોળા અને સરખા નહીં પણ વચમાંથી બરફ દોડી જવા સારૂં નિક પાડેલા અને તમામ લાદીથી જડેલા. ગાડીનું તો નામ નહીં પણ તટુ અને લેડીઓને માટે "જામપાન" અથવા "જીનરીક્ષા." આ છેલ્લા બે ડાચું લચકઇ જાય એવા શબ્દોનું વર્ણન આપવાને મારા થોડાબી વાંચનારને જરૂર જણાશે. એક કફન જેવો લાંબો પાઈન લાકડાનો બાકસ, તેને મછવાની પેઠે બે અણીયાળા છેડા કાઢેલા અને તેમાં ચામડાંનાં વળાં નાખી તેમાં બાંબુના છેડા ખોસી ચાર ઉંચકનારા યાને 'બેરરો'ને માટે ગોઠવણ કરેલી. એનું નામ જામપાન.

## જીનરીક્ષા.

આ એમાંન મુંબાઇની બાજુએ તો દીસવામાં આવતુંજ નથી. હિલ સ્ટેશનો ઉપરજ એનું મથક છે. છેલ્લા ફેનસી ફેરની વેલ.એ મુંબાઇમાં થોડીક રીક્ષા આણી હતી અને તેમાં હરીમ ધરીમ જેવી બાઇઓ બેસીને પોતાને અને સામાને ગમત આપી હતી તે કદાચ મારા વાંચનારાઓને યાદ હશે. આ ગાડી હલકી છે, બેસવાને સુગમ છે પણ બેસનાર તેમાં શોભતો નથી. કદાચ રૂપાળી સ્ત્રી બેસે તો સારી લાગે !

મરી હીલ સ્ટેશન ઉપરની વસનારી લેડીઓ આ બેરરોને વિચીત્ર ડ્રેસ આપવાને ઘણી મહેનત લેતી જણાય છે, અને જેમ ઉંચા દરજ્જાની બાનુ તેમ તેણીના બેરરોનો ઠઠેરો ભારી. કોઇ લાલ ડગળાને લીલી ફીટ અને કોઇ પીળા ડગળાને કાળાં ફુંમટાં ઇત્યાદી. પણ મારૂં ખાનગી મત તો એવું છે કે આ કાગડાની પાંખ જેવા શોભીતા નોકરોને આવાં કપડાં આપી 'વલગર' બનાવી દેઈ નરા વાંદરાંઓને નાચ કરવા સારૂં કપડાં પેહરાવીઆં હોય તેવો અવતાર લાગે છે.

પણ 'જીનરીક્ષા' તે શું? વાંચનારા સાહેબો, તમોએ મુંબાઈના રસતામાં ફરતી ભિખારીઓની બે પૈડાંની ગાડી તો જોઇ હશે. તેજ નિયમ, પણ ફેર માત્ર એટલો કે ભિખારી-ઓની ગાડી ભાગી તુટી અને એબલગામણી અને આ ગાડી ખાસ્સી રોણકદાર વારનીશ કીધેલી અને મોરાકોની લાઇનીંગ સાથે સૂશોભીત જડાવદાર ફ્રાણસોવાળી. જેમ ભિખારીની ગાડી પછવાડેથી એક માણસ હડસેળે છે, તેમજ અ 'જીનરીક્ષા'નેબી એક શોભાઇતો વાંદરો પછવાડેથી હડસેલી આપે છે.

તમારાં મનમાં આમબી હશે કે મરી હીલ ઉપર કાંઇ મસ મોટાં ટાઉનહાલો અને એલફીનસટન સરકલો હશે. તેવી વકી રાખશો ના. ત્યાંનું દેવલ અને કલ્બ બે મોટાં કદનાં અને સુધરેલી ધપનાં છે ખરાં તેમજ 'જાંહાંગીરની કોઠી' તથા 'જામાસપજીની કોઠી' વાળાં બે ચાર મકાનો મુંબાઇનાં મોટાં ઘરો જેવાં છે. બાકી તો નાહાનાં 'સ્વીસ કાટેજીસ'ને મળતા

નાહાના નાહાના બંગલા છે. બાકીના દેશી ભાગના ઘરોમા ચાર દેવાલ અને ઉપર ચપટું ઘાંકણુ તથા તે ઉપર મટોડી નાખી ઘાસ ઉગાડેલું. આ લીધે ઉપરથી જોતાં દેખાવ એવો લાગે છે કે જાણે મોટા કદના પેટારા સીડીના આકારમાં ચઢ્ઢ ઉતર ગોઠવી દીધા હોય.

એટલું જાણુવા જોગ છે કે દરેક ઘર, બંગલા કે ઝુપડુ એના ઉપર એક, બે યા વધારે ચીમનીઓ તો હોયજ હોય. પણુ હોય નહીં તો જાય કયાં! જ્યારે આપણા તરફ ઠરમામીટર ૯૨° ત્યારે ત્યાં ભર ઉનાળામાં સહવારના ૫૮°! તેમાં ઠંડીના દહાડા તો ખોદા ખેર કરે. સાધારણુ રસતા ઉપર પાંચ થી છ ફીટ બરફ અને નીચે રસતા ઉપર ૧૫ ફીટ બરફ. છાપડાંઓ ઉપર બરફ, ખડકીમાં બરફ, વાડીમાં બરફ, ઝાડીમાં બરફ, એટલે પછી આગ સળગાવે નહીં તો શું કરે. મરી હીલ લશકરી સ્ટેશન હોવાથી ઠંડીના દાહાડા ૫૦ સોલજરોની ટુકડી ત્યાં પડી રેહછે. તેઓની 'ડયુટી' માત્ર એટલીજ કે સહવારથી સાંજ સુધી બોંહોય ચઢાવી પાવડા લઈ બરફ ખસેડયા કરવો અને બિરની ટાંસ મારયા કરવી. આવી રૂતુમાં ત્યાં કોઇ રેહતુંબી નથી. અકટોબર શરૂ થયો કે 'ઉતરાઈ' ચાલુ થાય છે અને શું મોટા કે શું નાહાના, શું ઈંગ્રેજ કે શું દેશી, વેપારી કે નોકર સઘળા ગાંસડા પોતલા બાંધી રાવલપીંડી ઉતરી પડે છે અને થંડીની મોસમ ખલાસ થઈ કે પાછા ઉપર આવે છે. થંડીના દાહાડા જુવો તો ઉપલા સોલજરો શીવાય મરીમાં સઘળું સમસાન ને બીઆબાન!

પણુ આવી રૂતુની અસર ત્યાંના લોક ઉપર કેવી થતી હશે?

ઇંગ્રેજ મડમો અને છોકરાંઓ જોઈને મારા અંગમાથી સંદેહ હજુ ગયો નથી કે તેમના ગાલ ઉપર જે લાલ ચણોઠી જેવો રંગ છે તે કુદરતી છે કે ખોટો લગાડેલો છે. જાણે ચમટી તોડે તો લોહી ધધરીને નીકળી પડે. એવા ગાળોથી આપણું મન.હેરત પામે છે. મારી ખાત્રી કરવામાં આવી છે કે આ રંગ ખરો છે, અને હું પણ તે માનુ છું, કેમજે અમારી પડોસમાં બે ચાર યુરોપીયન છોકરી છોકરાઓ રમતા હતા તેઓ સાથ દોસતી પાડી મેં મારી ખાતરી કરી લીધી હતી.

ખુદ ત્યાંના રહેવાસીઓમાં જાણવા જોગ કાંઇ નથી. કેમજે ત્યાંની હવા સરસ પણ પેટ ખાલી એટળે "પેટે પોરા ને મોંહોડે તમોરા" જેવું થાય છે. હવા ખાસ્સી અને ખાધાના વાખા પડે એટલે બચારાઓનાં મોહ ઉપર રૂવાની તે ક્યાંથી આવે. ત્યાં દેશી ધૃહસ્થ સ્ત્રી તો કોઇ જોવામાં આવતી નથી પણ બઝારમાં ફરતાં એકાદ બે પંજાબનો નજરે પડી તેમનું શું વર્ણન કરૂં. તેમની 'ઝુલીખા' જેવી આંખ્યો, ગોરૂં બદન, સીધું નાક, અને ગોલાબી ગાલ નજરને ચળી નાખે છે અને હવે પછી કેશમીર તરફ હીંડતાં શું જોવામાં આવશે તેની થોડી ઘણી આધાહી આપે છે. હું હીમ્મતથી કહુંછુ કે જો આમાની એકાદ રૂપસુંદરીને યુરોપીયન પોશાક પેહેરાવી કોઈ મજલશમાં આણી હોય તો તમે બીજી કોઈ સ્ત્રી ગમ જુઓબી નહીં. જે મરદો પંજાબ ભણીથી આવી અંહી વસેલા છે તેઓબી ઉંચા, કદાવર અને સોવામણા છે અને ઘણાકોનો રંગ યુરોપીયનોને મળતો છે.

આખ્ખાં મરી સેનેટેરીઅમમાં પારસી બાનુઓ ફકત ત્રણ

છે. તેઓ શેઠ જાંહાંગીરની કોઠીના મેનેજરની બાનુ, મી૦ ધનજીભાઈ મેલ કનટરાકટરનુ કુટુંબ અને જામાસપજીની કોઠીવાળી 'ફેમીલી.' આ દૂરદરાઝ મુલકમાં આપણી કોમની બાનુઓ હિમ્મતથી અને ખુશાલીમાં રેહ છે અને જોકે કુટુંબ તો ફકત ત્રણ છે પણ તેમને સર અવસરે એક બીજાનો આસરો છે. આ મધે જણાવેલાં નંબર બીજાં કુટુંબની બાનુઓનો મુખ્ય કરી જનમ પણ 'હીલ' ઉપરજ થયલો છે. અમે કાશમીરથી પાછા ફરયા તેની એક દાહાડો આગમજ ત્યાં એક પારસી બાલકનું ગુજરવું થયું તેના રવાનને ટાંગામાં પીંડી મોકલાવી આપવામાં આવ્યું અને સઘળી ધર્મની ક્રીયા હીલ ઉપર રહેલા મુઠીભર પારસી ભાઇઓએ કરી.

મરી હીલની આસપાસનો દેખાવ અતીશય રમણીય છે. ત્યાંની ખિનો અને પાઈન્ટો આગળ માથેરાન અને માહાબ્લેશ્વરની પાઇન્ટો અને 'સીનરી' માત્ર વટાવમાં છે. 'પાઈન'ના મોહોટાં મોહોટાં સેંહકડો ફુટ ઉંચા દરખ્તોની લાગેલી અલગાર આપણને આરામ આપ્યા ઉપ્રાંત ઓચંબો પમાડે છે. સહવારના પોહોરમાંથી એક ખીનમાં જઇને બેસો તો સાથે 'કોમેસ્તા' હોય તો આખ્ખો દાહાડો ત્યાંથી ઉઠવા માગો નહીં. આ પાઇનના ઝાડોમાં બલા જાણે તેલ છે કે શું તેથી જો એક સળગયું તો મૈલના મૈલ સુધી લંકા લાગી જવાની વાર લાગતી નથી. જેમ લાકડાંનાં છોળીઆં બળી જાય તેમ ભડકી ઉઠે છે અને દાહાડાના દાહાડા સુધી બુજાઈ શકાતાં નથી. અમે મરીથી બે મંજલ દુર હોઇશું તેવામાં એવીજ મુજબની આગ પડોશની ટેકડી નામે સોપુર ઉપર લાગી. તે

જોકે કેટલા મૈલ દુર હતી તોયે મરી હીલ ઉપર કોઇના પેટમાં જીવ નહીં હતો અને કેટલાકોએ તો પોતાનો અસબાબ વગેરે બાંધી તૈયાર રાખ્યો હતો.

બધું સુખ તે ક્યાંથી હોય! જેમ મરી હીલ બેહસ્તખાનુ છે તેમજ તેમાં દોજખનોબી થોડોક અંસ ભેળાયલો છે. પેહલું તો એકે ત્યાં પાણીની તાણ ભારી! જો બરફ બરાબર પડયો નહીં અથવા વરસાદ ઓછો પડયો તો પાણીની મારામાર. મોસમમાં સરકાર ટાંકીઓ ભરી મુકે છે તેમાંથી થોડું થોડું પીવાને માટે આપે છે. અમે હતા તેટલાં ધારેલો વરસાદ પડયો નહીં કે સરકારે લાગલી ટાંકીઓ આગળ સીપાઇઓની ચોકી બેસાડી. સાહેબોના પરવાનાવાળા જાણીતા ભિસ્તીઓને થોડું લઇ જવા દે અને ગામઠી ગરીબ લોકને કહીએ તમે તમારૂં ફોડી લ્યો. બચારા ખાડા ખબોચીઆમાંથી લાવીને પીએ. એ પિડાને લીધે તો અમે હતા ત્યારે એકાદ બે રિજમીટોને પીંડી મોકલાવી દેવી પડી.

મરીની બીજી પીડા ઘણી નજીવી જેવી છે! તે માત્ર એટલીજ કે અવાર નવાર કાલેરા ત્યાં નીકળી આવે છે. એ કાલેરા કાંઈ બાહારનો આવેલો નથી પણ ત્યાંનો ત્યાંજ પેદા થયલો છે. વળી ત્રીજી નાહાની મઇ જેવી પીડા ધર્થીકંપ છે. અવાર નવાર બે ત્રણ મહીને એ લાડકવાયા 'વીઝીટર' આવી જાય છે પણ ત્યાંના લોકને હવે ધર્થીકંપતો એટલો જાણીતો થયલો જણાય છે કે કોઇ તેની ઝાઝી દરકાર કરતું હોય તેમ લાગતું નથી.

ઉત્તપતીમાં પટેટા! બીજું કાંઈ ન મળે! પણ પટેટા તે હેવા કે જેનું નામ પટેટા! માહાબ્લેશ્વરથી અગાઉ જે લાલ છાલના ભસરા પટેટા આવતા હતા તેના બાપદાદા આ પટેટા હોવા જોઇએ.

હાટલોબી બે ચાર સારાં છે. તેમાં રોબરીનું હાટલ તો છેક પાહાડની ટોંચ ઉપર ચઢી બેઠું છે. રોબરી, વયુંફાર્થ અને મરી હાટલ એ ત્રણે સારાં છે. માત્ર ખિસામાં ખણખણાટ સારો જોઇએ. આપણા જેવા 'સાહેબ લોક'ને પણ ત્યાં ઉતરવાની કસી અડચણ નથી બલકે વધારે મજાહ છે. હાટલ ઉપ્રાંત ઇંગ્રેજોને માટે એક ફ્રફ્રડ કલ્બ છે જ્યાં ઇંગ્રેજો પોતાના ઇંગલાંડમાં બાપદાદે નહીં મારીઆં હશે એવાં મોજીઆં મારે છે.

હું ઉપર જણાવી ગયો તેમ મરીમાં 'યુરોપ શાપ' યાને વિલાયતી સામાણ વેચવાની દુકાનો ઘણી સારી છે પણ એ ચાર શિવાય બાકીના માખ મારતા જણાય છે. જાહાંગીરની કોઠી, જામાશજીની કોઠી, લોંગ એંડ ડેની, વગેરેની દુકાનમાં કામકાજ ઘણું ધીકે છે બાકી બીજાતો સમજ્યા. ભાવની તો વાતજ કરવી નહીં. જેલીનો પાટ મુંબાઇમાં છ આના તો મરીમાં બરાબર બાર આના; બિસકીટનો બાક્સ અત્રે સવા રૂપીઓ તો ત્યાં હડી રૂપ્યા. માત્ર વિલાતી દારૂજ સસતો મળે છે યાને એકના દોહોડ! એમાં હું એ દુકાનવાળાઓની કસુર જોતો નથી કેમજે વિલાયતી માલ બારોબારથી કરાંચીને માર્ગે ખરચ ખાતો પીંડી આવે

અને ત્યાંથી ટાંગા મારફતે રખડતો ભાગતો તુટતો મરી હીલ આવે ત્યારે પછી એમજ તો—જેટલો ચઢે એટલો પણીયારીને માથે ભાર !

મરી હીલની સઘળી બદી ભલાઇ સાથે ત્યાંનું બકરાનું ગોશ્ત બહુજ સારૂં જણાય છે. તેનું કારણ એ છે કે આ મીલીટરી સ્ટેશન હોવાને લીધે કાંઇબી ગોશ્ત ડેપ્યુટી કમીશનરની રજા વગર માંહે આવવા દેતા નથી. દરેક બકરાં અથવા મેઢાં ઉપર પેહલાં સરકારી છાપ મારવામાં આવેછે. જે છાપ વગરનું ગોશ્ત જો બજારમાં વેચાતું નજરે પડે તો કસાઇના મુસકા તાટ થાય છે.

એજ પ્રમાણે દુધને માટે પણ બંદોબસ્ત રાખ્યો છે. દુધ હીલની આસપાસના ગામડાંઓમાંથી આવે છે પણ દરેક હાંડો પેહલાં એક ઈન્સપેકટર તપાશે છે અને પછી દાખલ થવા દે છે. ગરીબ બચારા ત્યાંના યૂરોપિયન રેહવાશીઓ ! કેવા દુખે દાહાડા કાહાડે છે ! સાહેબ લોકોને માટે ચાર તો 'ટેનીસ કોર્ટ' છે અને એક મેસાનીક લાડજ છે જેમાં નવાઈ જેવી વાત એવી છે કે 'વરશીપફુલ માસ્ટર' એક પારસી ગૃહસ્થ છે !

મરી હીલ ખરેખર જઇ વસવા લાયક છે પણ મુંબાઈથી દુર ઘણું. વળી થોડાંમાં બોડું પીંડી પોંહોચ્યા પછી ૩૮ માઈલનો ટાંગાનો અપજાર ઘણો છે, જોકે ખાત્રીપુર્વક કેહવામાં આવે છે કે ઠેઠ 'હીલ' સુધી રેલવે લઇ જવાનો સતાવાળાઓનો વીચાર છે. એ સ્ટેશન તંદરોસ્તીના બાબમાં એટલુ ચઢીયાતું છે કે ત્યાં ચારતો ઇંગલીશ સ્કુલો છે. અને ત્યાંના છોકરાં જુઓ તો લોહીયાર જાણે હમણા ફાટી જાય તેવાં છે.

'ચઢાઇ'માં યાને મોસમમાં મરી હીલમાં સઘળા મળી ઘણું તો ૨૦૦૦ લોક હશે અને શિયાળામાં બરફ વરસે ત્યારે ૨૦૦ના બી વાખા. મરી હીલની મોટાઈ એની ઝાડોની છટામાં છે એટલા માટે એકબી ઝાડ કાપવાનો હુકમ નથી, પછી તે ઝાડ તમારા કમપાઉન્ડમાં હોય કે બાહાર. રસતા એટલા તો ઢળાવદાર છે કે મને તો લાકડી વના ચાલવાને મુશકેલી પડી હતી અને મારી ખાતરજમા છે કે આપણી મુંબાઇની પારસી બાઇઓથી તો જરૂર ચલાયજ નહીં. પાહાડ એટલો ઉંચો નીચો છે કે એક મોહોલામાંથી બીજા મોહોલામાં જવું હોય તો સીડીઓ ઉતરીને જવું પડે છે.

એ સ્ટેશનનુ નામજ 'સેનીટેરીઅમ' અથવા હવા ખાવાની જગા છે. એટલા માટે અંહીના કાયદાબી બીજાં શેહર કરતાં જુદા છે. દરેક દુકાનદાર અથવા ધંધાદારે પોતાની દુકાન ઉપર પાટીઉં મારવુંજ જોઇએ પછી તે ધંધો ગમે તે હોય. આવા નવાઇ જેવા કાયદાને લીધે કોઇવાર વિચીત્ર પાટીઆં જોઇ ઘણી રમુજ ઉપજે છે. જેમકે

| |
|---|
| Bebee Jan<br>Pro——te. |

આવું પાટીઉં તો આ બેહસ્તના મકાન શીવાય બીજાં કોઇ શેહરમાં જોવામાં આવતું ન હશે.

મરી હીલ ઉપર 'કટલરી' યાને છરી, ઢાલ, તલવાર,

વગરે ઘણુંજ સસતું, ન મનાય એટલું સસતું વેચાય છે. દાખલા તરીકે મારી કેટલીક કીધેલી ખરીદીનુ વર્ણન તમુને નવાઈ જેવું લાગશે. એક પાકેટ છરી તેના ૨૪ પાણા નીચે પ્રમાણે :—

૧ ચમચો.
૧ ડીનર નાઇપ.
૧ કાંટો.
૧ સ્ક્રુ ડરાઇવર યાને ડીસપીસ.
૨ જીમલેટ યાને નાકું પાડવાના (નાહાના મોટાં.)
૧ લેધર પંચ યાને ચામડાંમાં ગોળ નાકું પાડવાનુ.
૧ કોર્કસ્ક્રુ.
૧ બુટ હુક.
૧ બટન હુક.
૧ આંધરૂં પાડવાનો બાર.
૧ ચીપીઓ.
૧ કાતર.
૧ સુઈઓ.
૧ સારડીન ઓપનર.
૧ વાયર કટર, તાર કાપણી.
૧ નાહાની કરવતી.
૧ રેલ્વે ચાવી.
૧ કાણુસ.
૨ છરીના પાનાં
૧ દાંત કોતરણી.
૧ કાન કોતરણી.
૧ સીસોડી.

આ સઘળું એક મુઠીમાં માઇ જાય એટલું ઘણીજ સફાઇથી ઘડેલું—વેલાતીના જેવુજ—હાથીદાંતનો દસ્તો અને સઘળાંની કીમત રૂ. ૩ાા!

એક બીજો દાખલો આપું. નાહાની પાકેટ નાઇફ, તેમાં છ પાણા. ૨ છરી, ૧ બુટ હુક, ૧ નાકું પાડવાની ગીરમીટ, એક સુયો અને એક કારકસક્રુ એ સઘળાના આના છ. ઘણી કારીગરીથી બનાવેલી કટારો, નકસી સાથની, રૂપીએ સવા રૂપીએ મળી શકે છે. ધારવામેલે આ કારીગરો સઘળા વઝીરાબાદથી આવે છે જ્યાં આ બનાવનારાઓ વગર સાંચાએ ફક્ત હાથથી એ બનાવે છે.

અમારા સઘળા રખડપટા વચ્ચે એક બીજો નવાઈ જેવો દેખાવ અમોએ જોયો તે એક યુરોપીયન સોલજરની સ્ત્રી હતી જે કોઇબી ધણી ધોરી વગર, શેહરના બઝારના દેશી ભાગમા એક કંગાલ ઘરમા એક ખાટલી ઉપર પડી રહેલી હતી. આ સ્ત્રી દેખાવે જુવાન હતી અને અસબાબમાં એક બિછાનુ અને એક નાહાની ગાંસડી શિવાય બીજુ કાંઈ ન હતું. તેણીની આસપાસ દસ પંદર આફ્ગાનો અને પંજાબીઓ બેસીને પાના રમતા હતા!

એ લતા તરફ કેટલીક મીશ્ર ઓલાદના લોક જોવામાં આવે છે. દાખલા તરીકે અમુને એક યૂરોપિયન મળ્યો જેના સાથ વાત કરતાં તે યૂરોપિયન બાપ અને આફ્ઘાન મા ને પેટનો જણાયો. તેની ફર્યાદ એવી હતી કે સરકાર અમુને મોટા ઓધ્ધા આપતી નથી અને તે માટે વિલાયત

વેરથી નાદાન છોકરાઓને બોલાવે છે અને અમે જ્યારે દેશી તરીકે કામ કરવા માગ્યે છૈએ ત્યારે અમને દેશીઓના હક આપવાનેબી ના પાડે છે. આ ગૃહસ્થ તદ્દન યૂરોપિયનના જેવોજ અને કદાવર તથા સોવામણો માજરા ડોળાવાળો હતો.

# કાશમીર ગમ કુચ.

## મરીથી દીવલ.

તા૦ ૧૪મી અને સનીવારે સહવારના ૬ા વાગતે ઘણી દલગીરી સાથે અમોએ મરી છોડયું અને કાશમીર ગમ મુસાફરી શીરૂ કાધી.

ટટુઓના દેખાવ તો એવા હતા કે મન સાથે પેહલાં તો બે ચાર તનદરોસ્તી બણવી પડી. જાણે હાડકાંના પાંજરા ઉપર ચામડું ઢીલું સીવી લીધું હોય એવો મામલો નજર આવતો હતો. પણ આ ઠેકાણે હું ઠગાયો હતો એમ કબુલ કરવું પડે છે. અંહી દેખને મે સીરવાઈ ને ચલનેમે ધમ્મુ નિવડયો. દેખાવે એબલગામણા પણ ખરેખર ઠરેલા પગના અને મજબુત આ પાહાડી તટુ હતાં. વાત કરતાં કરતાં શીરે પોહોરે નિકળ્યા તે નવ મૈલની મંજલ સવા ત્રણ કલાકે કાપી પેહલો ટપ્પો નામે 'દીવલ' ત્યાં આવી પોંચ્યા.

મરીથી 'દીવલ' સુધીનો રસ્તો ઠીકછે—ઘણો ખરાબ નથી. વળી છાંયો હોવાથી વાતમાને વાતમાં વખત નિકળી જાય છે. રસ્તો સીધ્ધો નથી પણ ઉતરાઇ ઘણી છે અને તટુઓ મૈલમાં ત્રણેક વખત 'આવરેજ' ઠોકડ ખાય છે.

પણ તેની ચિંતા કરવી નહીં કેમજે પોતાની મેળેજ પોતાને સાચવી લેછે. આખ્ખે રસતે પાઇનના ઝાડોની ઘટા આંખને આનંદ પમાડે છે અને મુંબાઇથી જુદીજ જાતના ઝાડો પેહલી વાર નજરે આવે છે. રસ્તામાં અવાર નવાર સોલજરોની છાવણી પડેલી મળે છે. સરકારે તસ્દી લઈ મૈલના ખામલા તો ડાટયા છે પણ ઉપરના માઈલના પાટીઆં ગેબ થઇ ગયલાં છે. લાકડું મોઘું હોવાથી પાહાડીઓ બળતણ કરવા ચોરી જતા જણાય છે. ટેકડીના 'સ્લોપ' યાને ઢેલાવ ઉપર ખેતી કીધેલી કાંઈ વિચીત્ર લાગે છે. દર પગલે રાહાદારી કોઇ આવતો અને કોઈ જતો મળે છે.

'દીવલ'નો ડાક બંગલો સારો છે. ખુરશી, કોચ, આરસી, સુવાની ચારપાઇઓ વગેરે ઠીક છે. વળી ઇગ્રેજ સરકારનો મામલો એટલે ખાનાપીના વગેરેનો બંદોબસ્ત સારો છે. એક ખાનસમા અને એક ચોકીદાર હંમેશ ત્યાં હાજર હોવાથી પૈસા ખરચો તો સોજું ખાવાનું સેહજ વારમાં મળી શકે છે. વળી ભાવમાંબી કાંઈ ચાંસ મરાઇ શકાતી નથી, કેમજે પંજાબની સરકારના હુકમથી સઘળા ભાવ ઠરાવી દરેક ઓરડામાં છાપીને મુકેલા છે. અલબતે જંગલ હોવાથી ભાવ એવા છે કે કોઇ ચીસ્ટા જીવનો હોય તેને તો પરવડેજ નહીં. સોડા બાટલીના આના ચાર, અને એ પ્રમાણમાં બીજું સઘળું. આ ઠેકાંણે ગાડીનું તો નામ નિશાન નાબુદ હોવાને લીધે સઘળો મામલો ઘોડાથી અથવા ઉંટથી ચાલે છે. અમારો સામાન થોડો હોવાથી કુલીઓને માથે મોકલાવ્યો હતો. આ ઠેકાંણે કાશમીર જવા ઇચ્છતા સાહાશીક મુસાફરને મારી

મજબુત શિખામણ છે કે સાથે સારા એક નહીં તો બે નોકરો રાખવા, તેમાં એક પકાવી જાણનારોબી જોઈએ. જાણવું કે મુંબઈથી લઈ ગયલા નોકરો બીલકુલ નકામા થઈ પડશે, સામા ભારી પડશે. કલકતા વગેરે નિચલા મુલકોમાંથી આવેલા નોકરો ઘણા પેહલા ટપ્પામાંજ બીહીને નાસી ગયલા અથવા પડી જઇને નુકશાન પામેલા ઘણા જણાયલા છે.

એમ નહીં સમજવું કે તમે ગુપચુપ ફરીને ગુપચુપ પાછા આવશો તો કોણ જાણવાનું છે. દરએક ટપે એક ચોપડીમાં તમારી સહી, દરજ્જો, કેટલો વખત રહયા અને રેહશો વગેરે તમારા પોતાના દસ્ખતથી લખાવી લીધામાં આવે છે. બંગલામાં એક દાહાડો રેહવાની એક રૂપીઓ ફી અને તરણ દાહાડાથી વધારે રેહવાની રજા નથી. જો સઘળા ઓરડા ભરાઇ ગયા હોય તો તમારા ઓરડામાં બીજા "સાહેબ"ને લાવી બેસવાનો કાયદો છે.

આ દીવલ ગામ જંગલ બીઆબાન છતે ત્યાં એક નવાઇ એ જોવામાં આવી કે સરકારે પોતાને ખરચે સ્કુલ સ્થાપી છે. જેમાં પાહાડી છોકરાઓ સાઠથી સીતેરને આસરે ચઉદ રૂપીઆના પગારવાળા એક પેશાવરી શીક્ષકના હાથ તળે તાલીમ લીયે છે. આ છોકરાઓને માટે ખાસ ઉરદુ ચોપડીઓ સરકારે છપાવી છે. વધારે ખંતથી ખોળ કરતાં એવું જણાયું કે આ ખરવસતર જાતને બચગીથીજ કેળવણીનાં લોભમાં નાખી એ મુલકને થંડો પાડી નાખવાની આ સરકારની રાજનિતી હોવી જોઇએ. શિખવાના ફાયદા સમજનારા તો મારાં મનમાં છે તેના જેવા

ઉજમારા એટલે તેમને લાલચ એવી દેખાડી છે કે જે છોકરો શાખીને હોશીઆર થશે તેને રૂપીઆ ચારને પગારે રાવલ પીંડી મોકલી સરકારી નોકરીમાં રાખીશું. નોટ—દર માસે ચાર રૂપીઆ દીવલમાં તે મુંબઇમાં ચારસો સમજવા.

---

# દીવલથી કોહાલા.

દીવલ પોંહોચ્યા પછી નાસ્તો વગેરે કરતાં કલાકેક કાઢી તુરત બીજાં તટ્ટુ મંગાવી બીજો ટપો સાડાદસ વાગે શરૂ કર્યો. આ ટપો દસ મૈલનો છે. રસ્તો આગળ કરતાં ખરાબ અને તટ્ટુ પેહલાનાં કરતાં ઘણાંજ ખરાબ. આ ઠેકાંણે મારે જણાવવું જોઇયે કે મરીથી બારામુલા જે સંવટનો ટપો છે ત્યાંસુધી સઘળા ટપાઓ માટે તટ્ટુ અને સામાન તથા ખચ્ચરનો બંદોબસ્ત આગળથી મરી ખાતે ફ્રિનીક્સ કેરીઇંગ કંપની સાથે કરવો જોઇએ. અગર તમારાં પોતાનાં જાનવર અને તમારા પોતાના નોકરો હોય તો ચિંતા નહીં. પણ ઐસા કબ દીન કે મીયાંકા પાંઉમે જુતી. યાતોકલ અમથાબી નીકળી પડયે તોબી ચાલે. રસ્તે રસ્તે ભાડેના તટ્ટુ મળી શકે ખરાં. જ્યારે મળે ત્યારે એકને બદલે ચાર. પણ ન હોય ત્યારે ચાર દાહાડા રોકાઇ રહેવુંબી પડે. ફ્રિનીક્સ કેરીઇંગ કંપનીવાળાઓ દર ટપાનાં તટ્ટુ માથે રૂપીઓ એક, ખચર માથે આના બાર, અને કુલી માથે આના છનો દર લીએ છે, પછી તે ટપો છ મૈલનો હોય કે વીસ મૈલનો. દરેક તટ્ટુ સાથે તેનો બાલગીર યાને સાઇસ ચાલતો આવે છે, તે મૈલેક સુધી સાથે ચાલે છે, પછી કોણ જાણે કયાં ગેપ થઇ જઇ જંગલને

રસ્તે બીજે ટપે આપણી બરાબર પોંહોચી જાયછે. અને આપણી સવારી ખલાસ થઇ કે તટુ લઇ પાછો આગલે મુકામે ચાલી જાય છે. એ પ્રમાણે આ બાલગીરો દરરોજ પચીસથી ત્રીસ માઇલની પગે મંજલ કાપે છે.

દીવલથી કોહાલાનો દસ માઇલનો રસતો અકરવકરે કાપ્યો. ઝાડનું નાંમ ન મળે અને તડકો કેહજે મારૂં કામ. વળી દસ મૈલનાં છેટાંમાં ૫૦૦૦ ફીટ ઉતરી જવાનું એટલે ઉતરાઇનો તો કાંઈ પાર નથી. મૈલનાં છેટાંમાં તટુ ઓછામાં ઓછી એક દજન ઠોકડો ખાતું હશે. આ ટપ્પામા કાશમીર ભણીથી આવતા એકાદ બે ઈંગરેજ મુસાફરો પાંઉપ્યાદા અને ઘોડાપર આવતાં મળ્યા હતા.

કાશમીરની ખિનો અને પાહાડોની ઘટાની એક આનો ભાર શરૂઆત અંહીથી થવા લાગે છે. આપણું તટુ પાહાડની કઢણે ચાલે અને બાજુની ખિનનાં ઢળાવ ઉપર છુટાં છુટાં સંખ્યા બંધ ઝુપડાંઓ ઘણાંજ નવાઈ જેવાં લાગેછે. જાંણે લીલોતરીમાં મોટાં પટંગીઆં છોડી મુકયાં હોય. જરૂર એ ઝુપડાંઓમાં જયારે રાતનાં બતીઓ સળગતી હશે ત્યારે ખિનમાં જાંણે આગ્યા કિડાઓ ઉડતા હોય એવો દેખાવ થતો હશે. કોહાલામાં સ્ટેજીંગ બંગલોબી સારો છે. એ પણ બ્રીટીશ સરકારનાં પ્રતાપ. દીવલની પેઠેજ અહીં પણ ખાંનસામા, સોડા, લેમોનેડ અને છાપેલા ભાવ.

બ્રીટીશ મુલકને અહીં છેલ્લી સલાંમ. બંગલાના વરંડા ઉપર બેસી જોઇએ છે તો જીલમ નદીનો એક ફાંટો પેહલો વેહલો

નજરે આવે છે. એ ફાંટો બ્રીટીશ સરકાર, કાશમીર સરકાર અને રાજા મોતીસીંગ ત્રણનો ભાગમાં દેખાય છે. આ પાર બ્રીટીશ મુલક અને સાંમીપાર કાશમીર! એની વચમાં ફક્ત એક લોહોડાંનો ઝુલતો પુલ. બ્રીટીશ રાજમાંથી કાશમીરમાં જવાનું દોહોડીઉં એક. કાશમીરમાંથી હીંદુસ્થાંનમાં આવવાનું પણ દોહોડીઉં એક—યાને પુલપરથી પસાર થઇ જવાનું એક દોહોડીઉં ફી. પુલને આ નાંકે એકાદ પુરૂષ ખુન કરી પચીસ ડગલાં દોડી જાય તો પછી આશાન જઈ બીજે નાંકે બેસે. કોણની મગદુર કે તેને આંગલી લગાડે. આ વેળા એ ઝુલતા પુલની વચમાં ઉભો રહી મારાં મનમાં વિચાર આવ્યો કે હું પુલની બરાબર વચમાં ઉભો છું અને અહીં કંઇ ગુનાહ થાય તો કોણની સતા ચાલે—બ્રીટીશની કે મહારાજાની કે મોતીસીંગની? મારા મીત્ર જેવણ ધારાનાં હીમાયતી હતા તેઓએ ચુકાદો આપ્યો કે જે વધારે મોટો રાજવાળો હોય તે નાહાનાંને તાંણી જાય, બીજું શું.

આ ઠેકાંણે આ નવાઇ જેવા ઝુલતા પુલનું થોડુંક બયાંન જાંણવા જોગ છે. તેજ ઘડીએ મેં એક ૨૫ ખરડો ચીત્રો કાઢયો હતો તે આ પાસેનાં પાનામાં આપ્યો છે તેથી કદાપી વધારે સમજ પડશે.

નદીનાં જે ભાગ ઉપર આ ઝુલતો પુલ નાંખેલો છે તે ભાગ આસરે ૨૫૦ ફુટ પોહોલો હશે, બ્રિટિશ નાંકે તેમજ કાશમીર નાંકે ઘડેલા કાળા પથરની એ ભાગોળ જેવું ઉભુ કીધું છે અને તેના ઉપર મથાળેથી લોહોડાંની બે કમાન નાખી છે. આ કમાન સાથે સીકો ઝુલતી નાખી તે સાથે પુલ લટકાવ્યો છે.

## કોહાલાનો લોહોડાંનો ઝુલતો પુલ.

આ સ્કેચ મેં પુલની અધવચમાં ઉભો રહી લીધો હતો. સઘળું કામ લોહોડાંનું છે અને ૨૦૦ ફીટ લાંબો છતે તમામ અતરંગ છે. ઉપર ઉભા રહી કુદીએ તો જરા 'વાઇબ્રેશન' થાય છે. ઉપરથી પસાર થવાનું એક દોહોડયું. બનાવટ વિલાયતી છે. સામા પાહાડની ઉપર નાહાના નાહાના છાપડાં છે. અતરે બ્રીટીશ સરહદ સમાપ્ત થાય છે.

આખો પુલ લોહોડાંનો છે અને વિલાયતી સફાઇદાર કામ લીધેલું છે. બરાબર વચમાં ઉભું રહી કુદયે તો સેહજ અસ્થીરપણાંની અસર થાય છે.

કાશમીરને નાકે મહારાજા સાહેબની કસ્ટમ હાઉસ યાને ફુરજો છે. આ ફુરજો આપણી પ્રીન્સીસ ડાક કરતાં કંઇ મન ફેર નાહાનો હશે! સુમારે ૨૦ ચોરસ ફીટ જગામાં ૫૦—૬૦ બોચકાંઓ અને બે ચાર ઉંટ નજરે પડે છે, સઘળો મળી માલ સુમારે રૂપીઆ બે એક હજારનો હશે. કસ્ટમના કલેકટર સાહેબનો પગાર રૂપીઆ ૧૨, પગમાં જોડા નહીં અને સઘળો હીસાબ કેતાબ કાગજનાં ચીઠડાં ઉપર. આહા! બ્રીટીશ સરકાર પણ મુંબઈ, કલકતા, અને મધરાસ તથા પોતાનાં બીજાં મોટાં શેહરોમાં એવાજ નિયમ ઉપર ચાલે તો પછી ઈનકમ ટેકસની જરૂર શું!

# કોહાલાથી ગરી.

કોહાલાથી ગરી ત્રીસ મૈલ. ટાંગાનો રસ્તો—ચાર ચાર મૈલે તટ્ટુની બદલાઇ, બ્યુગલનું ફુંકાવું, ચાબકના સપાટા યાને સઘળો દેખાવ પીંડીથી મરી જવાનો જોઇ લેવો. ફરક એટલોજ કે કોઇ કોઇ ઠેકાંણે પુલ ઘણાંજ નાંમીચા હોવાથી ટાંગા છોડી દઇ ઉતરીને ચાલવું પડે છે. જીલમ નદી હજુ તમારો પીછો છોડતી નથી. ભુખ્યા વાઘની પેઠે સાથેની સાથેજ છે. અવાર નવાર તટુઓ પોતાની જાત બતાવે છે ત્યારે બાંબુને છેડે ચમડાંની છોટી કરી તેમાં કાંન ભેરવી અમરોટો દઇ ચલાવ્યામાં આવે છે. ગમે એવું અફલાતુન જાનવર હોય તેનેબી આમ કીધું કે નરૂં માખણ જેવું. હું ધારૂં છું કે મસ્તાંન છોકરાંઓનાં કાંન ચમટીમાં ધરી ચીમટીયે છૈયે અને છોકરૂં પોચું પડી જાય છે તેનોબી નિયમ એજ હશે.

કોહાલાથી ગરી વચ્ચે હવા અને ઠંડી લેહકી જીવને રાહત આપનારાં છે. પેહલી વેહલી બરફની ટોંચ એક બીલસ જેવડી અહીં નજરે પડે છે. એ દેખાવ પેહલાં એટલો તો નવાઇ જેવો અને ખુશનુંમાં લાગે છે કે થોડીએક મંજલ સુધી નજર ત્યાંને ત્યાંજ જયા કરે છે. લુલકવાલું ઝુમર તડકામાં જેવું દેખાય તેવું પેહલી આંખે બરફનુ શીખર દેખાય છે. રસ્તે

સોહાંમણું—અકલમંદ ઉંટોની અલગાર મળતી ચાલુજ છે. રસ્તાની બાજુએ ઝાડપાંનનું નાંમ નથી એક બાજુ પાહાડ અને બીજી બાજુ નદી.

અત્યાર સુધી તો હસી ખુશીથી આવી પોંહોચ્યા પણ—કેહતી છેકે—આગુ ચલો બરી મજાહ હયે. હવે પછીથી શું આવશે અને કેમ થશે તેની જો બસારત થઇ હોત તો કદાપી ગરીનુંજ પાંણી સરસ છે એમ માંનવાનો લોભ થાત. રિનીકસ કેરીઇંગ કંપનીનું મધ્ય મથક ગરીમાં હોવાથી ત્યાં એ કંપનીનાં મેનેજર બેકર સાહેબની પેહેલ વેહલી મુલાકાત થઈ. તે અમોને પુછવા લાગ્યો કે તમારો નોકર કયાં છે. અમોએ જવાબ દીધો કે રસ્તે રસ્તે મન ચાહે તેવું ખાનું ખાનસમા આપે છે ત્યારે વળી નોકરની વેઠ કોણ કરે. બેકર સાહેબે ખોલાસો કીધો કે "ભલા માંણસો, આવી બીકટ મુસાફરીએ નિકળી પડયા તો કંઈ પુછપરછ તો કરો. ખાનસંમા શું ને વાત શું. અહીથી આગળ એક રોટીનો ટુકડોબી નહીં મળશે. એ શું કઈ બ્રિટિશ મુલક છે. દર પડાવે જેવાં તેવાં ભાગાં તુટાં મકાંનો છે પણ એક ચલીઉં ત્યાં મળશે નહીં." મારયા ઠાર! આતો હોશીઆરી કરવા ગયા તો હોશીઆરી તો અવળી નીકળી ગઈ. કોમીસ્તાનું કેમ કરશું તે માટે અમે તો અંદેશામાં પડયા. નોકર હોયબી તો શું તેને કરડીયે. રાંધવાનાં વાસણ કયાં છે, વાસણ હોય તોયે સાંમણ ક્યાં છે. અમારો વસવસો જોઇ ભલા બેકર સાહેબ બહાદુરે દેલાસો દીધો કે અમારે ચિંતા કરવી નહી. તે પણ કાશમીર ભણીજ કાંમસર જતો હતો તેથી ઇજન કીધું કે જ્યાં સુધી બનશે

ત્યાં સુધી તમોને મારી સાથે જમાંડીશ. તરત વેળા તો પીકા પતી પણ કાશમીર મુસાફરી કરવા ઇચ્છતા સાહેબોએ શું શું રાખવું તે આ ઠેકાંણે ટપકાવી લેવુ વખતસરનું લાગે છે.

જો ચીચોડા ઝાઝા હોય તો પેહલ વેહલો સાથે એક કાબુલી તંબુ રાખવાની અતી ઘણી જરૂર છે. જેઓને આ લખવું સમજ ન પડે તેઓની જાંણને માટે કહુંછું જે કાબુલી તંબુ તે આઠ ફીટ સમચોરસ—વચમાં એક પોલનો અને દબલ ટાપનો સમજવો. મોટા તંબુ લોભ કરીને લઇ જશો ના કેમજે તેનાં કદને લીધેજ તેને એક ઠેકાંણેથી બીજે ઠેકાંણે લઈ જવાની આપદા પડશે—બલકે લઈ જવાશેજ નહી અને સાંમું કોઇ વાર ફસી જવાનુ થશે. એમ તો અવાર નવાર પડાવનાં છાપડાં દર મંજલે મળે છે પણ કોઈ કોઈ ઠેકાંણે તો એવાં કે નહી બોલ્યાની ભલી વાત. ચાંચડનો તો પાર નહીં અને સરદી લાગી તો રૂમેટીઝમનો વારસો લઈ મુંબાઈ પાછું આવવું પડે. બારીબારણાં તો એવાં કલાસી બંધ ઘડેલાં કે આખી રાત પવનનાં સપાટા અને ઠંડીને લીધે એકને બદલે ચાર ધાબળી ઓઢતાંબી છુટક આવે નહીં.

રકમ બીજી—દારૂ. જો ટીટોટલર હો યાને નાકે જીભ લગાડનારા ત્યારે તો ફીકર નહી, બાકી જરા તરાબી પીવાની આદત હોય તો જેટલો સેહલાઇથી લઇ જવાઇ શકાય એટલો જે સ્ટેશન ઉપર પેહલાં મળે ત્યાંથી લઇ લેવો. જેઓ નહીં પીતા હોય તેઓનેબી મારી ભલાંમણ છે કે દવા દાખલથી સાથે થોડો ઘણો રાખવો, કોઇવાર પાંણી ખરાબ હોય તો

ચાંહેનાં જીવજંતોનો નાંશ કરવા માંટેખી ચમચી બરાંડી નાંખવો પડેછે. એતો મારા પારસી ભાઇઓને સમજાવવું ન પડે. સમજો કે પવનનો ખુકજ પકડી આવ્યો તો કાંઇ એ દવા વગર ચાલવાનું છે? કોઇ વાર ટાઢ સાંજને છેડે એવી વાગી આવે છે કે આપોઆપ બાટલી શોધવા વગર ચાલતું નથી. કલારેટ, કયુરેસો, નોઇઓ, અથવા બિર એવા શોકીન દારૂઓની હું ભલામણ કરતો નથી કેમજે તેવાંની ત્યાં જરૂર નથી તેમજ લઇ જવાની આપદા વધતી છે. માત્ર આપણો બ્રાંડી બાહાદુર અથવા વીહીસ્કી અને થોડા ખપ જોગો સોડા એટલું જરૂર રાખવું.

રકમ ત્રીજી—ઓઢણીઓ. જ્યારે અમે મુંબાઇથી નિકળ્યા ત્યારે મેં સાથે એક રૂની રીઝાઇ તથા એક પાતલો સ્કાચ પ્લેડ અને એક નાંહનો તકીઓ લીધો હતો. જ્યારે મને સુચનાં કરવામાં આવી કે વધારે ત્યો ત્યારે મેં તે વાતને હસી કાઢી. "નેવું ડિગરી ઠરમામીટર તેમાં વળી ઓઢવાનું કોણ છે—સામા ગાડીમાં કોણ જાંણે કેમ મરી જઇશું તેનો વિચાર નહીં મળે! વળી જતાં ને આવતાં મળી આઠ વખત ટ્રેન બદલવાની ત્યાં વળી એ નકામી વેઠ કોણ કરે" આમ મન સાથે ફિલસુફી અખત્યાર કરી પોતે ઘણુંજ સાદા સાજ સાથે નિકળ્યા હતા. આંટરોડનાં સ્ટેશન ઉપર મારો જોડીયો મુસાફર જ્યારે આવ્યો ત્યારે સામાનમાં એક જબરજસ્ત બોચકું ઓઢવાનાં સામાનનું લાવ્યો હતો તેમાં દસેક બહુજ ગરમ ઓઢણીઓ, ધાબળીઓ, બે ગરમ જાડા ઓવરકોટ વગેરે હતું. મેં હસીને તેની મશકેરી કરી કે બાઇ એમબી

ને એમબી એક કુરતની સાથનો પલંગજ કાંય નહીં લઇ આવ્યા. મારો મીત્ર જેને હિંમાલીયાનો મારા કરતાં વધારે અનૂભવ હતો તેણે હસીને જવાબ દીધો “ ઠીક છે જોઇશું.” મેં આગળ જણાંવ્યુ તેમ રેલવેમાં તો એવી ગરમી કે આંગ ઉપર એક લુગડું રખાય નહીં. આ વખતે એક ગાડીમાંથી બીજી ગાડીમાં ટ્રાનસ્ફર થતા મારા મીત્રને સઘળું હાઉસન ઝાઉસન ઉતરાવવુ ચહાવવું પડે તેથી તથા રોજ સવાર પડે ને ગાંસડા પોતલાં બાંધવાં પડે તેથી મને ઘણીજ રમુજ મળતી.

પણુ કરને જો અહીંનું અહીંજ છે. મરી હીલ ઉપર પેહલી રાતના જ્યારે ૫૮ ડીગરી પારો થયો ત્યારે સબસે ભલી ચુપ કરીને સેવકે મીત્રની એક ગરમ ધાબળી તફડાવી. પછી આગળ માર્ગમાં ઉરી નામે એક ઠેકાંણે છેંતાળીસેક ડિગરી હવા હશે ત્યારે તો સઘળા શરમ લાજ છોડી દઈ મીત્રને પગે લાગ્યો કે “મારો બાપ કરૂં—તારામાંથી અડધાં ઓઢવાનાં મને આપ, હું તો હારયો.” પછી કાશમીરના પાયતખ્ત શ્રીનગરમાં સવારના આઠ વાગતેબી બંગળામાંથી નિકળી ચોકસ અગત્યના કામ માટે જવું પડે ત્યારે નકટે નાકે ઉપલા બે ભારી ઓવરકોટમાંના એકના આપણે ધણી થઈ બેઠા. સારાંશ કે સાથે ચારપાંચ સારી જેવી ઓઢણી, એકાદ જાડો ઓવરકોટ અને એકાદ છતરી લઇ જવાને યાદ રાખવું.

રકમ ચોથી—ટરાવેલીંગ ચારપાઈ. આ એક ઘણીજ સગવડની ચીજ છે. ચાર બાંધુ, ચાર પગ; એક નાક્ષંવાળી સેતરંજી

અને સફેદ સુતરાઉ દોરડું. એટલાં વાનાને છુટા કરી મેલ્યે તો એક નાહાનુ બંડલ બની જાય છે પણ 'ઉખેડીને' ફીક્સ કીધું તો 'ચારપાઇ' બને છે. જગે જગ પડાવમાં ચારપાઇ મળે છે ખરી પણ કોઇ ઠેકાણે ગંધાતી તો કોઈ ઠેકાણે તુટેલી તો કોઈ ઠેકાણે રોકાઇ ગયલી. હવે ભોંય ઉપર સુતા તો પરવડે નહીં એટલે આપણી પોતાની ચારપાઈ હોય તો ઘણું સલામત છે. એકાદ ઠેકાણે એવી આપદા પડી હતી તેવારે મારા સાથી મીત્રનું બોલવાનું થયું કે "કેમ ભાઇ, પેલો કુરતનીવાળો પલંગ હોત તો કેવો કામ લાગત."

રકમ પાંચમી—બતીનું ફાણુસ. આ પણ ઘણીજ અગત્યની ચીજ છે અને કધુ ભુલવી નહીં કેમજે ઘણાખરા પડાવ ઉપર બીલકુલ કોઇબી જાતની બતી મળતી નથી. આ સસતી પણ કીમતી જણુસ વગર અમે બહુજ મુંઝાયા હતા તેનું વર્ણન આગળ આવશે.

રકમ છઠી—રીવાલવર. જોકે આ ચીજ અમોએ સાથે રાખી ન હતી તોયે આગળ ચાલતાં એકાદ બે વાર એવા દેખાવ નજરે પડયા કે અમો બન્ને મીત્રો એકમત થયા કે આવી જગામા રીવાલવર વગર આવવુ હેમકાઇનુ કામ છે.

રકમ સાતમી—પાકેટ ફીલટર. ઇસટાંડ ઉપર મુકવાના મસ મોટાં ફીલટર આવે છે તે કોઇ આ વાંચીને ઉપાડી જશો ના. નાહાના ગજવામાં સમાઈ શકાય એવા બીટાનીયા મેટલનાં ફીલટરો આવે છે એ ઘણાજ કામના છે. બાજે વખતે પાણી એવું શકીલું મળે છે કે જો એમનુ એમ પીધું હોય તો

ચોખ્ખો કાલેરા થઇ આવે. એવી વેળાએ આ પાકીટ ફીલટર સોનાને મુળહુ થઇ પડે છે.

અલબતે ઉપલી ચીજો દરસાવી છે તે ઘણીજ અગત્યની છે પણ તે ઉપ્રાંત રાંધવાના થોડાંક વાસણ, કારક ફ્રુ, છરી, વગરે જરૂરના છે.

બીજી જીણસ જે વગર ચાલેજ નહીં તે કેટલીક ઘરગતુ દવાઓ છે, જેમાં મુખ્યકરી કુઈનીન, ક્લોરોડાઈન, આમોનીયા, ઈનોઝ ફ્રુટ સાલટ, અને થોડું કોરટ પલાસટર જરૂર સાથે લેવું. વળી ઘડીમાં ૮૦ ડીગરી અને ઘડીમાં ૪૫ ડીગરી થઈ જવાથી નાક તો એટલું હેરાન થાય છે કે સાથે ‘વેસેલાઈન’ અથવા એવીજ બીજી ચીજ વગર ચાલતું નથી. એક વાર અમારી ‘વેસેલાઈન’ની શીશી ભુલમાં પેક થઈ ગઈ તેથી રસતામાં ખામખા ઘી વેચાતું લઈ કામ ચલાવવું પડયું.

જો તમારેથી બની શકતું હોય તો તમારૂં પોતાનું જીન અને લગામ સાથે રાખવાં અથવા જો ત્યાંના જીન અને લગામ ઉપર આધાર રાખવો હોય તો પેહલાં જીંદગીનો વિમો ઉતરાવીને જવું અને સાથે એકાદ ભીમજી હાડવૈદનેબી બને તો લઈ જવો.

એક સારા આપેરા ગ્લાસનીબી ઘણી જરૂર છે કેમકે હિમાલયના કેટલાક મનોહર ભાગ ઉપર આ નાહાની મદદથી જાણે નવી પૃથ્વીજ નજરે પડે છે. મારી ચાંપતી ભલામણ છે કે ઘરીથી ઉપડવા અગાઉ બુટ કાઢી નાખી પાહાડી “ચપલી” પેહરી લેવી કેમકે બુટથી ઉતરાઈ ઉપર પગ સપાસપ સરી

## ચપલી.

સફેદ ચાંમડાંની અડધો ઈંચ પોહોળી પટીઓની બનાવેલી આ ચપલીઓની કાંઇક આકૃતી આપવાની મેં તજવીજ કરીછે. પગના નળા આગળ જે સક્કુ જેવા પાટા દેખાય છે એ પટુ કપડાંનો પાટો વીંટાળી લીધેલો સમજવો. તેની નીચે કાળા મોજાં દેખાય છે એ ચામડાંના છે, જે પેહરી પછી તે ઉપર ચપલી પેહરવામાં આવે છે. આ ચપલી પેહરવાનું એટલું ફરાગાત છે અને આ ગરમ દેશમાં તે આંગલાંને ખોલ્લાં રાખી પગનો બરાબર ઉઘરભાવ કરવાને એટલી બધી મદદ કરે છે કે મેં તો સપાટ પેહરવા તમામ કાહાડી નાખીછે!

## કાશમીરી અવતાર.

"સાહેબ લોક" તરીકે જવામાં મોટો ફાયદો છે એતો ના પાડી શકાશેજ નહીં. પેહલાં તો 'સાહેબ' ના તાપથી સલામત જવાયછે નહીં તો વખ્તે અડચણ પડે. પડાવ બંગલાઓમાં પણ એથીજ પેસાઇએ છૈએ. એ કપડાં આવા ડરામણા રસ્તાઓ ઉપર વધારે સગવડ ભરેલાં છે. સફેદ 'હેલમેટ' પહેરવાથી તડકાથી બચાવ થાય છે અને તટુ ઉપરથી ઝીકાયા તો ભેજાંની કાંઇક સલામતી રેહછે. કાશમીરી દેશી શેકારીઓ પણ લગભગ એવોજ પોશાગ પેહરેછે. ચપલી, પટુના પાટા, નીકર–બાકર એટલે જે ટુકું ગુટણ સુધીનું પાટલુન, ટુંકો મંકી કોટ અને સોલા ટોપી. હાથમાં લાંબી હીલ લાકડી, કટારે રીવાલવર અને બીજી બાજુએ બરાંડી ફ્લાસ્ક!

જાય છે. પણ આ ચપલીના ખીલા જમીણમાં બરાબર પકડી બેસે છે. મરીમાં ચપલી બે રૂપીએ જોડી મળે છે, ચામડાંનાં મોજાં સુધાં. બીજું અગત્યનુ લેવાનુ તે પાહાડની લાકડી, જે લાંબી, આપણાં માથાં કરતાંબી ઉંચી અને છેડે લોઢાંની નોકવાળી હોય છે. આ લાકડી વગર પાહાડ ઉપર ચઢાતું નથી. રસતાના ઘણા ભાગ ઉપર ફરજીયાત ચાલવું પડશે અને ચઢાઈમાં તો ટેટાંનાં ગોટલાં એવાં પકડી આવશે કે વધારે ચલાશે નહીં માટે 'પટુ' કલાથના બે પાટા લઈ પગનાં ગુટણથી નીચે સુધી વીંટાળી લીધાથી ચાલવાનું ભારે જોર આવે છે.

યાદ રાખવું કે ખોરાકીની બાબદમાં જ્યાં જ્યાં ગાંમો મળે ત્યાં દુધ, ઈંડાં, મટન અને જાડા આટા સિવાય બીજું કાંઈજ મળતું નથી. કોઈ કોઈજ ઠેકાંણે પટેટા મળે તો મોટાં નસીબની વાત. માટે જે કોઇને દાંતનો ચસ્ટો વધારે હોય તેને પોતાના શોખ મુજબ વિલાયતી રસના ડબા, જામ અથવા જેલી, વિલાયતી ડબામાં રાખેલી તરકારી, શરકો, અને ચાહ, કાફી અથવા કોકોટીના લેવાને ચુકવું નહીં. ચોકસ જાણવું કે અણી પર ઠીક વખતે આવી ચોકાસી રાખી હોય તો ઘણી કામ લાગે છે. હિમાલયનાં ટપાઓ ઉપર બેગારીઓ મેળવવાની માહા આપદા છે. જબરદસ્તીથી તેમને પકડવામાં આવે છે, અને તેથી તમારી સઘળી તૈયારીઓ છતે કોઈ વાર ઘણાં સામાણને લીધે તમોને અટકી બેસવું પડે.

અમારા દોસ્તોની જાંણને માટે રાવલપીંડીથી ઠેઠ બારામુલા

જવાનો કાશમીરના મહારાજાએ તથા કાશમીરના રેઝીડંટ સાહેબે ઠરાવેલો દર એમનો એમ નીચે આપું છું:—

## રાવલપીંડીથી મરી.

| | |
|---|---|
| ટાંગામાં એક બેઠકના.........................રૂ. | ૮ |
| આખી ટાંગા, ૩ બેઠક.........................રૂ. | ૨૪ |
| કુલીઓ દર ટપ્પાના .........................રૂ. | ०।= |
| કુલી ઉંચકનારા કાહાર યાને હમાલો દરેકના...રૂ. | ०॥ |
| બળદનું ગાડું વીશ મણ સમાય એટલું......રૂ. | ૧૫ |
| છુટો સામાણ બળદનાં ગાડાંથી દર મણે......રૂ. | ०॥। |
| સામાણ ઘોડાનાં ગાડાંમાં (આ રીતથી ૧૪ કલાકમાં સામાણ પોંહોચી જાય છે) દર મણે.રૂ. | ૨ |
| સામાણ ટાંગામાં (આ રીતે ૬ કલાકમાં સામાણ પોંહોચી જાય છે) દર મણે................રૂ. | ૫ |
| ટાંગામાં નોકર માટે બેઠકના ................રૂ. | ૫ |
| નોકરો માટે એક્કા ગાડી ....................રૂ. | ૪॥। |

## મરીથી કોહાલા.

| | |
|---|---|
| કુલી એકના ...................................રૂ. | ૧૧ |
| દાંડી એકના ..................................રૂ. | ૧૦ |
| સાહેબ સારૂં તટુ...............................રૂ. | ૪ |
| નોકરો સારૂં તટુ...............................રૂ. | ૨ |
| સામાણ દર મણે...............................રૂ. | ૧ |

## કોહાલાથી ગરી.

| | |
|---|---|
| ટાંગા દર બેઠકના............................... | રૂ. ૧૦ |
| આખી ટાંગા ૩ બેઠકની.......................... | રૂ. ૨૫ |
| એક્કા ગાડી આખી .............................. | રૂ. ૬ |
| બળદનાં ગાડાંથી સામાણ દર મણે............ | રૂ. ૧ |
| સામાણ ઘોડાના ડાકથી દર મણે............ | રૂ. ૧ા |

## ગરીથી બારામુલા.

| | |
|---|---|
| સાહેબ સારૂં તદ્ધુ................................ | રૂ. ૧૦ |
| નોકર સારૂં તદ્ધુ ................................ | રૂ. ૫ |
| દાંડી ............................................. | રૂ. ૧૯ા |
| સામાણ દર મણે................................ | રૂ. ૨ા |



# ગરી.

કોહાલાથી ગરી જવા માટે પાછી ટાંગાની મદદ લેવી પડે છે પણ મુસાફરના બાબમાં એ સારા નસીબનું સમજવું. કેમજે મરીથી નીકળેલો મુસાફર અંહી આવતાં તટુ ઉપર કંટાળી જાય છે અને ટાંગામાં બેસવાનું પસંદ કરે છે. રસ્તો ઘણો સારો તો નથીજ પણ નહીં મામાના કાંણા મામા! સાથે જીલમ નદી તો ચાલુજ છે. કોઇ કોઇ ઠેકાણે પથ્થરનો ગળકો ન હોવાથી એવું લાગે છે કે જાણે અબ ઘડી તટુ ટાંગા સુધાં આપણને લઈને ગબડી જશે. તેમાં તટુબી આપણને બીહીવાડવાને થકી જાણે રાજી હોય તેમ ખામખા રસતાની ધારેધાર દોડે છે.

મરીના રસતા ઉપર જતાં આસપાસ નાહાના નાહાના સંખ્યાબંધ ટાપુઓ નજરે પડે છે. કોઇ દસ વાર લાંબુ તો કોઈ સો વાર.

વળી પાહાડોબી ખરબચડા અને ઉંચા નીચા દીસતા નથી પણ જાણે જેપુરના ચોંઈઓને કામે લગાડી એક સરખા ઘાટના ઘડી કઢાવ્યા હોય તેવા સુંવાળા અને એકજ તરેહના લાગે છે.

ગરીમાં અમોએ જીલમને માથે દોરડાંનો ઝુલતો પુલ જોયો.

આવું તો કોઇ દાહાડે મારા જનમમાં પણ જોયું ન હતું એટલે ત્યાંથી ખસવાજ ગમે નહીં. આમ સમજો કે આ પાર ઉંચા પાહાડ અને સામી પાર ઉંચા પાહાડ અને વચમાં જોરમાં ઉછાળા મારતી નદી. આ નદીનો પાટ યાને પોહોળાઇ સુમારે ૨૦૦ ફીટ હશે. પાણી તો એટલું ઉછાળા મારતું અને ધમધમાવતું જાય કે ઉજળાં ફીણ સિવાય કાંઇ દીસે નહીં અને છેક પાણી આગળ જવાની હિમ્મતબી ન થાય. હવે આવી નદી ઓળંગીને સામે પાર જવું તો ખરૂં એટલે શું કરયું છે તે જુઓ. આ પાર એક ઉંચો ખામલો જમીનમાં ગાળ્યો છે અને સામી પાર પણ તેમજ ખામલો ઉભો કરયો છે. આ બે ખામલાની વચે એક દોરડું તાંણીને બાંધ્યું છે અને એક બીજું દોરડું લગાર તેનાથી ઉપર બાંધ્યું છે. હવે ઓળંગી જનાર માણસ એક દોરડું પકડીને બીજાં દોરડાં ઉપરથી ચાલી જાય છે. આ વખતે અલબત દોરડું ઝુલે છે અને પગલાં આસતે આસતે ભરવાં પડે છે. પણ પાહાડી પોતાની હેથે ધમધમતી નદીથી ડરતો નથી. આ દોરડું ભેંસનાં ચાંમડાંને વિંટ આપી બનાવેલું છે અને સેજમાં તુટી જવાની ધાસ્તી નથી પણ ત્યાંના પાહાડીઓને ચક્કર તે શું તેનો બીલકુલ ખ્યાલજ દીસ્તો નથી. ખાસા ૫૦૦ ફીટના ગાળા ઉપર ધમધમ કરતી નદીને માંથે એક દોરડાં ઉપરથી તેઓ ચાલી જાય છે અને વળી જાણે ધાસ્તી થોડી અધુરી હોય તેમ ખભે મસ મોટો બકરો કીવાં વછેરો પણ મારી ચાલે છે. એક પાહાડીને પોતાને ખભે મોટો દાહાડીવાળો બકરો મારીને પસાર થઈ જતાં મેં મારી નજરે જોયો હતો. આ વેળાએ હેઠે ઉછાળા મારતી નદી જોઈ બકરો

મોટે મોટે બરાડા મારતો અને ધ્રુજતો હતો. જ્યાં સુધી આ પાહાડીએ પોતાનો રસ્તો પુરો કર્યો નહીં ત્યાં સુધી અમારો પણ દમ ઉંચો બંધાઇ રહ્યો હતો.

આ દોરડાંના પુલ ઉપરથી કોઇ પણ ઇંગ્રેજ વટીક પસાર થયલો જાણવામાં આવ્યો નથી. અમે આ હેબતનાંક દેખાવ ઘણીક અચરતીથી જોતા હતા એવામાં એક પાહાડી જે અમારી આગળ ઉભો રહી તમાસો જોતો હતો તેણે જણાવ્યું કે અગર હઝુરની ખુશી હોય તો દોરડાંની વચોવચ જઈ બરાડા મારતી નદીમાં ઝીપલાવે. આ વેળા નદી ઓછામાં ઓછી કલાકનાં ૧૫ મૈલની ઝડપથી દોડતી હશે. તેનાં તુફાંની વમળમાં પાંણી તો દીસ્તુંજ ન હતું, સઘળું ફીણ ફીણ અને ફીણ. અવાજ સાથે લાગો એટલો જબરો કે કોઈ વાર એક બીજાની વાતબી સંભળાય નહીં. ઉપલા પાહાડીની માંગણી અમોએ મંજુર રાખી કે લાગલાં તેણે પોતાનાં કપડાં કાઢી નાંખ્યાં અને દોરડાં ઉપરથી ચાલી નદીની અધવચ જઈ ઉભો. એક પલ સુધી સ્થિર થઇ પછી બે હાથ ઉંચા કરી સુમારે ૮૦ ફીટની ઉંચાઇથી તેણે નદીમાં ઝોંકાવ્યું. હજુ તો ખીસામાંથી ઘડીઆલ કાઢી જોવાનોબી વખત મળ્યો નહીં એટલાંમાં તો આ પુરૂષનું કાળું માથું સુમારે ૧,૦૦૦ ફીટ દુર તુફાંની મોજા સાથ લડત ચલાવતું દીસી આવ્યું. સારાંશ કે નદીમાં એ ઠેકાંણે સપાટીની નીચે મોજો એટલો જોરાવર છે અને એટલી તો ઝડપથી દોડે છે કે એક આંખના પલકારામાં આ બાહાદુર પાહાડીને નદીની તલેથીજ ૧,૦૦૦ ફીટ ઘસડી ગયો હતો અને તે ફકત પોતાનાં

કૌવતથી અને નદીની કેટલીક ખાશીયતોની વાકેફીને લીધેજ માહા જેહમતથી કિનારે આવવા પામ્યો હતો. આ પુરૂષનું અંગ પીલતન જેવું અથવા રોમન ગ્લાડીએટરો જે ચીત્રામાં જોઈએ છીએ તેને મળતું આવતું હતું. જાડી અને ગંઠાયલી બાજુ, તેજ મુજબનાં મુસ્તકીમ ટેટાં અને કદાવદાર છાતી અને કમરથી આ પુરૂષ જાણે એક પેહલવાંન જેવો લાગતો હતો. આટલું છતાં તે જ્યારે પાંણીમાંથી બાહાર આવ્યો ત્યારે એક થાકેલા કુતરાની પેઠે હાંફતો હતો. તેને અમોએ પાવલી બક્ષીશ આપી અને અજમાવી જોવા પુછયું કે જો ફરી એજ પ્રમાણે બુડકી માંરે તો બીજી પાવલી આપ્યે. તેણે ના પાડી ને જવાબ દીધો કે હમણાં તો નહીં પણ અગર સાહેબ લોકની ખુશી હોય તો કાલે સવારનાં મારૂં. આ ઉપરથી આ જેહમત કેવી હશે તેનો કદાચ વાંચનારને ખ્યાલ આવશે. કદાપી અમારા વાંચનારને હસવું પેદા થશે કે આવા માહાભારત કાંમ માટે ધમ દઇને પાવલી તે શું હિસાબે આપી હશે. પણ જાણવું કે આપણાં ત્રાંબાનાં સોળ દોઢીઆં તે ત્યાના ગરીબ પાહાડીઓનો અડધા મહીનાંનો પગાર થયો.

એ ગરી આગળ પાણીનું શું જોર હશે તેનો એક બીજો દાખલો આપું છું. અમે ઉભા હતા તેનાથી પચાસેક વાર દુર ઘાસનાં દળ જેવું કાંઇ પડેલું હતું અને તેમાંથી ગુરગુર ગુરગુર જેવો આવાજ આવતો હતો. મને નવાઈ લાગી કે આ તે શું હશે. આગળ જઇ જોયું તો મરઘીનાં તુનાં જેટલું ઘાસનું કાંઇ પડેલું અને એક કુતરો પસાર થઇ શકે એટલું તેમાં બકારૂં. આ બકારાંની માંહેથી ઉપલો અવાજ

આવતો હતો. કદાપી આમાં કાંઇ જાંનવર ભરાયલું હોય એવી બીકથી મેં આ બકારૂં તપાસ્યું નહીં પણ વધારે ધ્યાંનથી સાંભળતાં માંહેથી માણસનો સાદ આવવા લાગ્યો કે તુરતજ ગુટણ પર પડી બકારાંમાં ડોકુ ઘાલી જોઉં છું તો એક ડોસી પાણીનાં જોરથી ચાલતી ઘંટીએ આટો દળતી હતી ! તેણીએ દોડતી નદીનો લાભ લઈ એક ઘંટી ઉભી કરી હતી અને આ નાહના ગોફામાં ભરાઈ કુદરતની મદદથી દળણું દળતી.

આપણાં હિંદુસ્થાંનમાં વિદ્વાન ઇજનેરો પાણીનાં પ્રવાહથી સંચા ચલાવવાને લખો રૂપીઆની સરવાઇ કરી હજુ પરવારયા નથી પણ અહીં તો આ ડોસી આ રૂપીઆ દોહોડથી એની ફેકટરીની માલેકણ થઇબી ચુકી છે.

## દોરડાંનો ઝુલતો પુલ.

ચીત્રની જમણી ગમ નીચેની બાજુએ આ પુલ દેખાય છે. નીચે નદી બહુ જોરમાં ઉછળેછે અને આગળ ઉભા હોઇએ તો છંટાઇ જઇયે છીયે. આવા ઝુલતા પુલ બે ચાર ઠેકાણે છે, પણ સર્વથી ભયંકાર ગરી આગળ છે. તે બસેં ફીટ લાંબો હશે અને ઝોલીમાં બાળકને સુવાડયું હોય ને હીંચકા દઇએ તેમ હીંચકા ખાયછે. આ પુલ ઉપર કોઇ ઇંગ્રેજ અથવા આપણા તરફનો દેશી જવાની હીમ્મત કરતો નથી.

# ગરીથી હટી.

ગરીથી હટી—૧૧ મૈલનો ટપો—ભાઇઓ! કાશમીરની અવળે નાંકેની ખરેખરી ખુબીઓ જોવી હોય તો હવે શરૂ થાય છે. જેઓએ હફ્તેખાંન વિષે વાંચ્યું હોય પણ તે નજરે જોવાની ખુશી હોય તો આ નંબર ૧લું હફ્તેખાંન તૈયાર છે. સીધા રસ્તાનું તો નામજ નહીં. એક બાજુ પાહાડ તેમાં ધોલકીની પાટી જેવો ત્રણથી ચાર ફ્િટ સાંકડો રસ્તો અને બીજી બાજુ મસ ઉંડી ફુંફારા મારતી ખાહી. તમે જાણશો કે આવી સુંદર સાંકડી પટીની બીજી બાજુએ પડી ન જાય એટલા માટે પથરની પાળ બાંધી હશે, તો તેમાંનું કાંઈજ નથી. ઝાડ કે ઝાડીબી ન મળે કે કોઇ નીચે ગયું તો ૨૦૦, ૫૦૦ ફ્િટ ગબડતાંબી અટકાઈ શકાય. એક ખોટું પગલું અને આ પૃથ્વિને રામ રામ. કોઈ નીચે છટકયો કે વાંકું વળીને જોવાની તસ્દી લેવીજ નહીં, કેમજે બેથી ત્રણ હજાર ફ્િટ નીચે નદીમાં પડીને એક સપાટામાં ઉપલો કમબખ્ત ધણી ચાલ્યો જાય છે.

અત્રેજ મુશકેલી પુરી થતી નથી. કોઇ કોઇ વાર સાંમેથી ઉંટની અલગાર આવે છે ત્યારે તટુઉપર જનાર મુસાફરને ખાંચો ખુંચો શોધી કાઢી એક બાજુએ ઉભું થઇ રેહવું

પડે છે. વળી ઉંટોની કંઇ એક બે નહીં પણ એકશોની અલગાર. એકનું પુછડું સુતળીથી બીજાનાં નાક સાથે બાંધેલું અને તેનું પુછડું વળી ત્રીજાનાં નાક સાથે. એ પ્રમાણે ઉંટની આખી ટ્રેનની ટ્રેન કોઇ વાર મળી જાય છે. પણ આમ પાહાડ સાથે દબાઇને ઉભું રેહવાથીબી બીલકુલ બચી જતા નથી. કોઇ વાર એવું સાંટક બની જાય છે કે ઉંટને પસાર થવાનો ફકત માર્ગ હોય છે પણ તેનાં ઉપર લાધેલા બાકસો પસાર થઈ જવા માટે જગા રેહતી નથી. આ વેળા આપણે વાંકા વળ્યે ત્યારે આપણા માંથા ઉપરથી બાક્સ પસાર થઈ જાય, નહીં તો માથું ભાગી જાય.

વળી બીજી પીડા ખચરોની છે. આ શેહતાંનનાં બચ્ચાંઓને એક બુરી આદત છે કે બરાબર લાગ જોઈ અણીપર ધીક વખતે રસ્તાપર આડું પડી જાય છે, અથવા કોઇ વાર પોતે પાહાડની બાજુપર જઇ આપણને ખીણની બાજુપર જવાની ફરજ પાડે છે તેમાં જો તેનાં ઉપર લાધેલા બાકસનો ધકો લાગ્યો તો ગયા હેઠે. આ બાકસોથી ઘણી વાર મારાં ગુંઠણ છોલાયલાની નીશાન હજુ મારાં અંગ ઉપર છે.

કોઇ કોઇ ઠેકાણે ચઢાણ તો એટલું ભારે છે કે તે ઉપરથી તટુ ચઢી શકશે કે નહીં તે વીશે શક રેહ છે. પણ નિમકહલાલ પાહાડી તટુ બલાડાની પેઠે ચઢી જાય છે. આ વેળાએ જીન ઉપરથી તમે પાછળ સરી ન જાઓ એ તપાસવાનું કામ તમારૂં છે. સાધારણ રીતે બોલતાં ચઢાણ એટલું ઉંચું આવે છે કે જીનને આગળથી પકડયા સિવાય

આપણી બેઠક રહી શકતી નથી તેજ પ્રમાણે ઉતરાંણુબી સમજવું. કોઈ કોઈ જગોએ વીસ ફિટ લંબાઈની ઉતરાઈમાં દસ ફિટનો ઢાળ હશે. કોઈ કોઈ જગોએ જાણે ઉચાં પગથીઆંની સીડીપર ચઢતા હોઈએ તે માંફક તટુ મસ મોટા ગોળ પથરાઓની સીડી ઉપર ચઢી જાય છે. આવા સંકટમાં જીન ઉપર ભરૂસો રાખવો એ જીવનું જોખમ છે. ઘણાં ખરાં જીનોને આગળ છાતી ગમથી અને પાછળ ડુમચી આગળથી ચાંમડાંના પટાઓથી બાંધી લીધેલાં હોય છે કે જેથી આગળ પાછળ સરી જાય નહીં.

કદાપી સાધારણ રીતે એવું લાગશે કે આ રસ્તાની જેહેમત અને સખતાઈનું વર્ણન કરવામાં હું સહરાગાત કરતો હોઈશ એવી બીકથી મેં એજ લતા ઉપર મુસાફરી કરી ગયલા કેટલાક માહાન પુરૂષોનાં લખેલાં પુસ્તકો ફેરવી જોયાં છે. મરહુમ રેવરંડ ડાક્ટર વિલ્સનનો બેટો મી૦ એન્ડ્રુ વિલસન, મુંબાઇના માજી ગવર્નર સર રિચર્ડ ટેમપલ, બંગાલના સિવીલ્યન મી૦ હેન્રી બેયઝ, નામાંકીત ફ્રેંચ મુસાફર બેરન હયુગેલ વગેરે સઘળા લખનારાઓ એક મતે કેહ છે કે કાશમીર જવાનો એ રસ્તો ઘણોજ ભયંકાર અને જીવલેણુ છે.

એનડ્રુ વિલસન લખે છે:—

"દર સાલ આ રસ્તા ઉપર કાંઇ ને કાંઈ હોનારત બનતીજ આવે છે. હું અજબ એટલાજ માટે થાઉં છું કે આવા રસ્તા ઉપર ઘોડા ઉપર મુસાફરી કરનારા હુલડોબી મળી આવે છે. નવાઇ જેવું એ છે કે લશકરી ઘોડસ્વાર રિજમીટના આરીસરો

જેઓ આ રસ્તા ઉપર ઘોડાની સ્વારીની ધાસ્તી સમજે છે તેઓ ઘણું કરી પાંઉ પ્યાદા મંજલ કાપવાનું વધારે પસંદ કરે છે. એક સાંકડો રસ્તો જ્યાં જગે જગ વાંદરો નજરે પડે અને ખટકે ખટકે ખડક આવીને આપણાં માથાં ઉપર અથવા પગ આગળ પડવાની ધાસ્તી રેહ, જ્યાં એક ફુટને અંતરે કાંઇબી બચાવ વગર હજારો ફિટ ઉંડી ખાહી નજરે પડે ત્યાં ઘોડાઓને બીહીને નુકશાન કરી નાંખવાની બાકી શું હોય.

"આવા અકસ્માત ઘણા બને છે તેમાંનો એક ઘણોજ ગમગીન અકસ્માત 'કોટઘર' ટેકડી ઉપર વસનાર પાદરી મી૦ રેબ્શની બેટીને બન્યો. તે એક તટુ ઉપર આવા રસ્તા ઉપર થઇને જતી હતી એવામાં કાંઈ નજીવાં કારણથી તેણીનું તટુ ભડકયું અને તતકાલ તેઓ પેલી જીહાનમાં કુચ કરી ગયાં. જે ઠેકાંણે આ અકસ્માત બન્યો ત્યાં હમણાં લાકડાંની કામ ચલાઉ રેલીંગ ભરી લેવામાં આવી છે. એક બીજો ગ્રહસ્થ નામે મી૦ લીથ તરતજ પરણીને પોતાની જુવાન બાયડી સાથે આવે રસ્તેથી જતો હતો. ધણી આગળ અને ધણી-યાંણી પાછળ એ પ્રમાણે જતાં હતાં એવામાં મી૦ લીથના ઘોડાએ સેજમાં પાછળ હટી પોતાના બે પાછળા પગ ખાહીમાં નાંખ્યા અને ઘોડો તથા સ્વાર બેઉ જન ઘડીની વચમાં ગેબ થઇ ગયા. ગવરનર જનરલ લાર્ડ લારંન્સનો ભત્રીજો સર એલેકઝાંડર લારંન્સ પણ એજ જગાએ મરણ પાંમ્યો. તે બચારો એક આસ્ટ્રેલીયન ઘોડા ઉપર ચુપચુપ જતો હતો પણ એક ઠેકાંણે રસ્તો ન હોવાથી ડાંખળીઓ નાંખી

તે ઉપર મટોડું નાંખી રસ્તો કરેલો હતો. આ રસ્તાએ આસ્ટ્રેલીયન ઘોડાનો ભાર નહીં ઝીલયાથી તેઓ બંને ખરાબી પામ્યા. જનરલ બ્રાઈડની બાનુ પોતાના ઘોડા ઉપર બેસી ચીત્ર પાડતી હતી અને ઘોડાવાળાએ ઘોડો ધરી રાખ્યો હતો એવામાં ઉપરથી એક પથરો ગબડી આવ્યાથી ઘોડો ચમકયો અને ત્રણે જણાં નીચે ખાહીમાં પડી મરણ પાંમ્યાં.

"પેહલા વિચારથી એમ લાગે છે કે આવી વેળાએ સ્વાર ઝટ દઇ ઘોડા ઉપરથી કુદાવી પડતો કાં નહીં હશે. મારા વાંચનારને એ અખતરો અજમાવી જોવા દો પછી તે સમજશે કે એક ઉંડી ખાહીને નાંકે ઘોડાને બચાવવો એટલે શું. આ વાર અંગમાંથી એક જાતની વિજળીક અસર પસાર થઇ જાય છે અને વીચાર કરવાને વખત મળતો નથી."

મી૦ બોયઝ લખે છે કે :—

"આ રસ્તાઓ ઉપર સ્વારી કરવી એ એક ગનકેરીએજનાં ઉપર વાર કુદાવી જવા જેવું છે. હું અને મારો કુતરો કેરન તદુનાં ઉપર જાણે દાંત અને પંજાથી વળગી રહયા હોઇએ એમ હતું."

મી૦ જાન કૉલેટ તે મુંબાઇ ગેઝેટનો આગળો મેનેજર જે હાલ ખુદ કાશમીરમાંજ વતન કરી રહેલો છે તે લખે છે કે "હટી અને ચિકોટીની વચમાં પંદર મૈઇલનો રસ્તો ઘણોજ ભયંકાર છે. અંહીયાં જીલમ નદી ૫૦૦થી ૧,૦૦૦ ફીટ ઉંડી ફુંફાડા મારતી દોડે છે અને જો એકાદ જાનવર પગ ચુકયું તો

નીચે નદીમાં પડી ખુવાર થવા સિવાય બીજો કશો રસ્તો નથા. આવા અકસ્માત આ જગયાએ વારંવાર બને છે. સંભાળથી રસ્તો કાપતાં ધારતી જેવું નથી પણ જ્યારે સામેથી સેંકડો જાનવરોની હારની હાર આવે છે ત્યારે સ્વારનાં હાથમાં વાત રેહતી નથી. જેમ બને તેમ આપણે ખડકની બાજુએ રેહવું."

એરન હયુગેલ નામનો નામીચો મુસાફર જેને પોતાનું કાશમીરની મુસાફરીનું પુસ્તક ફ્રેંચ ભાષામાં પ્રગટ કર્યું હતું તે લખે છે કે "ઉંચી ભયંકાર ટેકડીની ધારોધાર ચાલતાં નીચે ડાબું વકાસેલી ઉંડી ખાહી જોઈ આંખે તમ્મર આવે છે. કોઇ કોઈ જગાએ એવો તો ખરાબ રસ્તો આવે છે કે જાણે ત્યાંથી તો જવાશેજ નહીં એવું લાગે છે. જો ખાહી તરફ નજર કીધી તો માથું ફરી જાય છે. અમુક જગાએ જાનવરને પાછું ફેરવવાનીબી જગા નથી. ઘડી ઘડી મને લાગતું કે મારૂં એક યા બીજું જાનવર નીચે જશે. આવી વેળાએ તટુઓબી ધ્રુજતાં જણાય છે અને પોતાનાં કદમ તંટોસી તંટોસીને બહુજ સંભાળથી મુકે છે."

એક ઠેકાણે એનડ્રુ વિલસન લખેછે "કે રસ્તો એટલો તો ભયંકાર હતો તથા મારી તબીઅત એટલી લથડી ગઈ હતી કે મારાથી સ્વારી થઈ શકી નહીં અને નાચારે મારે દાંડીમાં બેસવુંજ પડયું. મને ઉઠાવનારાઓ રસ્તાની સખતાઈને લીધે એટલા તો હાંફતા અને ધ્રુજતા હતા કે માહા મુશકેલીએ તેઓએ થોડો રસ્તો કાપ્યો. તેમાંના એકાદ બે જણ તો ન ખમાયાથી બચાંની પેરે રડવા લાગ્યા. પણ બીજો ઉપાય શું. કંઇબી કરી આગળ વધવું તો ખરૂં. ધમકી દઇ, પટાવી, પૈસાની લાલચ

## દાંડી.

એ એક દેવદારનું હલકું ફુકારીયાં જેવું છે. નાહાના બચ્ચાંને બેસાડી પવનચકી ફરવા લઇ જવા ચાલે, બાકી મોટાં માણસને બેસવું એ હેમકાઇ છે. વળી સઘળું કોહીને ખખ થઇ ગયલું નજર આવેછે એટલે રસ્તામાં ભાગીને પડે તેમાં નવાઇ સમજવી નહીં. આ દાંડી જેવું હંબગ મેં કોઇ વાર બીજે ઠેકાણે જોયું નથી. કાશમીરના રસ્તાઓને તે બીલકુલ લાયક નથી.

આપી, જેમ તેમ આગળ ચાલવું રાખ્યું. પણ હું જોતો હતો કે જેમ જેમ મંજલ કપાતી તેમ તેમ તેઓ વધારે નાહિમ્મત થતા અને લથડતા જતા હતા. આખરે એક જગો એવી આવી કે જ્યાં તેઓ ઉભા થઇ રહયા. મને લાગ્યું કે આ નિરાશ થયલા, કચડાઇ ગયલા લોક આવાં સંકટ અને જુલમાતમાંથી બચવાને મને નીચે ટપકાવી તો ન દીએ? ખરૂં કહું તો આ પ્રમાણે તેઓ કરે તો હું તેઓનો તેમાં ઘણો વાંક કાઢું નહીં. કિસમતને હવે વધારે સતાવવું મેં વાજબી ધાર્યું નહીં અને લથડતો પથડતો હું પગ ઉપર ખડો થયો અને દાંડીવાળાઓમાં જે વધારે વગવાળો દીસ્તો હતો તેનાં ખભાં ઉપર હાથ મુકી જાણે તેની મદદથી ચાલતો હોઉં તેવું દોળ ઘાલી પગે ચાલવા માંડયું. આ સઘળો વખત એક હાથ તેનાં ખભાં ઉપર અને બીજો હાથ મારી કમ્મરમાં ખોસેલી રિવાલવર ઉપર રાખી મુકયો હતો. ખભાં ઉપર હાથ મુકી મારા સોબતીઓને હું એવું દેખાડવા માંગતો હતો કે જાણે હું તેની મદદથી ચાલું છું, પણ ખરી વાત એ હતી કે તેને મારા પંજામાંથી છુટો મુકવો એ મને જોખમ ભરયું લાગ્યું."

આ અને આવાં સંકટો અમને માર્ગમાં નડયાથી અમોએ ઠરાવ કર્યો કે જો ગરીથી નિકળતાં તટુઓ છોડી દઇ મુસાફરી કરવાનો બીજો કાંઇ ઉપાય જડે તો લેવો. મી૦ બેકરથી પુછપરછ કરતાં તેણે જણાવ્યું કે બાકીનો રસ્તો દાંડીથી કપાઈ શકાશે પણ તે માટે દર દાંડી દીઠ ૧૨ માણસો જોઇશે અને રૂપીઆ ૧૪ વધુ લાગશે. રંજથી કંટાળેલા અમે તો ખુશી થયા કે ચાલો ટુંકમાં પીડા પતી, હવે તો આશાંનીથી

પાહાડોની રચના જોતા જવું છે. એવી આશામાં રાતો રાત તો સુતા, સવારમાં છ વાગતે દાંડીઓ તથા કાહારો, એટલે જે ઉંચકનારાઓ આવીને ઉભા. આ દાંડી શું અને કેવી છે તે બે શબ્દોમાંજ સમજાવીશ, જાણે સમજો કે એક લંબુચો બ્યાંડીનો બાકસ અને બે નાંકે બે વાંસા. મારો મીત્ર પેહેલાં એક દાંડીમાં બેઠો અને તેને ઉપાડી કાહારોએ ચાલવા માંડયું. તે દસેક વાર ગયો હશે એટલે મેં મારી બેઠક લીધી અને જેવા કાહારો ઉંચકવા જાય છે એવામાં દાંડી ઉથળાઇને હું ભોંય ઉપર ટપકાઈ ગયો. જાણવું કે આ દાંડીમાં તો દમ ઉંચો રાખી બરાબર વચમાં સમતોલ બેસવું જોઇએ, નહીં તો આ મેર કે પેલી મેર પડી જવાનો સંભવ રહે છે. મને આ રમુજી અકસ્માત થયલો જોઇ મારો મીત્ર પોતાની દાંડીમાં બેસી ખુબ હસવા લાગ્યો. પણ કર ને જો અહીંનું અહીંજ છે, હજી તો હસવાનો એક બાબ પુરો થયો નથી એવામાં હસવાના આચકા સમેત તેવણબી ઝીંકાઇ ગયા.

આ તો ઠીક હતું કે સીધો મેદાન રસ્તો હતો. અગર એજ પ્રમાણે પાહાડ પર ખીણને માંથે હસવું આવ્યું હોત તો કેમ! હજુ એ કરતાં તો પગે ચાલતું અથવા તટુ પરવડે. અમોએ ફફડીને દાંડીઓ તરક કરી અને પાછાં તટુ મંગાવી ચાલવા માંડયું.

હટીમાં એક નાનું છાપરું કાદવનું લિપેલું છે અને ત્યાં તમને જવાબ દેનારૂં અથવા ખોરાકી આણી આપનારૂં મુવું જીવતું કોઇ નથી. ત્યાં રાતના રેહવાય એવુંબી નથી. ઘણા થાકેલા હોવા છતાં બીજી મંજલ જે ચિકોટી સુધી છે તે

પુરી કરવા માટે ખરી બપોરે અમો નિકળી પડયા. આ પડાઉ ૧૫ મૈલ લાંબો છે અને રસ્તો ઘણોજ ભયંકાર અને આખા ૩૦૦ મૈલના ટપામાં સર્વથી ખરાબ ને ધાસ્તી ભરેલો છે. અહીં ચઢાણુ અને ઉતરાંણુમાં તટુ કેમ ચઢી અને ઉતરી શકે છે તે સમજ પડતી નથી. જગેજગ નાળાં ઉપરથી જીવ સટો સટ રાખી તટુ ચલાવી લઇ જવું પડે છે. યૂરોપિયનો વટેક આ રસ્તા ઉપર ચાલવાનું પસંદ કરે છે. કોઇ કોઇ જગોએ રસ્તો ફક્ત બેથી ત્રણ ફિટ પોહોળો હશે. આ માર્ગમાં એક ઠેકાંણે રસ્તો ઘણોજ સાંકડો હતો ત્યાં એક મુંએલું ઉંટ પડયું હતું. આ ઉંટના પગ ખાહીમાં લટકતા હતા. આ પ્રમાણે રસ્તો બંધ થઈ ગયલો જોઈ અમે વિસ્મય પામ્યા કે હવે જવું ક્યાંથી. સેવટે માર્ગ સુજ ન પડયો એટલે ઉંટનાં શરીર ઉપરથી તટુ ચલાવી લઈ જવાનો યત્ન કર્યો. પણ તટુ તો જવા કરે નહીં. સામુ મુએલાં ઉંટથી બીહીને પાછું હઠવા કરે. મારા મીત્રે પણ તજવીજ કરી પણ વ્યર્થ. આખરે અમો તટુ છોડી દઈ વાંદરની પેઠે ધરી પકડીને ખડક ઉપર ચઢયા અને ઉંટવાળો ભાગ ઓળંગી બીજી ગમ સરી પડયા. ત્યાંણું તટુ પણ અમારી પુઠે એજ માફક આવ્યાં અને આ સંકટ તો જેમ તેમ ટાળ્યું.

હટી અને ચિકોટી વચેનો રસ્તો જેમ સર્વેથી વધારે બિકટ અને ભયંકાર છે તેમજ રમણીય અને છટાદાર છે. આખે રસ્તે દાડમરીઓ હારની હાર ઉગી ગઈ છે. જેમ જંગલમાં આપણાં તરફ થુવડની ઝાડી મૈલના મૈલ સુધી મળે છે તેમ આ ઠેકાંણે દાડમનાં ઝાડો લાખો લાખ સિવાય બીજું કાંઈજ દીસતું નથી.

અત્રે પાહાડોની રચના દિલકસ અને ન મનાય એવી છે. ખુબસુરત પાહાડોની ઘટા અને ખીણો, તડકો અને છાવ, બરફ અને લિલોતરી જે કોઇ વાર પિકચરોમાં સહરાવેલાં આપણે જોઈએ છીએ તે આ ઠેકાંણે આપણી નજર આગળ આવીને ઉભાં રેહે છે. આ દેખાવનું વર્ણન હું ખરેખાત આપી શકતો નથી. ઘરબાર, દોસ્ત, કુટુંબ, નોકરી, સલામતી, વગેરેમાંથી છટકી જઈ ચિત્ત આ કુદરતી ખેલમાં ભરાય છે અને ગમે એવા ભયંકાર રસ્તા છતાં નજર ઉછાળા મારતી નદી ઉપરથી ખસતી નથી.

જગે જગ પાણીના ઝરા ઉપરથી પડતા મળે છે અને એવે ઠેકાંણે વણજારીઓ પોતાનાં ઉંટ ઉપરથી લાધેલો માલ ઉતારી ટંબુ ઠોકી છાવણી નાંખી પડેલા દેખાય છે.

મહા ઝેહમતે આ ૧૫ મૈલ પુરા કરી અમો ચિકોટી આવી પોંહોચ્યા. અહીં પણ રખેવાલ કોઇ હતું નહીં, પણ ઈંડાં, માખણ અને દુધ મળી આવ્યાં. અમારા પાસ નહાનો સ્પિરીટ લાંપ હતો તેની મદદથી કોકો બનાવી નાસ્તો કરી લીધો. ઠંડી તો એવી કકડતી પડતી હતી કે અંગ ઉપરથી એક કપડું નિકળે નહીં. વળી અહીં રીંછનો ભો વધારે એટલે ઝાઝું લાંબે ફરવાબી જવાય નહીં. જે દીને અમે આવી પોંહોચ્યા તેજ દીને રસ્તામાં લુછા અફઘાનોએ એક માણસને મારી નાંખવાની ખબર મળી તથા વાંદરોએ ઝાડપર ગડબડ કીધાથી એકાદ બે ખચરો ખીણમાં પડી મરણ પામ્યાં એવું સાંભળ્યું.

---

## પાહાડનો જીવલેણ રસતો.

આ પાહાડ ચીકોટીથી ઉરી જતાં આવેછે. અંહી નદી એટલી જબરા ઢાળમાં છે કે પાણી જાણે ખળખળતાં હોય તેમ ફુંફારા મારતાં દોડેછે અને પાસે પાસે ચાલતાં માણસનું બોલવું પણ સમજાતું નથી. નદી સુમારે ૧૫૦૦ ફીટ ઊંડાણ હશે. પાહાડની બાજુ સરખી ઉભી છે એટલે અકસમાત થાય તો કોઇબી જગ્યાએ અટકવાની આશા રાખવીજ નહીં. ચીત્રની ડાબી બાજુએ ઉપરની ટોંચથી દોહોડ ઈંચ નીચાઇએ જે આડી સફેદ લીટી જેવું દેખાડેલુંછે એ તટુને જવાનો રસતો સમજવો. આ પાહાડ ઉપર ઝાડ પાણ કાંઇ છે નહીં અને રંગ સ્લેટના જેવો છે.

## બરફના પાહાડ.

આ બરફના પાહાડની આખી લાઇન ચીકોટી જતાં મળે છે. રસ્તે ચાલતાં સઘળા સફેદ બીલોરી પાહાડો સામેથી જણાયછે. તેઓ ઉપર તડકો પડે ત્યારે કાચના જેવા અને વાદળી આવે ત્યારે બ્લુ થઇ જાયછે. આમ અવાર નવાર રંગ ફેરફાર થવાથી બહુજ ખુશ લાગેછે અને ત્યાંથી નજર ફેરવવા ગમતી નથી. નીચે પાણી છે પણ ઘણું ઊંડું અથવા ઝાલ મારતું નથી. ઠંડું ઘણું છે. આવો દેખાવ હિમાલ્યા શિવાય બીજે કાંઇ જોવામાં આવેજ નહીં.

# ચિકોટીથી ઉરી.

સહવારમાં આઠ વાગતે તટુઓ ઉપર ચિકોટી છોડયું. આ ટપ્પો ૧૮ મૈલ લાંબો છે. રસ્તો છેલા પડાવના જેવોજ કઢંગો અને ધાસ્તી ભરેલો છે. આખે રસ્તે નદી એટલી તો તુફાંની છે કે એક બીજાની વાતબી સંભળાતી નથી. સર્વેથી ભલું એ કે નદી ભણી જોવુંજ નહીં, પણ જ્યારે સામેથી લાધેલાં ઉંટોની હાર આવે છે ત્યારે જીવ ઉંચો નેઉંચો રેહ છે.

આ રસ્તા ઉપર ચોરીઆઓનો ભો વધારે છે. એક અફ્ગાન અમને સામેથી મળ્યો તે પોતાનાં પેહરણની તળે હાથ ઘાલી અમારા ગમ ડોળા કાઢી જોવા લાગ્યો. અમો બેઉ મિત્રોને લાગ્યું કે આ ધણી જો અમારામાંથી એકને એકલો મળ્યો હોત તો જરૂર એમાંથી કાંઈ નવું જુનું થાત. આ રસ્તામાં સાંજના પાંચ વાગ્યા પછીથી મુસાફરી કરવાનો સરકારનો હુકમ નથી.

ચિકોટી અને ઉરીની વચ્ચોવચ એક જબરૂં ચિનારનું ઝાડ છે. આ ઝાડનો છાવ એટલો મોટો છે કે ઘણા ખરા મુસાફરો અહીં વિસામો લઇ પછી આગળ કુચ કરે છે. આ ઠેકાણે એક મોટો ધોધ પડે છે અને તેનું પાણી બરફનું

હોવાથી એટલું તો ઠંડું છે કે આસપાસની હવાને ખરી બપોરના ઠંડી કરી નાખે છે. આ ઠેકાંણે અમોએ પણ કલાક એકએકનો વિસામો લીધો હતો અને ખાનું ખાઈ લીધું હતું.

ઉરી આગળ પેહલી વાર બરફની ટોંચવાળા પાહાડ નજરે પડે છે. દેખાવ જાણે નરો પાહાડ ઉપર ધોબીનાં કપડાં સુકાવા નાખ્યાં હોય. અત્રેનો દેખાવ એવો મનોરંજક છે કે મારો મિત્ર તો ઉસ્કેરાઇ જઈ પાહાડો ગમ હાથો પોહોળા કરી મોટે સાદે તેમની સ્તુતીમાં કવીતા બોલવા પડી ગયો,

"ઓ પાહાડોના બાપ!" ઈત્યાદી, ઈત્યાદી.

આ ચિનારનાં ઝાડનો વિસામો છોડતાં ઘણુંજ અસીકું લાગ્યું પણ કાંઈ છોડયા વના ચાલે! થોડે રસ્તે પાંઉપીઆદા ચાલ્યા એવામાં સામેથી વારકંદનો નામીચો યૂરોપિયન મુસાફર મી૦ ડાલગ્લીશ મળ્યો. તે પણ પાંઉપીઆદોજ હતો. તેણે હસીને સલામ કરી અને આગળ ચાલવા માંડયું. આ ધણી મી૦ ડાલગ્લીશ છે એ પછવાડેથી મને જણાયું, નહીં તો જરૂર તેના સાથ ઓળખાણ કરી વાત કરી જોતે. મી૦ ડાલગ્લીશ ઉંમરે સુમારે ચાળીશેકનો લાગે છે અને કદે ઠિંગણો છે.

બપોરના હડી વાગતે ઉરી આવી પોંહોચ્યા. બંગલો ફક્કડ છે પણ માણસ કોઈ નથી. ખોરાકી સઘળી સાથે રાખવી જોઇએ નહીં તો ભુખે ઠોકાવાનો સંભવ છે. સોજું દુધ, ઈંડાં મળી શકે છે. આ ઉરી પડાવના વરંડા ઉપર બેસી સુફેદ

શિખરના પાહાડો જોવાની સારી તક મળે છે. હિમાલ્યાની જૂદી જૂદી નામાંકીત ટોંચો ગોરીગર, બંગસ, નામલ, કાજીનાગ, હાજીપીર, રતનપીર, એઓ તમારી સનમુખ જાણે તમારા નાહાના કદની ટકોર કરતી ઉભી છે. જેમ તડકો ચઢ ઉતર થાય છે તેમ આ બરફ જુદા જુદા આકાર અને રંગ લે છે. કોઇવાર જાણે ફૂલની જાલી પેહરાવી હોય તેમ અને કોઈવાર કપડાં સુકાવા નાખ્યાં હોય તેમ દેખાય છે. કોઈવાર ગુલાબી અને કોઇવાર બ્લુ રંગ પકડે છે. જ્યારે તડકો જોરમાં પડે છે ત્યારે જાણે લુલખનાં ઝુમર ઉખેડી પાહાડ ઉપર સુકાવા નાખ્યાં હોય તેમ લાગે છે.

કેહે છે કે પાહાડ ઓળંગીને આવવાનો એક બીજો બિકટ રસ્તો છે જે રસ્તે ગરીથી ચિકોટી છ કલાકમાં અવાય છે. પણ તે રસ્તે આવવાને માટે બકરાંના પગ અને સંહીનું કાળજું જોઈયે. અમારા વાંચનારાઓમાંથી કોઇ કાશમીર જાય ત્યારે તેણે ગમે તો આ રસ્તો અજમાવી જોવો.

આ ઠેકાંણે સંધ્યાકાળ પછી રિંછ અને જંગલી જાનવરોનો આવજા વધારે છે અને સાંજ થવા પછી કોઈ એ રસ્તે આવતું નથી. અમને માર્ગમાં અડધાં ખવાઇ ગયલાં ઉંટ અને બલદનાં શરીરો મળ્યાં હતાં. ધારયા મેળે જંગલી જાનવરો આ શરીરોને અડધાં ખાઇ મેલી ગયા હશે અને બીજે દીને પાછાં આવી પુરાં કરનાર હશે.

આ રસ્તાની ભયંકાર હાલતનો એક નજરે નજર જોયલો દાખલો હું આપું છું. અડધે રસ્તે અમને બે આરીસરો કાશમીર ગમ જતા મળ્યા. એમાંનો એક મેજર અરવીન અને

બીજો કેપટન હેરીસન કરી હતો. પેહલો પોતાના મસ મોટા આઇરીશ 'થરો બ્રેડ' ઘોડા ઉપર હતો. આ ઘોડો આઘેથી સોળ હાથ ઉંચા આસત્રેલીઅન જેવો લાગતો હતો. બીજો કેપટન હારીસન પંદર હાથ ઉંચા કાળા આસત્રેલીયન ઉપર હતો. સાંકડા રસ્તાને લીધે અમો ચાર જણુ એકકની પાછળ ચાલતા હતા. અમો બે મિત્રો એક બીજામાં વાત કરવા લાગ્યા કે જ્યાં તટુના ચાલવાના વાંધા ત્યાં આ મોટા હાથી ઉપર બેસી આવ્યો છે તે કેમ થશે.

મેજર અરવીન સાથ અમોએ ઓળખાણ પાડી વાત કરતાં કરતાં પુછયું કે, "અજબ છે કે આવા રસ્તા ઉપર તું આ મોટા ઘોડા ઉપર આવ્યો છે. એ શું આ પાહાડો અને ખીણો જોઈ ડરતો નથી?"

તેણે હસીને ઉત્તર દીધો કે આયરલાંડમાં અને બીજે ઠેકાંણે એણે પાહાડોમાં મુસાફ્રી કરેલી છે અને તેથી આ દેખાવ એને મનથી સાધારણ છે. એ લગાર ઉંટથી ડરે છે પણ સંભાળી લીધો હોય તો કાંઈ નહીં.

આટલી વાત પછી આગળ ચાલતાં ઉંટની હાર આવી. મેજરનો ઘોડો જરા મચક કરવા લાગ્યો પણ તે બેસનાર અડંગ હતો અને ઘોડા ઉપર ખડકની પેરે બેસી ચાબુક અને કાંટાની એસારતથી ઘોડાને સીધો રાખતો હતો. એવામાં કમનશીબે એક ઉંટે 'હાં-આં-આં-ઉં' કરી ઘોડા ગમ ડોકું લાંબુ કરયું. આ તો વળી ઘણું થઇ ગયું. ઘોડો ભડકયો અને હટીને ખીણ ગમ ગયો. પાછલા બે પગ લગભગ અંદર

ગયા હતા, અને એક પલમાં મેજર અરવીનનો આંકો આવી જાત, પણ તેણે સમયસુચકતા રાખી ઘોડાનાં પેટમાં કાંટા ભોકી તથા ફટકાવી કાઢી ઘોડાને ઉડાવયો અને ઘોડો પણ પોતાની ધાસ્તી જોઇ છલાંગ મારી પાછો જમીન ઉપર આવ્યો. મેજર અરવીનની ઉસ્તાદી સ્વારીથીજ આ બેઉના જાન બચ્યા એમાં જરા શક નથી. આ કારણથી તથા રસ્તા ઉપર ડાંખરાં નાખી મતોડી પાંથરીને રસ્તા કીધેલા તે ઘોડાનો વજન ખમી નહીં શકે એવી ધાસ્તી હોવાથી મેજર અરવીને પોતાનો ઘોડો મેળી દીધો અને બીજા પડાવથી તટુ લીધું.

ઉરીમાં કાશમીરના માહારાજાનો એક કિલ્લો છે જ્યાં થોડાંક લશકરી માણસો પડી રેહે છે. આ કિલ્લો મતોડાંનો બાંધેલો છે અને ભાત ભરવાના કોઠાર જેવો લાગે છે. ઘણો ખરો એ કિલ્લો કોઇને દેખાડતા નથી પણ એમાંજ ભર્મ સચવાઇ રહેલો છે. આગલા વખતમાં કદાપી અફ્ઘાનોના હુમલા સામે આ કિલ્લો કાંઇ કામે લાગી શકતો હશે. બાકી હાલના જમાનામાં તો ઈંગ્રેજી રિજમીટના દસ સિપાઇઓ બે કલાકમાં તેને જમીન બરાબર કરી શકે.

ઉરી પડાવથી થોડેક દૂર એક દોરડાંનો પુલ છે જે વળી હું આગળ વર્ણવી ગયો તે પુલનેબી વીસરાવે છે. બે પાહાડની વચ્ચે ફકત એકજ દોરડું બાંધેલું છે જે ઉપર Δ આવા ઘાટનું એક લાકડાંનું ચોકઠું ટાંગ્યું છે, આ ચોકઠાં ઉપર માણુસ બેસે તેને સામી પારથી ખેંચી લે છે. અલબતાં દોરડાંની અધવચમાં આવ્યા પછી ઉપર આભ અને નીચે

ઝાલ મારતી નદીથી બેસનારને બેહસ્તના બાગ જેવું લાગતું હશે.

અમો ઉરીના બંગલાના ઓટલા ઉપર બેસી બરફના પાહાડનો રંગ જોતા હતા એટલાં કેહેણ આવ્યું કે ઉરીના નવાબ સાહેબ મળવા આવે છે. ઓટલા ઉપર ખુરસી વગેરે મેળી અમે તૈયારી કરી. નવાબ આવ્યા. તેવણ આસરે સીત્તેર વર્ષના ડોસા હતા. અંગમાં મેલી ડગલી પેહરી હતી અને પગ ઉઘાડા હતા. માથાં ઉપર સફેદ પાઘડી વિંટાળી હતી. બચારા નવાબ છતે અમને જોઇ ધ્રુજતા હતા. તેવણની મીલકત અથવા અસકયામત કાંઈ ઘણી મોટી ન હશે કેમજે પોતાનાજ જમીનદારો પાસેથી રૂપીઆ ચાળીસ અને સાહાઠ ઉછીના લીધેલાની ચીઠીઓ તેવણ પાસે હતી. આ નવાબોને ગામગામની નવાબી કાશમીરી સરકારે આપી છે ખરી પણ તે નામનીજ. ઉપજનો મસ મોટો ભાગ તો સરકાર લઇ લે છે અને બાકી જુજ રેહ તેમાં વળી ઘણા ભાગ પડે છે. નવાબને ભાગે જે રેહ છે તેના બદલામાં તેના ઉપર ફરજીયાત નાખવામાં આવેલી છે કે મુસાફરોને કુલીઓ, તટ્ટુ, ખોરાકી, ઘાસ, વગેરે ચોકસ ઠરાવેલે દામે પુરૂં પાડે! દામના આપતા ને લેતા ડોસા થયા! તેમાં જ્યારે સાહેબ લોકની ધમાલ પડે ત્યારે સોથી બસેં કુલીઓ જબરદસ્તીથી માગે તે ક્યાંથી લાવે? નવાબ બચારા ત્યારે પોતાના જમીનદારોને પકડીને મોકલાવે. પછી ખેતીવાડી પોતાને ઠેકાંણે છો રહી.

નવાબ પોતા ઉપરના જુલમની વાત કેહવા લાગ્યો. તેનાં

મનમાં કે અમે લણુ જણુ છીએ તે કોણ જાણે કેટલોક સામાન અને કુલીઓ માગીશું, પણ જ્યારે હમોએ જણાવ્યું કે અમારે કાંઈ જોઈતું નથી ત્યારે ડોસાનું મોંહ ખોલી ગયું. તેણે રૂખશદ લીધા બાદ અમારે માટે એક બકરો, શેર બે-એક ચાવલ, અને એક રતલ માખણ બક્ષેશ મોકલાવી દીધું.

ઉરીમાં રાતના સુતા ત્યારે ઠંડીનું તો પુછવુંજ શું! થરમામીટર પચાસ ડિગરી—સાથે વરસાદ અને ધુમ્મસ! ત્રણુ ત્રણુ ચાર ચાર ઓઢણીઓએબા ઠાગ ન લાગે. આ ઉરી રિંછોનું જાણીતું મથક છે.

અમે જે દાહાડે આવી પોંચ્યા તે દાહાડે રાત પડી ગઈ તોયે અમારા સાથી મી૦ બેકરનાં સામાણનાં તટુ આવી પોંચ્યાં નહીં. આઠ વાગ્યા, નવ વાગ્યા, પણ તટુઓ ન મળે. આખરે ખબર આવી પોંચી કે માર્ગમાં એક રિંછ આડું પડયું છે અને તેને લીધે માલગીરો આગળ વધી શકતા નથી. મી૦ બેકરે પોતાનાં કેટલાંક માણસો મોકલ્યાં અને આખરે ડોળા તણાવી તણાવીને તટુઓ છેક અગ્યાર વાગતે રાતના આવી લાગ્યાં.

અમો વાળુ કરીને સુતા. રાત ચાંદરણી હતી પણ પડાઉ મકાનમાં એક બતી ન હતી. હું અને મારો મીત્ર એક ઓરડીમાં બે જૂદી જૂદી ચારપાઈઓ ઉપર સુતા હતા. મી૦ બેકર જમણા હાથ ઉપર બીજી ઓરડીમાં સુતો હતો, અને ડાવા હાથની ઓરડીમાં એક જુવાન ઈંગ્રેજ મુસાફર સુતો હતો. રાતના બારેક વાગ્યા હશે એવામાં ઠેકેદારે આવી બારણું ઠોક્યું.

"સાબ—સાબ."

"કોણ હય? ઠેકેદાર કયા બોલતા?"

"ગરીબ પરવર, દરવાજા બરાબર બનાઈયો, બાહાર બાલુ આયા હયે."

અમે તો ભડકીને ઉઠયા. ખબર પુછતાં માલમ પડયું કે એક રિંછ અમારી છાપડીથી થોડેક વાર આવ્યું છે. ઓરડામાં તો એટલું અંધારૂં કે એક બીજાનું મોહોડું બી દીસે નહીં. તંટોસીને બારણું ગોતી કાઢયું તો કળ, સાંકળ કે અડગરો કાંઇ મળે નહીં. ખિલી અડગરા જેવું બારણું— એક લાત મારે તો ઉડી જાય. મી૰ બેકરબી ઉઠીને અમારી પાસ બંદુક માગવા લાગ્યો. પણ ડાવા હાથની કોટડીવાળો ઈંગ્રેજ જે અઠંગ શિકારી હતો તે તો પોતાની બંદુક અને બે ચાર માણસો લઈ દોડયો.

અમોએ બારણું જેમ તેમ બંધ કરી અમારો અસબાબ આડો મુકી બંદોબસ્ત કરી પાછા સુતા. પણ કાન આગળ રિંછ છે એવા વિચારને લીધે ઉંઘ તે ક્યાંથી આવે. અમો ઉંચા કાન કરી આ નવા પરોણાની વધારે આગળ આવવાની વાટ જોવા લાગ્યા. કલાકેકમાં સઘળાં ગયલાં માણુસો પાછાં આવ્યાં અને રીપોર્ટ કીધો કે રિંછ આ સઘળાંઓને આવતાં જોઈ નહાસી ગયું હતું!

---

# ઉરીથી રામપોર.

બૂધવાર તા૦ ૧૭મીએ સવારમાં સાડાસાત વાગતે અમારી સ્વારી ઉરી છોડી ચાલી. આ પડાવ આગળના જેટલો ભયાનક નથી પણ પંદર મૈલ લાંબો છે. રસ્તાની બાજુએ ઝાડોનો છાવ સારો હોવાથી આ ટપ્પો ખરાબ લાગતો નથી. નદી તો સાથેની સાથે. ચિઢ તો એવી લાગે છે કે જાણે જીવતું માણુસ અથવા જાનવર હોય તો અબઘડી ચીરી નાખ્યે. આ ઠેકાંણે તે ઉભાઈને છેડાયલા ગોધાની પેઠે દોડે છે. એક બીજાની વાત સંભળાતી નથી. હનુમાનના બેટાઓ યાને વાંદરો અંહી અવાર નવાર તમારા ચેષ્ટા કરે છે પણ તે દૂરથીજ. તમે હાથ આપો તો પોંચો લીએ ખરા.

આ ટપ્પામાં અમે મૈલ આઠેક કાપ્યા હશે અને મારાં તટ્ટુએ થોકડ ખાધી અને તમારા સેવક તેના ગળાં ઉપરથી ઉથલાઇને જમીન ઉપર પટકાયા. ભલું હતું કે આ ઠેકાંણે રસ્તો પોહોળો હતો, નહીં તો કદાપી આ નાહાનું પુસ્તક આ આસ્માનની રોશની જોવા પામત નહીં. પાહાડોનો રંગ ઘણા કુરમુરાવાળાઓ સ્ત્રીઓને ખાવાની મટોડી વેચે છે

તેને મળતો હતો. ખબર કાઢતાં માલમ પડયું કે આ પાહાડો તો સ્લેટના હતા.

આ સ્લેટ એટલી તો ભભરી છે કે જગે જગ તેનાં ચોશલાં ભાગીને ધસી પડે છે. અમારો રસ્તો ઘણેક ઠેકાણેથી આ પ્રમાણે ધસી પડેલા પથરાથી રોકાઇ ગયો હતો અને અમારે તટુઓ ઉપરથી ઉતરીને પગે ચાલવું પડયું હતું.

થાકેલા પરાકેલા રામપોર મુકામે આવી પોંહોચ્યા. ઈસ્તફ્ર અલ્લા! બે ચાર દહાડાની વાત ઉપર ધર્થીકંપ થયલો એટલે બંગલાનું છાપરું ગેપ! અને દેવાળો તો એક બીજા ઉપર ઢળી પડેલી! મારા મનમાં તો ઘણું કે એક દહાડો અંહી રેહવાય તો બહુજ નેક થાય કેમજે અત્રે બરફ્ના પાહાડોની ઘટા ઘણીજ રમણીય લાગતી હતી. પાણી તો એવું મીઠું અને ઠંડું કે એકને બદલે પચાસ હોજરાં હોત તો પીઆજ કરત. સીડાર અથવા ત્યાનાં લોક કેહે છે તેમ દીઓદારનાં ઝાડો એટલાં તો મોટાં કે તેના છાવમાં ખાસ્સો એક મોટે બંગલો બંધાય. પાઇનનાં ઝાડોબી છત્રી રોકાં પેહલાં અંહી નજરે પડવા માંડે છે. એક ઠેકાંણે નદી આવી તે ઉપરથી ચાલી જવાને માત્ર ઝાડનું એક ઠડ નાખેલું હતું! અમે વિચાર કરતા ઉભા કે આ ઉપરથી તે કેમ કરી જવાશે. એટલામાં અમારા બાલગીર માંહેલો એક જંગલને રસ્તે ત્યાં આવી ચઢયો અને કેહવા લાગ્યો કે તમે તટુ ઉપર બેસી રહો—તટુ તમુને જરૂર ઉપરથી સલામત લઈ જશે. પણ અમારી હિમ્મત ચાલી નહી. અમે નીચે ઉતર્યા અને બાલગીર તટુઓને આ સાંકડા ઠડ ઉપરથી ચલાવી લઈ ગયો.

તટુઓ ચાલે ત્યારે હડ આમથી તેમ આંચકા ખાઈ ફરી જાય! અલ્લાહ! અલ્લાહ! કરતા અમે પણ ઉપરથી ચાલી ગયા અને જ્યારે પેલે પાર પુગા ત્યારે દમ ખાધો અને સલામત જવા માટે ઇશ્વરનો પાડ માન્યો. ચિંતા માત્ર એટલીજ હતી કે ઉપરથી પસાર થઇ ગયા તો ખરા પણ પાછું ફરતી વેળા એજ પીડા પાછી નડવાની ત્યારે કેમ થશે! મારા મીત્રે મત આપ્યું કે આપણે તેનો વિચાર કરવો નહીં, ઈશ્વર જે કરે તે ખરૂં. જો બનશે તો આપણે બીજે રસ્તે પાછા ફરશું કે આવી ગયલી મુશ્કેલીઓ પાછી યાદ આવે નહીં.



# રામપોરથી બારામુલા.

## (સેવટનો ટપ્પો.)

રામપોરનાં છાપડાંની તો આ વ્યવસ્થા એટલે ત્યાં રાતો રાત રહેવાય એમ તો હતુંજ નહીં. વળી આ છેલ્લો ટપ્પો આસાનીવાળો હોવાથી અમો બપોરના હડીવાગતે નિકળી પડયા. આ ટપ્પો અઢાર મૈલ લાંબો છે પણ ધાસ્તી ભરેલો નથી. રસ્તે રસ્તે નાળાં ઓળંગવાં પડે છે. બારામુલાની આગળ આવતાં એક 'પાસ' છે, જે બે પાહાડોની વચ્ચે આવેલો છે અને એટલો સાંકડો છે કે એક તટુથી વધારે માંહે પસાર થઈ શકે નહીં. આ રસ્તા ઉપર પાહાડોની બાજુએ એવાં ફુલ લાગ્યાં છે કે જાણે આઘેથી ગાલીચો નાંખ્યો હોય એમ લાગે છે. તેમજ લાલ, લીલાં અને પીળાં પક્ષીઓ બેસુમાર છે. સઘળી રચના સ્વપ્નામાં જોયલા ભમા અવ્વાના ઇડનના બાગને મળતી આવે છે.

ઇશ્વર તમારૂં કલ્યાણ કરો! જીલમ નદી અત્રેથી બેમાલુમ થાય છે, અને એકસોને સાહાઠ મૈલ સુધી કાનના બેહર ફાટી ગયલા તે અંહી સ્મશાન જેવું ચુપ લાગે છે. દૂરથી બારામુલાનો સરોવર પસારો નાખીને સ્થિર પડયો છે.

## સફેદા ઝાડોની ઘટા.

આ બગીચાની ઘટા હરીસીંગ બાગમા છે. ઝાડો જાણે કુદરતી નહી પણ કાગળના બનાવીને મુકયાં હોય એવાં સરખાં લાગેછે. ઊંચાઇ, પોહોળાઇ, રંગ, તફાવત જાણે સીપાઇઓ એક સરખે તફાવતે ઉભા કીધા હોય એમ દીસેછે, અને બપોરને વખતે જયારે તેમનો ઓળો પડેછે ત્યારે બકાવલીનાં પરીયાંના બગીચામાં ચાલતા હોઇયે એમ વિચાર ઉત્તપન્ન છે. ખરેખાત આવી રમણીય રચના મેં કોઇ ઠેકાણે જોઇ નથી.

અત્રે પેહલ વેહલી વાર પોપલરનાં ઝાડો નજરે પડે છે. આ પોપલર ઝાડ નરાં પડા જેવાં પણ સુમારે દોહોડસોથી બસેં ફિટ ઉંચાં અને સીધાં સરોવર જેવાં છે. તેઓ એકક ફુટને તફાવતે રોપેલાં હોવાથી અને વળી એક સરખાં ઉંચાં ઉગ્યાથી જાણે ઝાડની દીવાલ બની રહી છે. એ ઝાડને ત્યાંનાં લોક 'સફેદા' કરી કહે છે.

આ સફેદા ઝાડોથી ઘેરીને એક મોટી વાડી કાશમીરી સરકારે બનાવી છે. તેની વચ્ચે વચમાં અમારે માટે તંબુ નાખેલો તૈયાર હતો. એ મેહરબાની રિનીકસ કેરીઇંગ કંપનીના એજંટ મી૦ બેકરની સમજવી. તેનાજ મેહમાન દાખલ અમો હતા. રાતના સુતા પણ ઠંડી ક્યાં જાયછ! પારો ૪૮ ડિગરી અને અંગ ઉપર કંતાનના તંબુ સિવાય બીજું કાંઈ ન મળે. મારાં શરીર ઉપર મારા મીત્રની કૃપાથી ચાર ધાબળીઓ નાખી હતી, પણ આપણે સાધારણ રીતે કહીયે છૈયે તેમ હું 'ઉકરૂ કુકરૂ' બની ગયો હતો અને વારંવાર પેટમાં સટકણુ પાડવું પડયું હતું. આટલું છતાં ન ખમાયું એટલે લાકડાં મંગાવી લંકા લગાડવી પડી ત્યારે આર્ગ લાગ્યો.

બારામુલામાં ધર્થીકંપ વારેવાર પરોણા ઉતરે છે. અમે ગયા ત્યારે થોડા દહાડાનીજ વાત ઉપર એક આંચકો લાગ્યાથી પડાવ બંગલો ભાગી પડયો હતો, તથા પાસેનું એક ગામ ગરક થઈ ગયું હતું. બારામુલા આગળ જે કાદવનો કિલ્લો હતો તેનો દેખાવ જોઇને મને ઘણી રમુજ લાગી. તે

બચારો એક લંગડો પુરૂષ જેમ આંચકો ખાઈ કોર વાંકો પડે તેમ પડયો હતો.

આ બારામુલાનો દેખાવ વિચીત્ર છે. ચોમેર ઉંચા બરફવાળા પાહાડ અને વચ્ચેવચ સ્થિર કાચ જેવો સરોવર! દુધ બે પૈસે શેર અને તે પણ એવું કે આંખે આવી વળગે. ચોખા રૂપીઆ એકના ૫૬ શેર! ઓ મુંબઈની કરકસરવાળી બાઇઓ, આ સુકાળનો લગાર વિચાર તો કરો! એક મોટી મરઘી અથવા બટકના આના ત્રણ અને માખણ રૂપીઆ એકનું પાંચ શેર! માછલી એક પૈસે શેર અને ઈંડાં પૈસાનાં ત્રણ! યા એલાહી! કોઇ આ કાશમીરી સુકાળ અત્રે ઉપાડી ન આણે?

પણ એકસોને સાહાઠ મૈલ ઘોડા ઉપર હેજગારી ખમીને અત્રે આવી પોંહોચ્યા પછી થોડોક દમ ખાવાની જરૂર છે. જીવને જોખમમાં નાખી, ડોકી ભાંજવાનાં સંકટમાંથી આવ્યા તો ખરા અને હવે બાકીની મંજલ કિસ્તીમાં લાંબા તાંટીઆ કરીને પુરી કરવાની છે, એટલે કદાપી વાંચનારને વિચાર ઉભો થશે કે જ્યારે આવડું સંકટ આ પાહાડી મંજલમાં છે ત્યારે ઘણી સંકટની જગા આવે ત્યારે મુસાફર ચાલતો કેમ નથી? આનો ઉત્તર હું આપું છું.—સીધો એક સરખો રસ્તો હોય તો સવારના બડી બામદાદ બાર-પંદર મૈલ આવી હવામાં ચાલવાનું સેહલ છે, પણ જ્યાં ઘડીમાં ચહડાઇ એટલી આવે કે એકસો પગલાં ચાલ્યા પછી દમ ચઢી આવે અને ઉતરાઇ એવી આવે કે હાથમાં નોંકવાળો સોટો ન હોય તો સડી પડયે,

ત્યાં ચાલવાનું બની શકતુંજ નથી. કોઈ કોઇ ઠેકાંણે તો એવી કઢંગી જગ્યા આવે છે કે તટુજ ટેવ હોવાને લીધે ચઢી શકે; બાકી આપણે પાંઉ પ્યાદા ચઢવા જઈયે તો પછવાડેથી ટેકો આપવા ચાર માણસો જોઇયે. આ કારણથી નિમકહલાલ તટુ સિવાય બીજો દીરગ રેહતો નથી.

---

# બારામુલાથી શ્રીનગર—બોટમાં.

કાશમીરી કિસ્તીઓ એ એક ત્યાંની નવાઇ છે. મુંબઇ છોડયા પછીથી ઘણે દહાડે એ આસાયસ ભરી મુસાફરી હાથ લાગે છે એટલે સંતોષનો નિસાસો નાખ્યા વના ચાલતું નથી.

આ કિસ્તીવાળાઓ જેમને 'માજી' કરી કહે છે તેઓ જાતના કાશમીરી મુસલમાન છે. છેક ગરી સુધી તેઓ ચાલી આવીને મુસાફરને વળગાણ કરે છે કે બારામુલામાં અમારી કિસ્તી સર્વેથી સરસ છે તે તમે રાખો. અમારી આસપાસ કાંઇ નહીં તો વીશ ત્રીસ માજીઓ ફરી વળ્યા હશે. તેઓ પોતાની 'સરટીફીકેટો' કાઢીને તમારાં નાક આગળ ધરે છે. બચારા ઘરાકી મેળવવા માટે છેક સાહાઠ સિત્તેર મૈલ ચાલી આવે છે. આ સરટીફીકેટો પણ વિચીત્ર છે જૂદા જૂદા લખનારાઓ તેમાં પોતાના અનૂભવ જૂદી જૂદી રીતે દર્સાવે છે. કોઈ લખે છે કે કિસ્તીવાળો રાહામાના ઘણો પ્રમાણીક છે. કોઇ કહે છે કે સુભાના એકકો પકાવનાર છે. કોઇને કિસ્તી ઉપર રેહનાર સ્ત્રીઓની ખુબસુરતીની યાદ આવે છે તો કોઈ ખૂદ કિસ્તીની પોતાની વખાણ ગાય છે.

આ કિસ્તીવાળાઓ વળગે છે કે જો તમે તેની કિસ્તી લેશો

તો તે તમારી સાથે બાકીની મંજલ આવશે—તમારૂં કામ કાજ કરશે—તમારૂં ખાનું પકાવશે—અને તમારા શેકારી તરીકે કામ લાગશે. પણ સર્વેથી સારો માર્ગ એ છે કે ખૂદ બારામુલા જઇને ત્યાં કિસ્તી પસંદ કરવી. દર પડાવે પડાવ આ માજુઓ તમારી પુઠે લાગે છે તે એટલા સુધી કે તમને જમવા વટીક દેતા નથી. આથી એકવાર હું એટલો તો કંટાળી ગયો કે પચાસવાર તેમને જવા કહ્યા છતાં તેઓ ખસ્યા નહીં, એટલે મેં ધમકી આપી કે જો હવે નહીં જશો તો હું સરટીફીકેટો ફાડી નાખીશ. આથીબી અસર થઇ નહીં એટલે ગુસ્સામાં આવીને મેં એક કાગળ મરડી મચડી નાખ્યું. આનું પરિણામ ઘણુંજ નવાઈ જેવું થયું. સઘળાઓ પોતાનાં કાગળો મારા હાથમાંથી લઇ લેવા લુટાલુટ કરવા મંડી ગયા અને જેવાં કાગળો હાથમાં આવ્યાં કે ત્યાંથી ઉભી પુછડીએ નાઠા.

બારામુલા આવી પુગા પછી ત્યાંના સરકારી કામદારે જે માજુની ભલામણ કરી તેની કિસ્તી અમોએ રાખી, તે એવી સરતથી કે જે દહાડેથી ઉપડયે તે દહાડેથી તે પાછા ફરયે ત્યાં સુધી દરરોજનો રૂપીઓ અડધો આપવો. આ દામમાં એક નાની બોટ જેને 'શીકારી' કહે છે તે તથા છ માજુઓબી સમજવા.

આ માજુઓ જોકે હિચકારા તોયે ભારે લોભ્યા છે, અને અજાણ્યા મુસાફરો પાસેથી હર બહાને અને હર પગળે પૈસા કઢાવવાની તજવીજ કરે છે. એટલા માટે તેઓથી

પેહલાંજ સાવચેત રહી પાકો બંદોબસ્ત કરી લેવો. દાખલા તરીકે અમોએ કિશ્તી આઠ આને રોજે ઠરાવી પણ જ્યારે પાછા ફર્યા ત્યારે તે લોકે કલા બકોર કરી મુકી કે દર માણસ દીઠ આઠ આનાનો ઠરાવ હતો.

કિશ્તીમાં એક આખ્ખી રાત અને આખ્ખો દહાડો કાઢવો છે એટલે આ આપણાં કામ ચલાઉ ઘરનું થોડુંક વર્ણન આપવાની જરૂર છે.

આ બોટ બીજી આપણી ગમની બોટોની પેઠે ધારવાળાં તળ્યાંની નથી, પણ ચપટાં બેઠાં તળ્યાંની છે. આ પ્રમાણે કરવાનું કારણ એમ કે બારામુલા સરોવરમાં તેમજ શ્રી-નગર આગળની નદીઓમાં વન્સપતી વેલો ઘણો ઉગે છે, અને ચપટું તળ્યું ન હોય તો કિશ્તી ઉંધી વળી જવાની ધાસ્તી બલકે નક્કી વકી રહે છે. આ કિશ્તી સુમારે ૪૦ ફિટ લાંબી અને ૮ ફિટ પોહોળી હશે. તે એક પ્રકારનાં દેવદારી લાકડાંની બાંધેલી છે, પણ એવી કઢંગી છે કે પવનનો સ્હેજ લેહેકો આવતાંજ ઉથલાઈ જાય છે. આ કિશ્તીમાં ત્રણ ખંગ છે, આગળા ખંગમાં ઉતારૂઓને સારૂ બેસવાની અને સુવાની જગા છે. આ જગા એટલી છે કે બે માણસો ખુશાલ પાસે પાસે સુઈ શકે. વચમાંના ખંગમાં મછવાવાળાઓનું કુટુંબ રહે છે. આગળા અને વચલા ખંગ વચ્ચે ફકત એક સાદડીનો પડદો છે. ત્રીજા અથવા છેક પછવાડેના ખંગમાં માજીઓ હલેસાં મારવા બેસે છે.

આ કિસ્તીને સઢ જેવું કાંઇજ નથી. કિશ્તી કિનારેથી

હુંકારી કે સઘળા માજુએ કિનારે ઉતરી જાય છે, અને તેને દોરડું બાંધી પોતે કિનારે ચાલતા જાય છે અને ખેંચતા જાય છે. એકાદ બે માજુ સાથે આવતી શિકારીમાં બેસી તમે ચાહો તો તમારૂં ભોજન પકાવી આપે છે. વારે-ઘડીએ ઇંગ્રેજ મુસાફરોના બબરચીઓને જોઇ આ માજુએ એવા ઉસ્તાદ પકાવનાર બન્યા છે કે કોઈવાર લેહજતદાર વાણીઓ બનાવી તમને અચરતે કરે છે. આ વેળાએ અલબતે કિસ્તી માંહેની સ્ત્રીઓ પછવાડેના પોતાના ખંગમાંજ રહે છે અને હલેસાં મારવા તથા બીજાં કામકાજમાં મદદ આપે છે.

દાદાર હોરમઝદનું નામ મોંહપર લઇ અમે સહવારમાં આઠ વાગતે કિસ્તીમાં બેઠા. પચાશેક ડગલાં ગયા હોઇશું કે સઘળા માજુએ કિનારે ઉતરી પડી કિસ્તી તાણવા લાગ્યા. અમારા ટાંડેલનું નામ રાહામાના રહીમ હતું, જે અચ્છો પકાવનાર હતો. તેણે જાહેર કીધું કે બપોરસુધીમાં સુપુર નામનું ગામ આવશે ત્યાં ઉતરી પડી બજાર ખરીદ કરીશું અને ખાનું પકાવી જમાડીશું. અમારી સાથ ટ્રાવેલીંગ સ્પીરીટ લાંપ હતો તે સળગાવી ચાહ બનાવી અને પછી નિરાંતે રચના જોવા બેઠા. સાંમેથી પાહાડો તમામ બરફના ઉજળા રૂનાં પુમડાં જેવા હતા. જાણે ચાકના બનાવ્યા હોય અને ઉપર તડકો પડતો હોય એમ લાગતું હતું. કિસ્તી બહુજ હળવે જતી હતી અને આંચકો નામ માત્ર ન હતો.

બપોરના સુપુર ગામ આવ્યું અને અમો રમુજને ખાતર ઉતરી પડયા. રાહામાનાને બજાર ખર્ચ સારૂ રૂપીઓ એક આપ્યો, તેમાંથી તેણે ગોસ્ત, તરકારી, વગેરેને માટે સાડાત્રણ

આના ખર્ચ્યા અને બાકીના કોણ જાણે 'ઇનકમ ટાક્સ' સારૂ ભર્યા હશે! કેમજે બાકીની બાલાંન્સ પાછી અમારા જોવામાં આવીજ નહીં. વારૂ ખેર! પણ આ સુપુર ગામમાં પેહલીજ વાર કાશમીરી ખરાં લોક જોવામાં આવ્યાં તેથી અમારા આ રૂપયાનો અવેજ મળી રહયો. ગરીબમાં ગરીબ ભઠિયારાનાં છોકરાંબી ગુલાબી ગાલવાળાં! અને બ્લુ અથવા માંજરી આંખવાળાં! મોંહ જોઇયે તો સફેદ બરફ જેવું અને પગ જોઈયે તો કાળા ઠણુક જેવા! નરી સઘળી મોરની વ્યવસ્થા! સ્ત્રીઓની આંખ્યો તો જાણે નેજાની નોક—આમ ચમક ચમક થાય તો જાણે નજર ઠરે નહીં. પણ આ લોકનું વર્ણન આગળ આવશે એટલે આ ટુક એસારો કરીનેજ બસ કરૂં છું; કેમજે નહીં તો વાતનો સ્વાદ જતો રહે.

ગોસ્ત વગેરે ખરીદી અમો પાછા કિસ્તી ઉપર ગયા અને રાહામાનાએ પકાવવું શરૂં કીધું. હજુ તો તપેલી ગરમ થાય છે, એવામાં એક નાહની શિકારી અમારી અડોઅડ આવી ઉભી અને માછલી વેચવા માંગી. આ માછલી તેણે પકડી હતી, અને ગળ તેનાં ગળાંમાંજ રાખી તેને પાણીમાં નાખી મેલી હતી. જેમ જેમ શિકારી ચાલતી જાય તેમ તેમ પકડાયલી મચ્છી ગળ સાથે કુદકા મારતી અને તરતી પાછળ આવતી જાય. જે માછલી અમે વેચાતી લીધી તે હાથ જેવડી માગન હતી અને છ માગનના બે આના! વાડીવાળા બબરચીઓ આ વિષે શુ ધાર્યું? હોરમજજી પાવડી! તારમાં આ માછલી અત્રે મંગાવી શકાતી હોય તો કેવું?

અડધા કલાકમાં રાહામાનાએ ખાનું તો એવું બનાવી હાજર કર્યું કે અમારો જીવ ખુશ થઇ ગયો. તળેલી માછલી, રોસ્ટ મટન, પટેટા, કરી ચાવલ, વળી આવા હિંગામમાં બીજું શું જોઇએ. વળી ઉપરથી બબાનો બાહાર !

આ પ્રમાણે દહાડો નિકળી ગયો તે જણાયો નહીં. અંધારૂં થવા આવ્યું અને અમોએ નિંદ્રાવશ થવાની તૈયારી કરી. કિસ્તીને માથે બરૂનું છાપરું તો છેજ, તેમાં બે બાજુએ બરૂના પડદા ઉતારી દીધા એટલે ખાસ્સો સુવાનો ઓરડો બની રહયો. બહાર ઠંડી પણ માંહે ખાસ્સી ઘણી રીતની હુંફ હતી.

માજુઓ આખ્ખી રાત કિનારે ચાલતા બોટ તાણે છે, પણ એ લોકનો ભરૂસો નહીં. એ લોક એટલા હિચકારા છે કે જરા લગારબી પવન લાગ્યો કે લાગલું લંગડ નાખી એક ખુણાંમાં ભરાઈ રહે છે અને જો પવન વધ્યો તો બાયલાઓની પેઠે રડવા અને છાતી કુટવા પડી જાય છે.

બારામુલા સરોવરની વચ્ચે કેટલેક ઠેકાંણે કમળના રોપા એટલા જઠોજઠ ઉગેલા છે કે મછવો હિંડી શકતો નથી અને ડોળા બાળીને ધૂળ કરી નાખે છે. નશીબયોગે રાતના ઉંઘમાં આપણને આ કંઇ જણાતું નથી.

આખરે આખ્ખી રાત હંકાર્યા પછી સહવારના શ્રીનગર આવી લાગ્યું, અને અમારી આ બિકટ મુસાફરીનો અત્રે અડધો અંત આવ્યો. પાછું ફરતાં પછીની વાત પછી.

## બીજા માર્ગો.

મુંબઈથી નિકળેલા આખરે શ્રીનગર આવી પોંહોચ્યા ખરા! અલબતાં વાંચનાર ભાઈએ જોયું હશે કે જે માર્ગે હું આવ્યો તે યાને મરીના માર્ગનું મેં વર્ણન આપ્યું છે. આ માર્ગ ઘણો સંકટવાળો હોવા છતાં ભુંડામાં ભલો છે એમ કહું તો ચાલે. કેમજે બીજા માર્ગો એથી નપેતર અને એકેકને વિસરાવે તેવા છે. પણ કદાપી મુસાફરને બીજા માર્ગનું થોડુંક જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો થોડા શબ્દોમાં તે સમજાવીશું.

મરીથી ન જવું હોય તો તેથી ઉતરતો માર્ગ પિર પંજાલનો કહેવાય છે. આ માર્ગ મરી માર્ગના કરતાં વધારે ભયંકાર પણ અતીઘણો વધારે ખૂબસુરત છે. મુસાફરે રેલવે લાઇન ઉપર ગુજરાત સ્ટેશન સુધી જવું. ગુજરાત, લાહોરથી ૭૧ મૈલને અંતરે છે અને ટાંગાથી ભિમબર જે ૨૮ મૈલ આગ્રે છે ત્યાં જઈ પેહલ વેહલો હિમાલ્યાને નમસ્કાર કરવા પામશે. આ ભિમબર કાશમીરના મ્હારાજાનું પેહલું મથક આવ્યું, ત્યાંથી બાર ટપ્પા સ્વારી કરવાની છે. તફાવત ૧૬૭ મૈલનો છે અને પિર પંજાલ પાસમાંથી શ્રીનગર જવાય છે. આ પિર પંજાલની ટેકડી સમૂદ્રની સપાટીથી ૧૧,૫૦૦ ફિટ ઉંચી છે.

ત્રીજો રસ્તો પુંજ ખીણુમાંથી જતો છે. તે એમ કે નંબર બીજે રસ્તે આવતાં થાણા મંડી કરી પડાવ આવે છે ત્યાંથી પિર પંજાલ જવાને બદલે નિચલે રસ્તે યાને પુંજને માર્ગે બારામુલા પોંહોચાય છે. આ રસ્તો કાપર હોવાથી ઝાઝો

વપરાતો નથી. જ્યારે એકસો મુસાફરો પેહલે અને બીજે રસ્તે જવા હશે ત્યારે એક આ ત્રીજે રસ્તે જતો હશે.

ચોથો રસ્તો જમુને માર્ગે છે. પણ આ રસ્તો મ્હારાજાને પોતાને માટે ખાસ રાખેલો છે અને મ્હારાજાની પરવાનગી વના ત્યાંથી જવાની કોઈને રજા નથી. વળી આ રસ્તે મુશ્કેલ છે અને ખાના પીનાની બહુજ આપદા પડે છે.

---

# શ્રીનગર—કાશમીર!

ઇશ્વરે જ્યારે ગોંધલમાંથી આ પૃથ્વિ પેદા કરી ત્યારે પેહલું ટીપું આ કાશમીરમાં નાખ્યું હોય કે ન હોય—બાવા આદમ અને મમા અવ્વાએ ઇશ્વરની આજ્ઞા તોડી મના કરેલું ફળ ખાઈને મોહોકાન વાળી તેની અગાઉ ઈડનના બાગમાં તેઓ રહેતાં હતાં તે બાગ આ કાશમીર હતો કે નહીં—તે હું કહી શકતો નથી; અને કહું તો કોઇ મારૂં માનનાર પણ નથી. પણ ઘણાક ફીલસુફો અને વિદ્વાનો આ પ્રમાણે નક્કી માને છે. હિંદુ શાસ્ત્રીઓ ધારે છે કે ઈશ્વરે જ્યારે શૃષ્ટી એક વાર ફરીને પેદા કીધી ત્યારે પહેલું મંડાણ કાશમીરથી કર્યું હતું.

ગમે એમ હો, પણ આ નાનાં પુસ્તકમાં મને જે લાગ્યું છે તે પ્રમાણીકપણે હું ટપકાવી ગયો છું. આમ કરવામાં આસ-પાસનાં વખાણથી હું લોભાયોબી નથી અને મશ્કરી ટકોર થવાની દેહસ્તથી હઠયો પણ નથી.

સવારના ૭ વાગતામાં અમારી કિસ્તી શ્રીનગરના મોહોલ્લામાં દાખલ થઇ. આ મોહોલ્લો તે કાંઇ પથ્થરનો ખડીવાળો રસ્તો સમજવો નહીં. બે બાજુએ ઉંચાં ઘરો

## શ્રીનગરનો નદીનો પાટ.

શ્રીનગરમાં દાખલ થતાં જે દેખાવ નજરે પડેછે તેનું આ ચીત્ર છે. પોહોળો નદીનો પાટ તેની બાસપાસ ઘરો તથા સામે બરફના પાહાડ, આવો દેખાવ કોઇ જગાએ જોવામાં આવતો ન હોય. નદી એવી સ્થીર છે કે જાણે કાચની હોય. ઉપરથી નાહાની કીશતીઓ અને ચાંદમારી ચાલી જાયછે તે બીલકુલ સંભળાતી નથી. સ્થીર તલાવ ઉપર હંસ તરતું હોય તેમ લાગેછે.

અને વચમાંથી નદી તે મોટો રસ્તો સમજવો. આપણી આવજાવની ગાડી તે કિસ્તી. એક ઘરમાંથી બીજાં ઘરમાં જવું હોય તો કિસ્તીમાં બેસી હંકારવું એટલે જ્યાં જવું હોય ત્યાં એક બે મિનીટમાં પોંહોચી જવાય. કિસ્તીમાંથી પગ કાઢીને ઘરની સીડી ઉપર મુકવાનો. દુકાનમાંથી કાંઇ ખરીદવું હોય તો કિસ્તી છેક દુકાન આગળ લઇ જઈ, ખરીદી કરી, પાછું હંકારવા માંડવાનું. જેણે વેનીસ શેહેર જોયું હશે તેને મનથી આ કાંઇ નવાઈ ન હોય; બાકી બીજાને મનથી તો આ નવાઈ ખરીજ.

આ નદીની વચ્ચે સઘળા મળી સાત પુલો નાખેલા છે. જે ઉપર થઇને સામે પારનાં ઘરોમાં જવાય છે. આ પુલોની નીચેથી થઇને કિસ્તી ચાલી જાય છે. સઘળો મામલો બાવા આદમના વખતનો છે. ઝાડનાં ઠડ આડાં નાખી— તેના ઉપર બીજાં ઠડ ઉભાં નાખેલાં, વળી ત્રીજું ઠડ આડું, ચોથું ઉભું—આમ ઠડ પર ઠડ કરી, વીશેક ફિટ સુધી ઉંચે લઇ જઇ, પછી ઉપર સલીપાટ નાખી, તે ઉપર રસ્તો કરેલો છે. આખું શ્રીનગર એક નાકેથી બીજે નાકે સુધી પોંહોચતાં આવા સાત પુલો પસાર કરવા પડે છે.

બે બાજુએ ઘરો તો એવાં ભાગી તુટી હાલતમાં છે કે ખોદા માલમ આવા પાણીના મારામાં ઉભાંબી કેમ કરી રહેતાં હશે. ઓલંબા જેવી તો ચીજજ નથી. કોઇ કમ્મરમાંથી વાંકું વળી ગયલું તો કોઇ જાણે નમીને સલામ કરવા માગતું હોય તેમ વળી ગયલાં જણાય છે. કોઇ કોઇનાં તો છાપડાંનુંબી

ઠેકાણું નથી, માંહેથી આસમાન દેખાય છે અને આવાં મકાનોમાં કકડતી ઠંડી વચ્ચે લોક રહે છે!

નદીની આસપાસના આ દેખાવમાં સર્વેથી જોવા લાયક દેખાવ કાશમીરી સ્ત્રીઓનો છે. દીવસના તેઓ ઝાઝી દીસતી નથી, અથવા દીસે છે તો હલકી વર્ણની. પણ જો સવારના પરોઢીયામાં પાંચ વાગતે 'શિકારી'માં બેસી નિકળ્યા તો ખરી કાશમીરી ખૂબસુરતી નજરે પડે છે. આ નદી તેમનું ઘર, તેમનું બાર, તેમનું હમામખાનું, તેમનું બાજરૂં, તેમનો ધોબીઘરો, તેમનું રમવાનું મેદાન, અને સઘળું સમજવું. નદી સિવાય તેમનો માર્ગ નથી. નાહનું છોકરૂં પેહલું પગ ઉપર ઉભું રહેવા શીખે ત્યારથી તે નદીમાં રમવા શીખે છે. બચપણથીજ તેની મા તેને નદીમાં ભચકોરી કાઢી નહવાડે છે અને પછી નદીમાંજ રમવા સારૂ છોડી દે છે.

ઉંચાં કુળની સ્ત્રીઓ તેમાં મૂખ્ય કરી પંડીતાણીઓ જેમનું વર્ણન પછવાડેથી આવશે તેઓ સહવારૂં પડવાની અગાઉ પોતાનું કામ નદી ઉપર આટોપી લે છે અને ખરેખરૂં જોવાનું ત્યારેજ છે. તેમના ચેહરાનું વર્ણન કરવાને કવીની કલમ જોઇયે. લાંબાં, અણીયાળાં અને ગોરાં મોંહોડાં, લાલ હોઠની ફાટ, અને કાચબા જેવી ચળકતી આંખોથી ગુલે બકાવલીનો કીસ્સો આંખ આગળ ગોયા નાચે છે. પણ જ્યાં સઘળાંજ ખૂબસુરત ત્યાં આંખ ખૂબસુરતી જોતાં થાકી જાય છે, અને પછી જે મુંબઇમાં આંખ ઠરી જાય એવાં ખૂબસુરત ગણાય તે ત્યાં સાધારણ લાગે છે.

## શ્રીનગરનો પુલ.

શ્રીનગરમા દાખલ થતાં નદીના પાટ ઉપર આવા સાત પુલ છે. એ નદી તે ધોરી રસતો યાને નદીને બે બાજુએ શેહર છે. ઊભાં લાકડાં પાણીમા નાખી તે ઉપર આડાં લાકડાં નાખી તે ઉપર ઝાડના ઠડ નાખી તથા મટોડીથી સારવીને આ પુલો બનાવેલા છે. કોણ જાણે કેટલા વર્ષના હશે પણ હજી જોવાને તેવા છે. પુલની ઉપરથી માણસોની તથા તટુઓની આવજા થાય છે અને નીચેથી મછવા ચાલી જાયછે. આ પુલ આસરે સો ફીટ લાંબા અને ૨૦ ફુટ પોહોળાઇમા હશે.

આ રચના જો જોવી હોય તો બડી બામદાદના શિકારીમાં બેસી નિકળવું જે વારે સ્ત્રીઓ સ્નાન કરતી અથવા કપડાં ધોતી નજરે પડશે. આ વેળા જો ધારી ધારીને જોવાની તજવીજ કરશો તો તેઓ નાહસી જશે અથવા તમારી ગમ પીઠ ફેરવશે. જાણે જાણતા ન હોઈયે તેમ બાળે ડોળે સઘળો તમાસો જોવામાં મજાહ છે.

કાશમીરી મર્દોમાં કાંઇ ઘણું જાણુવા જોગ નથી. તેઓ મધ્યમ કદના, ધંઉલા રંગના, હિચકારા, જુઠા અને રરકંડા છે. જુઠાંમાં તેમનું જીવતર સમાયલું છે. હું ધારૂં છું કે જો રૂપીઓ એક મેળવવા માટે તેમને આખ્ખો દહાડો જુઠું બોલવું પડે તો તેમ કરવાને ચુકે નહીં.

કાશમીરીઓ ત્રણ વર્ગમાં વેંહેચાયલા છે; પંડીત, મુસલમાન અને ડોગરા. આ પંડીતોને જોઇ મને પેહલાં તો ઘણુંજ હસવું આવ્યું હતું. નરા જાણે આપણા પેશતનદારૂં અને શોરાબદારૂઓ! આબાદ તેમનોજ ચેહેરો, તેવીજ અણીયાળી દહાડી અને નાક, તેવીજ ચંચળ આંખ અને આબાદ નરી મોબેદની પાઘડી! ફરક માત્ર એટલો કે કપાળે ટીલો કાઢેલો. આ પંડીત માંહેનો એકાદ જો બારીએ બેઠો હોય અને આપણે કિસ્તીમાં પસાર થઈ જતાં તેને જોઇયે તો ઠગાઇ જઇયે કે કોઇ મોબેદ બેઠો છે. તે લોકનાં કપડાંબી આપણા જેવો જામો છે. આ પંડીતો સઘળા કાશમીરીઓમાં શ્રેષ્ટ ગણાય છે. સઘળામાં તેમને મોટું માન છે. તેઓ કાશમીરીઓના બ્રાહ્મણ અથવા ધર્મગુરૂ છે. તેઓની વસ્તી ઘણી થોડી છે પણ તેઓ ત્યાં

ઘણા વઝવાળા ગણાય છે. એમની બોલવાની ધપછપ અને ઉચ્ચાર સઘળા નશાકરા મોબેદોને મળતા આવે છે.

આ પંડીતો કોણ હશે અને તેઓ પારસીઓને આટલા બધા મળતા કેમ તે વિષે મને ઘણી ચટપટ થઇ તે ઉપરથી મેં તેઓ વિષે વધારે ખબર મેળવી છે. જે જો ખરી હોય તો ઘણી નવાઇ જેવી છે. જો મારી ખબર ખરી હોય તો, આ કાશમીરી પંડીતો કોઇજ નહીં પણ પારસી મોબેદોનીજ ઓલાદ છે !

કહે છે કે આગળા વખ્તમાં આપણે ઇરાનથી અત્રે આવ્યા ત્યાર બાદ થોડી મુદ્દતે મોબેદોમાં કાંઈ કુસંપ થવાને લીધે બે ચાર મોબેદનાં કુટુંબો રીસાઈને જતાં રહયાં, તે ક્યાં ગયાં તે જણાયું નહીં. હવે આમ જણાય છે કે આ રીસાઇ ગયલા મોબેદો જઈને કાશમીરમાં વસ્યા અને તેમની ઓલાદ તે આ પંડીતો છે.

મારાં મનમાં આ વિષે કસો શક નથી; તેનાં ઘણાં કારણો છે. એ લોકની રીતભાત બ્રાહ્મણ જેવી નહીં પણ મોબેદ જેવી છે. તેઓ જ્યારે નાહસીને આવ્યા હશે ત્યારે તેમની વિદ્વતાને માટે તેઓને કાશમીરી પાહાડી લોકોએ પોતાના ગુરૂ ઠોકી બેસાડેલા હોવા જોઈયે. તેઓ બ્રાહ્મણ છતે ગોસ્ત ખાય છે અને તેબી વળી જેને આપણા લોક સાધારણ રીતે 'ધાન શાક' કહે છે તે એ ભાઈઓને ઘણું વ્હાલું છે. ધમબારમાં જમાય છે તેવાં મોટાં મોટાં બોટાં તેમને પસંદ છે. વળી ઘણી મુઆઓને મુળા અને કચુંબરના

ચટાકા અને રાઈ ચઢાવેલી કાકડી ઘણી ગમે છે! પ્રીય વાંચનાર, આબાદ આ કોણની મીસાલ? શું આથી વધારે પુરવારીની જરૂર છે?

આ લોક બ્રાહ્મણ છે તોયે પોતાનું પકવાન મુસલમાનને હાથે રંધાવે છે અને પાણી મુસલમાન પાસે ભરાવે છે, પણ જમવા બેસતી વેળાએ તેમને દૂર કાઢે છે! પંડીતો મીજાજવાળા છે. તેઓ રસ્તામાં તમને નમીને સલામ કરતા નથી, પણ સામું ટગર ટગર જોયા કરે છે. તેઓ દેખાવે સોહામણા અને ગોરા છે; વળી બીજા કાશમીરીઓ કરતાં કદે ઉંચા છે. તેઓ કોઈબી જાતનો નીચ ધંધો કરતા નથી, પણ સરકારી નોકરીઓમાં અથવા મેહતાગીરીનાં કામમાં, અથવા ખેતીવાડી કરે છે. એક બુઝરોગ પંડીતને મેં તેના બાપદાદાનો આગળો હેવાલ પુછ્યો અને જાણવા માંગ્યુ કે તેઓ પહેલાં ક્યાંથી આવ્યા હશે. આનો તે કાંઈ ઉત્તર આપી શક્યો નહીં, અને જ્યારે મેં સુચવ્યું કે તમે અસલ પારસી ઓલાદ છો? ત્યારે તે ખભાં ચઢાવી બોલ્યો, "હા, એમ બનવા જોગ છે!"

આ પંડીતો પોતાની સ્ત્રીઓને બીજી જ્ઞાતનાં લોકમાં આપતા નથી પણ પોત પોતામાંજ પરણે છે; જેથી એમનો ટોળો વધતો નથી, પણ નાહનો રહી ગયો છે. હું આશા રાખું છું કે આ પંડીતોનું જે ટુક વર્ણન આપ્યું છે, તે ઉપરથી વાંચનારની કાંઇક જીજ્ઞાશા પોતાના ખોવાઈ ગયલા ભાઈબંધો વિષે જાગી હશે.

હવે થોડુંક વર્ણન પંડીતાણીઓનું આપવા ધારૂં છું જે ઉપર કરતાં વધારે વાંચવા યોગ્ય છે. કાશમીરની ખરેખરી ખૂબસુરતી જોવી હોય તો આ પંડીતાણીઓ છે. એ ગોરાણીઓને ખાતર હું મગરૂર છું. તેઓ પરી સમાણ સુંદર, ગોરી અને ઘટઆરી છે. તેમના નાજુક અણીયાળા હાથ, મોટી હરણી સરખી કાળી આંખો અને કદાવદાર પણ છોગાળાં અંગ જીવને રાહત પમાડનારાં છે. તેઓ કપાળે ટીલો કરે છે અને પગમાં ધાસની નાહની ચપલી પેહેરે છે. તેથી તેઓ મુસલમાન કાશમીરણોથી ઓળખાઇ આવે છે. આ પંડીતાણીઓ આઘેથી તુરકી બાનુઓ અથવા બગદાદી સુલતાનાઓને મળતી આવે છે. પંડીતાણીઓ અથવા જેઓને ત્યાં ટુકમાં પંણુતાણીઓ કહે છે તેઓ ઉંચાં કુળની હોવાથી દીવસના ઝાઝી બહાર દીસતી નથી, પણ સહવારના પરોઢીયામાં નદી કિનારે દીસે છે. એ લોક પોતાના વાલ હંમેશાં ઝુલતા છુટા રાખે છે, અને તે વાલ સાંપની ફેંણ જેવા કાળા અને લાંબા હોવાથી બહુજ શોભે છે. કોઇ કોઇ વાલની જટા મેં છેક પગની એડી સુધી જોઇ હતી.

બીજો વર્ગ મુસલમાનોનો છે. આ વર્ગ સર્વેથી મોટો પણ તેમ સર્વેથી નાપાક છે. મોટામાં મોટી વસ્તીજ મુસલમાનોની છે. તેઓ ફુવડ અને બધી વાતે ખોટા છે. તેમની સ્ત્રીઓ રૂપાળી તો ખરી, પણ એટલી તો ફુવડ હોય છે કે મેલનાં ઠડમાંથી તેમની ચામડીનો ખરો રંગ શોધી કાઢવાની આપદા પડે છે. તેઓ પણ વાલ છુટા રાખે છે પણ તે ઉપર કોઇ જાતનું તેલ લગાડવાથી તે ચીકણા અને

સુગ લાગે એવા હોય છે. તેઓ વર્ષમાં એકવારબી પગ ધોતી ન હશે, કેમજે મોંહોડાંનો રંગ સુફેદ અને પગ કાળા!

ત્રીજો વર્ગ ડોગરા લોક છે. આ ડોગરા તે રાજ કરતી રૈયત છે. ખરૂં પુછો તો તેઓ ખરા કાશમીરી નથી. આ 'હેપી વાલી' યાને સુખી ખીણ તેમના હાથમાં ક્યાંથી આવી તેનું ટુક અને ઝડપમાં વૃત્તાંત આ ઠેકાંણે બંધ બેસતું થઇ પડશે.

અવાનટીપોર અને મારટંડનાં નામીચાં કાશમીરી દેહડાંઓ કોઈ કહે છે કે ૫,૦૦૦ વર્ષનાં જુનાં છે અને કોઈ કહે છે કે ૧,૫૦૦ વર્ષનાં જુનાં છે, પણ સાચું કયું તે કહેવાઈ શકાતું નથી. પેહલી અટકળ જો ખરી હોય તો પાંડવ કૌરવના વખ્તમાં યાને ઈસ્વી સનની ૨૫૦૦ વર્ષ અગાઉ આ મુલકનો પાયો નખાયલો હોવો જોઇએ.

કાશમીરના ખરેખરા અસલી વતનીઓ સર્પના પૂંજારીઓ હતા પણ લડવૈયા અને શૂરવીર હતા. ત્યારપછી હિંદુસ્તાન-માંથી બ્રાહ્મણો માંહે પેઠા જેઓએ બુધ ધર્મની જડ પહેલ વહેલાં ઘાલી. તેરસો વર્ષ સુધી રાજ્ય કીધા પછી હિંદુઓના હાથમાંથી તારતરીના લડવૈયાઓએ કાશમીર લઈ લીધું. આ વેળાએજ કાશમીરી સ્ત્રીઓની ખૂબસુરતીની વખાણો ચોમેર પંથરાઇ હતી. એક કથા ત્યાં ચાલુ છે કે ઇશ્વરે બે ફિરેસ્તાઓ નામે હારત અને મારતને પૃથ્વિ ઉપર મોકલ્યા કે પોતાના સદાચરણનો દાખલો બેસાડી માનવને સુધારે;

પણ તેઓ કાશમીર આવીને ત્યાંની બે સ્ત્રીઓ ઉપર અશક પડયા અને માનવ સુધારો જ્યાંનો ત્યાં રહી ગયો.

દસમી સદીમાં માહમદ ગઝનવીએ કાશમીર ઝીતી લીધું ત્યારપછી દર્દીસ્તાન અને થિબેટના રાજાઓએ ચોમેરથી હુમલો ચલાવી હિંદુ રાજાઓની રૂપવંતી બેટીઓને ઉપાડી ગયા. કહે છે કે હિંદુ રાજાની સેવટની બેટી જેણીનું નામ રજપુતની હતું, તેણીએ ઝીતનાર સરદારની સામા થઈ તેના ઉપર લ્યાનત નાખી અને તેની હજુરમાં કટાર બોકી પોતાનો જીવ આપ્યો.

આ મુદ્દત પછીથી ૧૩૯૬ના સાલ સુધી કાંઈ જાણવા જોગ બનાવ બન્યો નહીં. આ વેળા છઠ્ઠો મુસલમાન રાજા સિકંદર રાજ્ય ચલાવતો હતો. આ દોઢ ચતુરે સઘળાં હિંદુ દેહડાંઓ ભંજાવી નાખ્યાં. ૧૪૯૬માં પાદશાહ ઝેનુલ અબદીને કાશમીરનો દહાડો ફેરવ્યો. તેણે થિબેટથી ઉન અને તુર્કસ્તાનથી કામદારો મંગાવી શેઆલ વણવાનો હુનર દાખલ કીધો અને કાગળ અથવા લાકડાં ઉપર રંગીત ચિત્ર પાડવાનું શીખવ્યું.

આ ભલો પાદશાહ મરણ પામવા પછી સઘળું પાછું ધૂળ મળી ગયું. સર્વે કોઈ પોત પોતામાં લડવા લાગ્યું અને એક જણે પોતાની મદદે શાહનશાહ અકબરને ૧૫૮૬માં બોલાવ્યો. આ તો બકરૂં કાઢતાં ઉંટ પેઠું. અકબર પાદશાહ આવ્યા તો ખરા પણ સઘળાને ટપલો મારી ખસેડી મુક્યા અને મુલકના ધણી પોતે થઇ બેઠા. મગોળ વંશના શાહાનશાહો

જોકે કાશમીરના ધણી થયા પણ ફકત ગરમ ઋતુમાં ત્યાં માત્ર હવા ખાવાને આવતા હતા.

ઇસ્વી ૧૭૫૨માં અફઘાન સરદાર આમદશાહે કાશમીર જીતી લીધું તે ૧૮૧૯ના સાલ સુધી અફઘાનોના હાથમાં રહ્યું, પછી રણજીતસીંગ શિખે તે હાથ કર્યું. ૧૮૪૫માં ઇંગ્રેજોને શિખ સાથ લડાઈ થઇ ત્યાં સુધી પંજાબના મ્હારાજાની તરફથી કાશમીર ઉપર એક ગવર્નર હાકમી ચલાવતો હતો. આ લડાઈ વેળાએ રણજીતસીંગના એક સાધારણ સીપાઇ ગુલાબ-સીંહે બહુ બહાદુરી બતાવી તેના બદલામાં રણજીતસીંગે તેને જમુનો મુલક આપી દીધો. ગુલાબસીંહ વીયાજ ઉપર વટાવ તરીકે સાથે લાગો લડાકનો મુલકબી પચાવી બેઠો. શિખ સાથની બીજી લડાઇ ઇંગ્રેજો સાથે થઇ તેમાં ગુલાબસીંહ અમરીતસર જઈ ઇંગ્રેજોને મળી ગયો; અને તેના મુલકને જો ન છેડવામાં આવે તો ઈંગ્રેજોને ૭૫ લાખ રૂપીઆ આપવા ગોઢ્યા. કંપની સરકારબી તે વેળા 'કરકા બાલુ' હતી તેથી આ સરત કબુલ કરી. તે એવી સરતે કે બ્રિટીશ સરકારનું વડીયલપણું કબુલ કરે અને બ્રિટીશ સરકારને જરૂરની વેળાએ મદદ કરે.

૧૮૫૭ના બળવાની વેળાએ ગુલાબસીંહે દિલ્હી લશ્કર મોકલી બ્રિટીશ સરકારને મદદ કરી અને તેજ સાલના આગસ્ટ માસમાં મરણ પામ્યો. ત્યારપછી મ્હારાજા રણબીરસીંહ આવ્યા. અલબતાં ગુલાબસીંહ ફકત એક સીપાઇ હતો અને ડોગરા રજપુત જાતનો હતો તેથી તે ઓલાદ હાલ તો ચાલુ છે. હાલનો મ્હારાજા કાળો ઠીકરાં જેવો છે અને હમણાંજ

ગાદી ઉપર આવ્યોછે. તેનું કાંઇ ચાલતું નથી, સઘળું દિવાન લછમણદાસના હાથમાં છે. જે ઈંગ્રેજોનો ગોઠીયો છે, પણ તે વિષે આગળ ચાલતાં વધુ આવશે.

મ્હારાજા બ્રિટીશ સરકારને દર સાલ નીચલી ખંડણી આપે છે:—

૧ ઘોડો, ૧૨ બકરા, અને ૩ શેઆલો.

આ રાજ્ય હસ્તક ૧૬૦ ટોપ, ૧,૪૦૦ ઘોડેસ્વાર અને ૨૫,૬૦૦ પાયદલ લશ્કર છે. હાલનો મ્હારાજા આબરૂને ખાતર એક બ્રિટીશ જનરલ ગણાય છે.

અત્રે મારે જણાવવુ જોઇયે કે કાશમીરી લોકની ખરેખરી ખૂબસુરતી જોવી હોય તો તે શ્રીનગરમાં મળતી નથી. શ્રીનગરથી ત્રણ દહાડાના રસ્તા ઉપર લોલાબની ખીન કહેવાય છે તથા લિડારની ખીન છે ત્યાંનું લોક ખરેખર બેહસ્તનાં પરીયાં જેવું છે. એ લોકમાં આ પૃથ્વિનાં પાપનો કાંઈ વિચારજ નથી અને ઇડનના બાગમાં જાણે સંતોષી રહેતાં હોય તેમ રહે છે. તેઓ આપણને જોઇ નાહસી જતાં નથી તેમજ તમારા અને પોતા વચ્ચે કશો ફેર સમજતાં નથી. તેઓ ભોલાં અને સ્વચ્છ છે.

આ કાશમીરી સ્ત્રીઓની મોટાંમાં મોટી ખૂબસુરતી એમની આંખ્યો છે. આ આંખ્યો જાણે રત્ન જડયાં હોય તેમ લાગે છે. તે એટલી ચમકાટવાળી છે કે તેના તાપથી આપણે મૂઢ બની જઇયે છૈયે. આ આંખ એક બાજુ કરી રહેલી નથી,

પણ એક ગમથી બીજીમેર તારાની પેઠે હાલ્યા કરે છે. આ આંખ્યો એવી તો કાળી ભ્રમર સરખી છે કે તેઓ રંગેલી હોય એમ લાગે છે.

કાશમીરમાંથી સ્ત્રીઓને દેશબહાર કાઢી લઈ જવાનો હુકમ નથી. ઘણીવાર ઇંગ્રેજ મૂસાફરોએ કામદેવને વસ થઈ પોતાની પ્રિયાને લઈ જવાની યુક્તિ કરેલી, પણ નિષ્ફળ થયલા કહેવાય છે કેમકે ચોકીએ ચોકી તેમને અટકાવવામાં આવે છે. એક હિંમતી ઈંગ્રેજ એકવાર એક કાશમીરી છોડીને ચામડાંના કિલ્ટામાં છુપાવી લઈ ગયો અને કાશમીરી હદની બહાર લઇ જવા પામ્યો પણ તે માટે એટલી બધી કલાહોલ થઈ રહી કે ત્યારપછી તે પ્રમાણે ફરીથી કોઇએ કરવાની હામ બીડી નહીં.

ગરી આગળ અમને એક ખુશ મીજાઝનો ઇરાની મૂસાફર મળ્યો. આ ઇરાની સોદાગર મુંબઇથી જાણીતો હતો અને અત્રે વેપારને અર્થે આવજાવ કરવાનો માહાવરો રાખતો હતો. તેને કાશમીરના મુલકમાં આવવાનું કારણ પુછતાં જણાવ્યું કે તે આ ત્રીજી વાર કાશમીર જતો હતો, કેમકે તેની બાયડી કાશમીરી હતી અને તેણીને પોતાના ધણી સાથ કાશમીરની બહાર જવાની છુટ ન હતી. આ ઇરાનીને જ્યારે કાશમીરી સ્ત્રીઓ વિષે મત પુછયું ત્યારે તે હર્ખમાં આવી જઈ અલ્લાની સેફ્તની સ્તુતી કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે જેણે કાશમીર ન જોયું હોય તેની જીંદગી શા કામની છે!

આ કાશમીરીઓનો પહેરવાસ ઘણો વિચીત્ર છે. મર્દો તેમજ

સ્ત્રીનાં અંગમાં ફક્ત એકજ લુગડું! એક મોટું કુરતું ગળાંથી તે પગની એડી સુધી પોંહોચતું; બીજું કાંઇ મળે નહીં. આ કપડું મેલું થઇને એટલું તો જાડું થઈ ગયલું અને ચિકણું દેખાય છે કે તેમાંથી ઠંડી વડાક પેસવી મુશકેલ છે. જ્યારે ઠંડી ઘણી હોય ત્યારે ત્યાંનાં સઘળાં લોકનાં પેટ આગળ જમણી બાજુથી એક કુચા જેવો ગોળો આ કુરતાંની નીચેથી નીકળી આવેલો દેખાય છે. આ તે શું હશે ને પહેલાં તો સમજ પડી નહીં પણ વધારે ખોળ કરતાં જણાયું કે એક મટોડીનું વાસણ જેને તેઓ ગાંગરી કરી કહે છે તે સાંકળથી તેઓ પોતાનાં અંગ સાથ લટકાવી રાખે છે. આ ગાંગરી નાના વાટકા જેવી છે અને તે ઉપર નેતર અથવા ઘાસનું પડ કરી લીધેલું છે. તેમાં બળતા અંગાર નાખી તે ગળે ઓળવી પછી તે ઉપર જબ્બો પહેરી લે છે. ઘણી ઠંડી જ્યારે પડે છે ત્યારે તેઓ આ પ્રમાણે કરે છે. જ્યારે ખમાતી નથી ત્યારે ભોંય ઉપર અકડુ બેસી જઈ જબ્બો પસારે છે એટલે આ ગાંગરીથી આખે અંગે હુંફ ચઢે છે એટલે ઉઠીને ચાલ્યાં જાય છે. આ ગાંગરીને લીધે કાશમીરની રૈયતનો પોણો ભાગ —શું પુરૂષ કે શું સ્ત્રી—પેટ આગળ જમણી બાજુથી બળી જઇ કાળો થઇ ગયલો જણાય છે. પેટની એક બાજુ ધોળી બરફ જેવી અને બીજી બાજુ કાળી મેસ જેવી!

શ્રીનગરમાં પહેલાં દાખલ થતાં ત્યાંનાં ઘરોથી ઓચંબો ઉપજે છે. પથ્થરની સીડી, લાકડાંની દેવાલો અને ઘાસથી ઉગી ગયલું છાપડું! જ્યાં જ્યાં ઇંટ વાપરવામાં આવી હોય છે ત્યાં બહાર કફલાત જેવી કાંઇ ચીજ છેજ નહીં. આ ઘરો

## કાશ્મીરી સ્રીનો અવતાર.

કાશ્મીરી સ્રી પોતાના વાળ ઘણા લાંબા રાખેછે અને તે ઉપર ઘુમ તેલ ચોપડી ચલકતા કરે છે. તેઓ અંગમાં રંગત કપડું પેહરતાં નથી પણ સફેદ કપડાંનું એક લાબું કુરતુ માત્ર પેહેરે છે. આ ચીત્રમાં સ્રીને સામળી પાડી છે તેમાં કસુર મારી નથી. તેમનો રંગ ઘહુંલો છે, આંખ્યો તારા જેવી છે અને ચેહરો ઘણું કરી સોહોરાયલો લાગેછે.

## કંકરી અથવા ગંગરી.

અતીશય ઠંડીથી બચવાને જે "ગંગરી" કાશમારીઓ પોતાના પેહરવાશની નીચે ગળાં સાથ ટાંગેછે તેની આ આકૃતી. છેક તળીઆંથી તે ઉપર સુધી નેતરથી ગુંઠી લીધેલુ છે. થોડા ભાગ ઉપરથી લાલ માટીનો દેખાય છે. કીમત ચારથી છ આના. કદમા પાંચ શેર દુધ માય એટલું છે. અંદર ગરમ રાખ અથવા અંગાર ભરીને ગળે બાંધી ઉપરથી જભભો પેહરી લેછે એટલે સઘળાં મરદ ઓરતો પેટ આગળથી ઉપસી આવેલાં કદરૂપાં લાગે છે.

એક બીજાને વળગી તે કેમ કરી રહેતાં હશે, તેમાં વળી અવારનવાર ધર્તીકંપ થાય છે તે છતે!

નદીની બે બાજુએ સરકારે લાકડાંના દસ ફિટ સમ ચોરસ બાકસો તરતા મેળી દીધા છે. આમાં લોક—સ્ત્રી પુરૂષ ભેલાં—નહાય છે, જાજરૂ કામ લીએ છે, દાતણ કરે છે, અને કપડાં ધોય છે. ઘણીવાર તો મછવામાં બેઠાં બેઠાં બરાબર સામીજ નજર રાખી હોય તો ઠીક. આસેપાસે ડોકું ફેરવ્યું હોય તો નાપસંદ દર્સનો કરવાં પડે છે.

જેવી તમારી કિસ્તી નદીમાં દાખલ થતી જોઇ કે શેઆલ અને પટુ, રંગતકામ અને રૂપાંકામના વેપારીઓની કિસ્તીઓ તમારી પુઠે લાગે છે અને પેહલ વેહલાંજ તેમને ઘર આવી, ચાહ પી, આરામ ફરમાવવાને તમને આગ્રહ કરે છે. અલબતે આમ કરવામાં તેમની મતલબ ઘરાકી ખેંચવાની છે. કાશ-મીરનો શેઆલનો મોટો વેપારી અને સરાફ બાહારશાહ કરી છે. આ ધણીની કિસ્તીએ અમને છેક વીશ-પચ્ચીસ મૈલ આઘેથી પકડયા અને અમારી સાથે સાથે આવી અમને સઘળી વાતથી વાકેફ કર્‌યા.

મૈલ સાતેક બોટ જવા પછી તથા સઘળા સાત પુલો ઓળંગી રહેવા પછી વધારે પાકાં અને નવી ઘપનાં મકાનો આવવા માંડે છે. જાંહાગીરની કુ૦ની કોઠી, જીલાનીની કુ૦, જવાહી-રલાલની કુ૦, એ સઘળી યુરોપ શાપો એકકની પાસેજ છે અને ઘણી સારી ઇમારતોમાં છે. ત્યાં ઇંગ્રેજોના નોકરો બોટમાં આવી ચડપ દેતા ઉતરી જે સામાન લેવો હોય તે લઇ

પાછા બોટમાં બેસી ચાલ્યા જાય છે. મોહોકાન એ છે કે કાશમીરના મુલકમાં કાશમીરી સિવાય બીજી બહારની રૈયતને જમીન ખરીદવાનો અથવા ઘર વેચાતું લેવાનો હક નથી. મ્હારાજાનાં પોતાનાં થોડાંક ઘરો છે જે તે પરોણાઓને ભાડે આપે છે. વચ્ચે નદી કિનારે મ્હારાજાનો મેહલ છે. મેહલ કહેશે નહીં તો જીવ રડશે! મુંબાદેવી આગળ કંસારાની દુકાનોને માથે જે મોટી ચાહાલી છે તે બરાબર જોઇ લેવી. તેવાંજ બારણાં અને તેવીજ બારીઓ, ફેર માત્ર એટલો કે આ મેહલ (!)ની બારીઓ જે લોહાંના નર માદાથી જડેલી છે તે નર માદા તુટી પડયા છે અને ઘણીક બારીઓ એકજ નર માદાથી લટકી રહી છે!

આ મકાનનું સઘળું લાકડ કામ મારવાડી બજારની પેઠે લાલ હીંગળા અને લીલા કંજર જેવા રંગના લપેટાથી રંગી મેલ્યું છે. કોણ જાણે આ મેહલને આવો લેપડો કરવા માટે કેટલાંક હજાર ટીપ હિંગળા અને લીલા રંગનાં આવ્યાં હશે. નદીમાંથી મ્હારાજાનું દેહડું સુંદર દેખાય છે. આ દેહડાંના ટાપ ઉપર રૂપાનાં પત્રાં જડી લીધાં છે જે ઉપર સુરજનો તડકો પડવાથી જાણે આગનો ગોળો હોયની એમ લાગે છે. મ્હારાજાના મેહલ કરતાં તો દિવાન લછમણદાશનું મકાન અથવા મેહલ વધારે 'તેસ્ટ' બતાવે છે. તે સાદું પણ વધારે સુધરેલી ધપનું છે અને તેમ હોય તેમાં નવાઇ નથી કેમજે દિવાન લછમણદાશને કેટલીક યૂરોપિયન લેડીઓ સાથ ઘણી મિત્રાઈ છે જેમની સલાહ તે અલબત લેતો હશે.

રેઝીડન્સીનું મકાન પણ ઠીક છે. હવે તો નવી ગોઠવણ પ્રમાણે રેઝીડંટ સાહેબ બારો માસ કાશમીરમાંજ રહે છે. બીજાં દેશી રાજ્યોની પેઠે અત્રે પણ મ્હારાજા તથા સર્વે કરતાં રેઝીડંટ સાહેબનું ચલણ અતીઘણું વધારે છે તે અહીં સુધી કે મ્હારાજા સાહેબ 'પાર્ટી' આપે તો તેમાં દારૂ વઠીક રેઝીડંટ સાહેબની પરવાનગી વના ખરીદ થઇ શક્તો નથી! આબાદ-ઘરનો ધણી હું ને બહાર નિકળ તું!

અમોએ આમળથી ગોઠવણ કરી રાખી હતી કે અમારે માટે તંબુનો બંદોબસ્ત કરી રાખે પણ અમારા મીત્રો જાંહાગીરની કુા૦માં જઈ ઉભા રહેતાં ત્યાંના માલેક શેઠ અરદેશર કાવશજી જસાવાળાએ પોતાની દલગીરી બતાવી કે તંબુનો બંદોબસ્ત થઈ શક્યો નથી, એક કોઠડી અમારે માટે તૈયાર રખાવી છે તેમાં ઉતરવું. બે ત્રણ કારણોને લીધે આ ગોઠવણ પસંદ કરવા જોગ ન હતી. એક તો એ દૂકાનદાર ભાઇઓને પરોણાઓથી અગવડ તો ખરી, બીજું તો અમને પોતાને પણ ઓસકાવું પડે, ઈત્યાદી. દાખલા તરીકે છ દાહાડામાં અમને બે વાર ન્હાવાનુ બન્યું અને તે પણ બાંબુના બાંધેલાં કાબ્રાંમા જ્યાં ભારી ઠંડીને લીધે અમે બહુ અકળાઇને અંગોળ કરવા પામ્યા હતા. પણ બીજો માર્ગ ન હતો. સાધારણ કાયદો એવો છે કે શ્રીનગર પોંહોચતાંનેવાર મ્હારાજાના કારભારી બાબુ અંબરનાથને મળવું. મૂસાફરોને રાખવા કરવાનું તેના હાથમાં છે. બે ચાર જાહેર જગ્યાઓ ઉતારાને માટે જૂદી રાખેલી છે. મુનશીબાગ કરી છે ત્યાં ફક્ત પરણેલાઓનેજ ઉતારો આપવામાં આવે છે. આ મુનશીબાગમાં

મ્હારાજામાં નાનાં નાનાં ઘરો છે જે દર માસે રૂ. ૩૦ને ભાડે ફક્ત મૂસાફરોનેજ આપવામાં આવે છે. આ બાગના લત્તા ઉપર રાતના આઠ વાગ્યાની ટોપ પડવા પછી કોઇબી કાશમીરી સ્ત્રીને આવવા દેતા નથી. જો કોઇ ગુપચુપ આવવાની તજવીજ કરે તો દર પુલ ઉપરનો ચોકીવાળો અટકાવી બોટ પાછી વાળે છે. આ બાગના લત્તા ઉપરજ જાંહાગીર વાળાઓની, જીલ્લાની, જવાહીરલાલ, વગરેની કોઠીઓ છે.

બીજા હરીસીંગ બાગ તથા ચીનાઇ બાગો છે જ્યાં ઘણું કરી છડાઓ ઉતરે છે. આ બાગો નદીના નાના ફાંટા ઉપર આવવાથી ત્યાં કિનારે તંબુ મારે છે અને આગળજ કિસ્તી પડી રહે છે તેમાં બબરચીખાનું રાખે છે. કિસ્તીના દર માસે રૂપ્યા છ, તેમાંના બે માજુઓ સઘળું કામ બજાવે છે અને આરથી આઠ આનાના બજારમાં આ સાહેબ ખુશાળ રહે છે. આ લીધે વાવ્વખુણાના પ્રાંતોના ત્રણસેથી ચારસો રૂપ્યા કમાનાર સાહેબ લોકો કરકસરને માટેજ અત્રે આવે છે એમ કહીયે તો ચાલે. આ કુંવારાઓના બાગમાં હરકોઇ—પછી સ્ત્રી કે પુરૂષ—ને કોઇબી વખતે આવવાની છુટ છે. ઇંગ્રેજો ત્યાં પડયા પાંથરયા રહે છે. સવારના કિસ્તીમાં ફરી આવ્યા કે નાસ્તો ખાઇ હાથમાં ગીતાર લઇ નદી કિનારે ઠ્મ ઠ્મ ઠ્મ કરવા બેસે છે તે પાછા સાંજના બોટમાં ફરવા નિકળી પડે છે.

જો કોઇબી યૂરોપિયન અને દેશી વચ્ચે મારામારી કે લેણદેણ સંબંધી ખટપટ થઇ તો તેનો ચુકાદો રેઝીડંટ

હુસ્તક થાય છે. ઇંગ્રેજોને માટે એક ડાકટર, એક પાદ્રી, અને એક ભૂમીદા કરવાની જગ્યા પણ રાખી છે. મ્હારાજાની હાઇ કોર્ટ છે તેમાં સુરજબળ નામે એક કાળા મસોટાં જેવા જડ્જ સાહેબ બિરાજે છે. આ જડ્જ સાહેબ એક ગોરી દૂધ જેવી 'મઢામ' સાથ પરણ્યા છે.

બ્રિટીષ મુલકમાંથી કાશમીરમાં જવા માટે અગાઉ લાહોરના કમીશનરની 'પાસ' જોઈતી હતી તે હમણાં કાઢી નાખી છે અને વગર પરવાને હવે કોઈબી જઈ શકે છે. પણ લશ્કરી અમલદારોને એકીવારે આખ્ખાં કાશમીર મુલકમાં ૨૦૦થી વધારે જવાની રજા આપવામાં આવતી નથી. લશ્કરી અમલદારો માટે 'પાસ' આપવાનો અખત્યાર કમાન્ડર ઇન ચીફના હાથમાં છે. ચંબા અથવા જમુને માર્ગે અથવા પહાડો ઉપર થઈને સિમલાથી કાશમીર જવા માટે મ્હારાજાની ખાસ પરવાનગી જોઇયે. જે ચાર રસ્તા ઠરાવ્યા છે તે સિવાય બીજે કોઇબી રસ્તે જવાની સખ્ત મનાઇ છે. કોઇબી બ્રિટીષ મૂસાફરે કાશમીરના અમલદારોને જરૂરનાં કારણ વના મળવા ભેટવા જવું નહીં એવો કાયદો છે. વળી કાશમીરી કોઈબી રૈયતને કોઇબી બહાણે ખાસ લખેલી રજા વના દેશની બહાર લઇ જવાનો હુકમ નથી. તેમજ કાશમીરની દરબાર તરફથી અથવા કોઈબી અમલદાર તરફથી કોઇબી મૂસાફરે બક્ષીશ લેવાની બ્રિટીષ સરકારની સખ્ત મનાઇ છે. જ્યારેબી મ્હારાજા પાર્ટી આપે ત્યારે સર્વે લશ્કરી અમલદારોએ 'ફૂલ ડ્રેસ'માં જવું જોઈયે.

મ્હારાજાનો સઘળો મુલક ૭૯,૭૮૪ ચોરસ મૈલનો છે

અને સુમારે ૬થી ૭ લાખ માણસની વસ્તી છે. મ્હારાજાના મુલકની ઉત્તરે થિબેટ અને બાલટીસ્તાન આવેલાં છે અને તે સમુદ્રની સપાટીથી ૧૮,૫૫૦ ફિટ ઉંચાં છે. દક્ષીણે પુંજના મ્હારાજાનો મુલક છે જે મ્હારાજાનો ખંડીયો છે તથા તેજ ગમ નવશેરા, કિસ્તાબાર, ભદ્રાવાર અને જમુ આવેલાં છે. અત્રે બ્રિટીષ મુલકો ઝીલમ, ગુજરાત અને સિયાલકોટ લાગુ પડે છે. પૂર્વે ઝંસકાર અને લડાક મ્હારાજાના છે અને પશ્ચિમે હઝારા અને રાવલપીંડીનાં બ્રિટીષ સંસ્થાનો છે.

અમારા સાહસીક મેહમાન મી૦ એ. સી. જાંહાગીરે અમારે માટે તૈયાર કરાવેલાં 'કાંબરાં'માં જઇ બેઠા પછી ઉપલી ટુંક નોધ મેં તપાસી લીધી હતી કેમજે ત્યાં વના આગળ ચાલવાને બને નહીં.

મુંબઈથી તા૦ ૭મી મે ૧૮૮૭ને દીને નિકળેલા રાત દહાડો કુચ કરતા અગીયાર દહાડે આ વખણાયલી જગ્યામાં આવી પુગ્યા ખરા. હવે આગળ શું થાય છે તે જોઇશું.

---

# શ્રીનગરમાં સેહેલ.

જગતમાં ઇશ્વરે જો કોઇબી સુસ્ત સંસ્થાન સ્થાપ્યું હોય તો આ શ્રીનગર સુસ્તીનો સરદાર છે. હું જાણું છું કે બ્રિટીષ મુલકમાંથી આળસાઇના કોથળા ભરીને અલ્લાતાલાએ અંહી મોકલી દીધા હશે. બેસીને બગાસાં ખાવા જેવો અવતાર છે. જાણે આ આળસાઇનો વા કુતરાઓનેબી ઉડયો હોય તેમ તેઓ પણ દર પલે પલ અવાચી પર અવાચી ખાય છે.

અમને જણાવવામાં આવ્યું કે નદી ઉપ્રાંત પગે ચાલીને જવાય એવોબી શેહરનો ભાગ છે તે જોવો જોઇયે. ત્યાં ન જવાને અમને ઘણા જણે સમજાવ્યા પણ અમે બે મીત્રો એક કિસ્તીવાળાને લઇને નિકળી પડયા. કાશમીરીઓની ખરેખરી રીતભાત, વસ્તી અને જીંદગીનું ચિત્ર જોવું હોય તો ત્યાંજ છે. નદી ઉપરનો પોહોળો પાટ તો સોભણુ સાભણુના ભૈયા—ને ખરૂં કાશમીર તે આ! ગલીઓ ઘણામાં ઘણી ૭ ફિટ પોહોળી હશે. કોટમાં જેઓએ મરઘાચોરની ગલી જોઇ હશે તેઓને આ ગલીઓનો કાંઇક ખ્યાલ આવશે. પણ આ મરઘાચોરની ગલી તો આ કાશમીરી

ગલીઓ આગળ ટ્રાફલગર સ્કવેર જેવો રસ્તો સમજવો. આ ગલીઓમાં તડકો તો પડેજ કયાંથી? ઘરો એકકના ઉપર પડી જાણે બગલગીરી કરે છે. આ શેહર એ ઘરોની વચ્ચે ભંગ્યાની ગલીને વધારે મળતું આવે છે. ઘરની આગળજ કચરાના ઢગનો પાર નથી અને શેહરમાં ઢેડા પરવારી જેવી ચીજ ન હોવાથી નર્ક પણ ત્યાંનું ત્યાંજ સબડયા કરે છે. આ સઘળાથી દુર્ગંધ તો એવી આવે છે કે નાકે હાથ દીધા વના ચાલતું નથી. અમને આ ગલીઓમાં ફરતા જોઇ ત્યાંના રેહવાશીઓ ઘણા અચરત થવા લાગ્યા કેમજે અમને પાછળથી ખબર મળવા મુજબ કોઇ પણ યૂરોપિયન આ ગલીઓમાં જતો નથી.

અમને ઘણી નવાઈ લાગી કે શ્રીનગરમાં એકાદ બે ભઠિયારાની દુકાન સિવાય ખોરાકી વેચવાની દુકાન અમારી નજરે પડીજ નહીં, પણ પછવાડેથી તેનો ખુલાસો મળ્યો. તે ખુલાસો એમ છે જે અનાજ વગેરેનું સઘળું વેચાણ અને વેપાર મ્હારાજાએ પોતાના હસ્તકમાં રાખ્યો છે. આસપાસનાં ગામોમાંથી સરકારી મછવાઓ અનાજ ભરી લાવે છે અને ઠરાવેલાં નાકાંઓ ઉપર ઉભા રહે છે, જ્યાં સરકારી કારભારી આવી મછવાઓ ઉપરજ લોકને અનાજ વગેરે વેચે છે. આ લીધે વેચાણને દહાડે નદી કિનારે લોકની તુટાતુટ પડે છે અને પૈસા આપવા છતાં અનાજ મળતો નથી તેથી લોકો કકળે છે. આ પ્રમાણે મ્હારાજા પોતે દુકાનદાર બને ત્યારે બીજી દુકાનો હોયજ શાની? આવી રીતના કારભારથી આ દેશ ભિખારી સ્થીતિમાં છે.

ત્યાંનું લોક એટલું તો દિન સ્થીતિમાં છે કે દર માસે

રૂ. ૧)માં નિવાહે કરી શકે છે. ત્યાંના નોકરોને બે રૂપ્યા દર માસે પગાર હોય તો બસ છે. આખો માસ કિસ્તીના રૂપ્યા છ, તેમાં બે માજુઓ સુધાં! આ પ્રમાણે જ્યારે સૂકાળ હોય ત્યારે ઈંગ્રેજો પડયા પાંથરયા પડી રહે તેમાં નવાઈ શી છે! જેઓને સિમલા અને ડેલહાઉસીમાં દર માસે રૂપ્યા પાંચસોથી છસો ખરચ લાગે તેઓ ત્યાં ચાળીસ ને પચાસમાં રહી શકે ત્યારે વળી એવું કોઇ ડાહ્યું હોય કે ખરચમાં પડે.

અમે ત્યાં હતા ત્યારે ઠંડી ખાસ્સી પડતી હતી પણ ખુદ નવેમ્બર-ડીઝેમ્બરમાં તો ત્યાં રસ્તા ઉપર ત્રણથી ચાર ફિટ બરફ પડેલો રહે છે. તોબી નવાઈ જેવું એ હતું કે અમને રસ્તામાં એક કાશમીરી ટોપલીમાં બરફ વેચતો મળ્યો. આ બરફ નાંના પડાના આકારમાં ગોઠવીને ટોપલીમાં મેલ્યું હતું. ત્યાં રૂતુનું કાંઇ ઠેકાણું નથી; ઘડીમાં વરસાદ અને વાદળ, ઘડીમાં કકડતો તડકો અને ઘડીમાં ઠંડી નિકળી આવે છે. ઝાડાનો રોગ આ રૂતુના ફેરફારથી ત્યાં ઝાઝો છે.

સાધારણ રૂતુમાં શ્રીનગરમાં બરફ પડતું નથી તેથી આસેપાસેના પાહાડોમાંથી બરફ આણી સાહેબ લોકોના વપરાસને માટે ખાડા ખણી રાખી મુકે છે અને ખપતું ખપતું કાઢે છે. આખ્ખાં શ્રીનગરમાં પારસીઓ ઘણા તો છ કે સાત હશે. આ કાળાં માથાંનો દેવ જ્યાં હોય ત્યાં પહેલો. મી૦ અરદેશર ઉકરજી ઈન્જીનીયરનાં નામથી કદાપી મુંબઇના વાંચનારા અણજાણ્યા નહીં હશે. આ ગ્રહસ્થ મ્હારાજાની નોકરીમાં એકલા એકજ પારસી છે. મ્હારાજા નવો મેહલ

બાંધવા ધારે છે તેનું કામ આ ઇજનેર સાહેબને સોંપવામાં આવ્યું છે. મી૰ અરદેશર ફકરજીના ખુશ મીજાજ અને મદદથી અમને ઘણી તરાંહની રાહાત હતી માટે આ ટાંકણે હું તેમનો પાડ માનું છું. બીજો એક જુવાન પારસી નામે નશરવાનજી એદલજી ગોટલા પણ મ્હારાજાની નોકરીમાં હતો તે કાંઈ ખટપટ થવાથી હાલ નિકળી ગયલો છે પણ કાશમીરમાંજ છે. જાંહાગીરની કુ૰ના માલેક મી૰ અરદેશર કાવસજી જાંહાગીર જસાવાળા પોતે ત્યાં છે પણ તેવણ ત્યાંની સરદ રૂતુને લીધે સારી પ્રકૃતી ભોગવતા નથી. તેમનો આસીસ્ટંટ મી૰ બેરામજી કાતરક કરી છે. એ ગ્રહસ્થ કાબુલ દુકાન લઇ ગયો હતો અને છેબી કાબુલી જેવોજ મજબુત. તેવણનું નામ બેહરામખાન કરી અમોએ આપ્યું હતું. બાકી એક પારસી રહ્યો તેનાં મનમાં એવો ધાંટો આવેલો છે કે કાશમીરી સરકાર ઉપર તેનું મોટું લેહણું છે તેથી વરસો વરસ થયાં લડવાને માટે ત્યાં પડી રહ્યો છે. મુંબઇમાં મેલાં મોજાંવાળો એક પારસી જે બગળમાં જુનાં કાગળ્યાં લઈ ફરતો ફરે છે તેમ આ ધણીને બીજુ કસું કામ કાજ સુજ પડતું નથી.

ચોકસ મુદતે અથવા સર અવસરે મ્હારાજા શ્રીનગર મધેના સર્વે ઇંગ્રેજોને પાર્ટી આપે છે. આ પાર્ટીનો સર્વે ખરચ મ્હારાજાનો છે અને મેનીજ રેઝીડંટ ખાતાંની છે. પાર્ટીમાં દારૂ, સોડા, વગેરેનું સત્યાનાશ સારૂં વળે છે, પણ તે સઘળાંની પેટ્રોનેજ રેઝીડંટ સાહેબને હસ્તક છે. આ પાર્ટીમાં ખાનું ખલાસ થવા પછી સઘળા મેજબાનોને નાચના

ઓરડામાં લઇ જવામાં આવે છે, જ્યાં કાશમીરી રૂપસુંદરીઓ મોટા જથ્થામાં નજરે પડે છે.

ચામડાંની ચપલીનું જે વર્ણન મેં આગળ આપ્યું છે તેજ ચપલી અંહી અંગ્રેજો વાપરે છે. લેડીઓ, છોકરાં, સઘળાંના પગમાં આ ચપલી સાધારણ રીતે જોવામાં આવે છે.

કાશમીરમાં મોત અને જન્મનો કાંઇ તોટો નથી. છોકરાં જણવાની બાબદમાં કાશમીરીઓનો અવતાર સસલાંનો જોઈ લ્યો અને ઝુરાબંધ મરવામાં પણ તેમજ. મ્યુનીસીપાલીટી જેવી કાંઇ ચીજ હોય તો મરણ જીવણનો હસાબ હોય કે ! હિંદુઓને બાળવા માટે દૂધગંગા નામની જગ્યા જૂદી કાઢી છે અને તેનીજ પડખે મુસલમાનની ભૂમીદા કરવાની જગ્યા છે.

જેમ મુંબઈમાં ગવર્નર સાહેબ ચાર ઘોડાની ગાડીમાં નિકળે છે તેમ મ્હારાજા સાહેબ નદીમાં પોતાની ચાંદમારીમાં નિકળે છે. આ દેખાવ જોકે આગળથી 'રફ' દેખાય છે તોયે આઘેથી રમણીય લાગે છે. આ ચાંદમારી લંબુચા આકારની અને લાલ લીલી રંગેલી છે. પછવાડેની બાજુએ બંદરબોટની પેઠે મોટી કેબીન છે જેની ઉપર મ્હારાજા તથા દિવાન તથા દરબારીઓ બેસે છે, અને નીચે સુમારે ૪૦ માણસો એક સરખાં કપડાંવાળા એકઠા હલ્લેસાં મારે છે. આ ચાંદમારીને કસબી કપડું જડી લીધેલું છે અને કેબીનની બારીઓમાં કિનખાબની ઝાલર જડી છે, તેથી બહુ વાણીયા સઢી ભપકો મારે છે. પછવાડે દિવાન લછમનદાસની,

રેઝીડંટ સાહેબની અને બીજી દરબારી ચાંદમારીઓ કસબી કિનખાબ જડીત આવે છે, અને આ સરઘસ ધીમું ધીમું નદીમાંથી પસાર થઈ જાય છે. નદીની વચ્ચોવચમાંથી આ સરઘસ ચાલે છે, ત્યારે કિનારે કિનારેથી મ્હારાજાની 'બોડી ગાર્ડ' ચાલે છે. તેઓનાં અંગમાં ખાકી રંગનાં કપડાં છે, અને ખભે બંદૂક ચઢાવી કાયદા સર ધીમે ધીમે ચાલે છે તેથી સારૂં લાગે છે.

કોઇબી યુરોપિયનને દેશી શેહરમાં રહેવાની છુટ નથી અને અગર છુટ આપે તોયે કોઇ રહેવા જાય એ વિષે મને ઘણો શક છે. શેહરની કંગાળ્યત વિષે તો જેટલું બોલું એટલું થોડું. જ્યારે સઘળુંજ સરકારના હાથમાં ત્યારે દેશ વધે તે કયાંથી? અનાજ જોઈયે તો સરકાર વેચે, ઘર બાંધવા ચુનો જોઈયે તો મ્હારાજાની કૌન્સીલની પરવાનગી જોઇયે. હું જાણું છું કે, બાયડી કરવી હોય તોયે મ્હારાજાની રજા જોઈયે આમ કોઈ મને કહે તો હું અચરત થાઉં નહીં. કુદરતે પોતાની ખૂબસુરતીની હરીઆળી જેમ અંહી આંખ વિચીને રેડી દીધી છે, તેમ 'સ્ટુપીડીટી' યાને બેહદ મુર્ખાઇનાં વહાણ પણ અત્રેજ ખરાબે લાગેલાં છે. મ્હારાજા તો બચારા નામના છે, સઘળો કારભાર કૌન્સીલના હાથમાં છે. કૌન્સીલમાં દિવાન લછમણદાસ, તથા મ્હારાજાના નાના ભાઈઓ અમરસીંગ અને રામસીંગ છે. આ કૌન્સીલની સઘળી હઠોઠી વળી રેઝીડંટ સાહેબના હાથમાં છે. જ્યાં જોઇયે ત્યાં અને સઘળાં કામમાં બાર મણ તેલે અંધારૂં!

જહાંગીરની કોઠીથી સુમારે બે મૈલ દૂર તખ્તે સુલેમાન

નામનો પાહાડ છે. આ પાહાડ બહુજ ઉંચો અને તેને મથાળે એક ઘણુંજ નાનું પણ ઘણુંજ પૂરાણું હિંદુ દેહડું છે. આપણાં દોખમાની ચઢવાની સિડી છે તેવી ખડકમાં કાપેલી સિડીથી આ પાહાડને મથાળે જવાય છે. સઘળા મુસલમાનો આ પર્વત આગળથી જતાં જેમ પારસીઓ આતશખાનાને બે હાથ જોડી નમસ્કાર કરે છે તેમ નમે છે. અમોએ આ પાહાડ ઉપર જવાનું માથે તો લીધું પણ દમ આખર આવ્યો. અમોએ સઘળા મળી ૯૧૮ ટપ્પા ગણ્યા અને દર ટપ્પો સરાસરી બે ફિટ ઉંચો અને ચાર ફિટ લંબાઈમાં હતો એટલે મથાળે પોંહોચવાને અમને કાંઇ નહીં તો બે મૈલ જેટલું ચઢવુ પડયું હશે.

બે ફિટ
ચાર ફિટ.
બે ફિટ
ચાર ફિટ.

જમીન ઉપરથી છેક ઉપર પોંહોચતાંમાં અમને બે ચાર વાર આસાએશ લેવી પડી હતી. એ ચઢાણ એટલું તો ઉંચું છે કે આપણી સાથે આવનારા ભોમીયાઓ પણ થાકી જાય છે, પણ એક વાર ઉપર ગયા કે જે પેનોરામાં તમારી દ્રષ્ટીએ પડે છે તે તમોએ લીધેલા સઘળા શ્રમનો અવેજ વાળી આપે છે. મુસલમાનો માને છે કે હજરત સુલેમાન પેહલવેહલો અંહી ઉતર્યો હતો પણ એ છતાં પાહાડની ટોંચ ઉપર હિંદુનું દેહડું ક્યાંથી આવી ગયું તે કોઈ સમજાવી શકતું નથી. હિંદુઓ

જણે પડે છે કે એ પર્વત તે અસલ અમારા એક માહાગુરૂનું રહેઠાણ હતું. તેઓ એ પર્વતને તખ્તે સુલેમાનને નામે ઓળખતા નથી પણ તેનું નામ શંકરાચાર્યે પાડયું છે. દેહડાંમાં કાંઈ દમ નથી પણ અતિશય ઉંચું અને ઉંચા પડારેકા પાહાડની બરાબર ટોંચ ઉપર આવેલું એટલે શ્રીનગરમાં જ્યાં જુઓ ત્યાંથી નજરે પડે છે. જે પથ્થરની લાદીઓથી એ દેહડું બનેલું છે તે લાદીઓ જેમની તેમ ગોઠવાઇ રહી છે પણ વચેનો ચુનો સઘળો ખરી પડી હાથ હાથ જેટલા ખાડા પડયા છે.

આ દેહડાંના ઓટલા ઉપર ઉભા રહી આખું શ્રીનગર તમારા પગ આગળ પડેલું દેખાય છે. નિશાદબાદ, ચિનારબાગ, મૂનશીબાગ, નુરજહાંનની શાલેમાર વાડી, રેઝીડન્સી સમનદરબાગ, વગેરે જાણે તમારા પગ આગળ નકશો પાંથરયો હોય એમ એકીવારે નજરે પડે છે. શ્રીનગરનાં ઉંચાં નીચાં ઘરો આઘેથી બહુજ સુશોભીત લાગે છે. મેં આવું ચિત્ર સ્ટીર્યોસ્કોપ સિવાય બીજે કેઠે જોયું નથી. શેખબાગ જેમાં ખ્રિસ્ટીઓને માટે દેવળ બનાવ્યું છે તે પણ અહીંથી દેખાય છે. લાંબે નજર કર્યે તો ચોતરફ ઉજળા બરફવાળા હિમાલ્યા બાવા ઉભા છે. અહીંથીજ તરતી વાડીઓ જેનું વર્ણન હવે પછી આવશે તે સરોવરમાં લીલાં ધાબાં જેવી દેખાય છે. મ્હારાજા પ્રતાપશીંગનું દેહડું જેના કળશ ઉપર રૂપાંનાં પતરાં જડયાં છે તે તડકાંમાં એટલું તો ચકચકે છે કે તે ઉપર નજર ઠરી શકતી નથી. આઘેથી હરીપર્વતનો કિલ્લો પોતાના પૂર દમામમાં ઉભેલો દેખાય છે. તખ્તે સુલેમાન જમીનની તલેટીથી ૧,૦૦૦ ફિટ ઉંચો છે.

## તખ્તે સુલેમાન.

આ ચીત્રનું વર્ણન પુસ્તકમા આપેલું છે. તખ્તે સુલેમાન અથવા હીંદુઓ કહે છે તેમ સંકરાચાર્યનું દેહરું કાશમીર જનાર દરેક મુસાફરે જોવા વના ચુકવું નહીં. આ ચીત્ર આબેહુબ છે. ઉપર જવા પછી શ્રીનગરનો દેખાવ એક ગાલીચો બીછાવ્યો હોય એવો લાગે છે. પથરાનો રંગ રાખોડી છે અને સઘળા પથરા ઢીલા પડી ગયલા જણાય છે, તે એવા કે જો જલદીથી તે ઉપર ધ્યાન આપ્યામાં ન આવશે તો હવે લાંબા દાહાડા સુધી તેઓ ખડા રહી શકશે નહીં એમ જણાયછે.

શું મુસલમાન કે શું હિંદુ આ આખોયા પર્વત ચઢી માનતા કરવા અત્રે આવે છે. કોઈને જણવાની હોંશ હોય, અથવા કોઇને પોતાના ધણીને વશ કરવો હોય, અથવા કોઇનું બાળક બેમાર હોય અથવા કોઇની કંઈબી આસ્થા હોય તો અહીં આવી એકાદ રંગત કપડાંનું ચિંદડું બાંધી જાય છે અને સપત લીયે છે કે મારૂં કામ સિદ્ધ થશે તો પાછું આવી આ કપડું છોડી જઈશ. આ ટોંચ ઉપરનું દેહડું બુદ્ધ ધર્મવાળાઓનું જણાય છે અને તે ઈસ્વી સનની ૨૦૦ વર્ષ અગાઉનું યાને ૨,૦૮૭ વર્ષનું પુરાણું છે એમ કહેવાય છે. તે માત્ર ૧૪ ફિટ પહોળું અને ૧૧ ફિટ ઉંડું છે અને વચ્ચોવચમાં લિંગ છે. નવાઇ જેવું એ છે કે એના એક ખામલા ઉપર ફારસી કોતરકામ છે જેમાં જણાવે છે કે આ દેહડું હિંદુ સને ૫૪ યાને ૧૮૭૬ વર્ષની વાત ઉપર રાજી હશતી નામે એક સોનારે બાંધ્યું હતું.

અમે નીચે ઉતર્યાં ત્યારે એક બીજી બીના મારા જોવામાં આવી.—બે ચાર સ્ત્રીઓ કાંઇ પોતલાંમાં લઈને આવી અને પાંચેક મિનીટમાં એક ખાડો વેંહેત જેવડો જમીનમાં ખોદી કાઢયો અને ઉં-ઉં-ઉં કરી બે ચાર મિનીટ પોકાર કરી પોતલાંમાંથી મુવેલું બાલક કાઢી અંદર મુકયું તથા ઉપર ખોબો ભરી મટોડી નાખી તથા તે ઉપર પાણી છાંટી ચાલવા માંડયું. હું ધારૂં છું કે સઘળી ક્રિયા પંદર મિનીટમાં પૂરી થઇ હશે. પરપૂછ કરતાં ખબર મળવા પ્રમાણે કાશમીરીઓમાં દફનાવવાની રીત આ છે. તેઓ લાંબી વાત કરતા નથી પણ પા અથવા અડધા કલાકમાં નિકાળ કાઢી નાખે છે. તેઓ કબર બનાવવાની તસ્દી લેતા નથી પણ હથેલી વડે બનાવેલી મટોડાંની કબરથીજ સંતોષ પામે છે.

એક વાત કહેવી હું ભૂલી ગયો છું તે આ ઠેકાણે કદાપિ કહેવાઇ શકાશે. તે એ કે કાશમીરમાં પારસી સ્ત્રી માત્ર એકજ આવી હતી પણ કમનશીબે તે ત્યાંજ ગુજરી ગઇ.

કાશમીરની અજાયબીઓ માંહેની એક ત્યાંનાં તરતાં ટાપુઓ છે. મોટાં મોટાં ટાપુ તે ઉપર ઝુંપડાં, મોટાં ઝાડો, ગાય, ઢોર, તટવાં, વગેરે સઘળું સંપૂર્ણ, પણ તે ટાપુ તરતું! આ વાત પહેલાં તો માન્યા જોગ લાગતી નથી પણ તે સાચ્ચી છે. આ ટાપુઓ ધણીયાતાં છે અને જો ધણી ઇચ્છે તો સરોવરના એક ભાગમાંથી ખસેડી બીજા ભાગમાં પોતાનો આ મુલક તાણી લઈ જાય. તેઓ થંભ ટાપુ જેવાં લાગે છે પણ ખરેખરાં તેઓ તળિયાંથી અળગાં છે. જમીનમાં ખુંટા દાટી તે સાથે રોકી રાખેલાં છે. આ ટાપુઓ તરતાં કેમ થઈ ગયાં હશે તેની વધારે તપાસ કરતાં માલમ પડે છે કે સરોવરમાં બાંબુની ગિચ ઝાડી થઇ હોય તેને પાણીનાં તળિયાંમાંથી પહેલાં કાપી કાઢે છે એટલે જમીનથી છુટી થવાથી આ ઝાડી એમની એમ પાણીની સપાટી ઉપર ઉંચકાઈ આવે છે. આ પછી તેની ઉપરની સપાટી છાંટી છુંટીને સાફ કીધા પછી તે ઉપર મટોડું નાખે છે જે રફતે રફતે બંધાઇને નક્કર પથરા જેવું થઇ જાય છે. આ ટાપુઓ ઉપર તરબુચ, કાકરી, કોહરાં, વગેરે ઘણુંજ જોરમાં ઉગે છે અને મોટાં મોટાં ઝાડોનો છાવ હોવાથી ખૂબસુરત લાગે છે. ટાપુ ઉપર ઉભું રહેતાં કોઇબી રીતે હાલતું હોય એવું લાગતું નથી પણ નક્કર જમીન જેવું લાગે છે.

તખ્તે સુલેમાન અથવા સંકરાચાર્ય ઉપરથી ઉતરેલા અમો

## ડળ સરોવરમાં તરતાં ટાપુ.

મેં તરતાં ટાપુનું વર્ણન આપ્યું છે તેનો કાંઇક ખ્યાલ આ ચીત્રથી આવશે. જમણી બાજુ જે ઝાડોની ઘટા અને કટેરા જેવું લાગે છે એ તરતું ટાપુ છે અને ઘણીઆતુ છે. એક જગાએથી બીજી જગાએ લઇ જવાઇ શકાય અને તેમ કરવામાંબી આવેછે.

ચાલતા ગુપકા ગાર્ડન જ્યાં મ્હારાજાનું દારૂ બનાવવાનું કારખાનું અને દ્રાક્ષના મસ મોટા બાગો છે ત્યાં જોવા ગયા. આ બાગો અને દારૂ ગાળવાનું કારખાનું મોસ્યુ પિચુ નામના એક ફ્રેંચમેનના સ્વાધીનમાં છે. આ ગ્રહસ્થના બતાસા જેવા ભરેલા ગાલ અને લાલ તુતી જેવો ચેહરોજ કહી આપે છે કે આ જગ્યાની હવા અને કલારેટથી તેવણ ઘણા ખુશમાં દહાડા કાઢતા હશે. મુંબઈના એક જાણીતા વેપારી તરફથી મને આ ગ્રહસ્થ ઉપર સેફારસ હતી એટલે આ ઉદ્યોગ ઘણોજ બારીકીથી તપાસવાને મને બની આવ્યું.

અમે બાગના કમ્પાઉન્ડમાં પહેલા દાખલ થયા ત્યારે ગોલાબી રંગનાં મસ મોટાં ફૂલોની હારની હાર આઘેથી જોઇ હું અચરત પામ્યો. આગળ જઇ જોયું તો આ ખરાં ગોલાબનાં ફૂલ હતાં, અને બીહીતાં બીહીતાં કહું છું કે મારી બુર્ચાની ટોપીનાં જેવડાં મોટાં હશે. આવડું મોટું ગોલાબ મેં કોઈ દહાડે મારા જનમમાં જોયું ન હતું. આ ગુપકાબાગ એટલો તો મોટો છે અને તે એવો નાદર રીતે રાખેલો છે કે આપણો વિકટોરીઆ ગાર્ડન તો તેના આગળ ક્યાંની કાં વટાવમાં જાય. સેબનાં ઝાડો તો હજારો હજાર અને દરેક ડાળી ઉપર સેંહકડો ફળ લાગેલાં. કાશમીરમાં બ્રાંડી દારૂ બનાવે છે તે આ સેબનોજ— દ્રાક્ષનો બનાવેલો પરવડે નહીં. કોઇ ધારશે કે આ બ્રાંડી દ્રાક્ષનો નહીં એટલે સારો નહીં—પણ અહીં હું એક ભૂલ ભાંજવી દરસ્ત ધારૂં છું. જે બ્રાંડી સાધારણ રીતે આપણા વપરાસમાં આવે છે અને જેના આપણે રૂપ્યા

અઢારથી વીસ અથવા બાવીસ એક ડજનના આપીયે છૈયે એ બ્રાંડી ખૂદ ફ્રાન્સનો તો છેજ નહીં પણ જર્મનીથી આવે છે. જર્મનીનાં જે શહેરોમાં એ બને છે ત્યાં એક કે બે શિલીંગે ગાલન બનાવનારાઓ આપણને કાલાવાલા કરી આપવા આવે છે. આ કિમ્મતમાં બ્રાંડીનો સોડમ લાવવા સારૂ તેલ, રંગ લાવવા સારૂ રંગ, બુચ, કેપસુલ તથા તીકીટ અને છાપ પાડેલાં બાકસનાં ધાકણાં સુધાં. હવે આ બાટલી જ્યારે ખર્ચ ખાતી હંઈ આવે છે ત્યારે ચાર હાથે નફો ખાતાં તથા ડયુટી ભરતાં વહેવારે અઢાર અથવા વીસ રૂપ્યે પડી રહે છે. વાંચનારે વિચાર કરવો કે જ્યારે બાટલી સુધાં બે દોઢીયે અથવા એક આને બાટલી બ્રાંડી મળે તે શામાંથી બનતો હશે? નરી દ્રાક્ષનો? ત્યારે શું પટેટાનો? તેનાબી પૈસા ક્યાંથી લાવે! પટેટા પણ મોંઘા પડે. એ હલકો બ્રાંડી કાંઈજ નહીં પણ વહાણો ઉપર ડામીસ થયલો માલ જેવા કે બાહુ પડેલા ઘંઉ અથવા સડેલા પટેટા અથવા એવી બીજી પડત પડેલી જણસોને કોહોવાડી તેમાં ખમીર ચઢાવી બનાવેલો હોય છે. આપણાં સાદાં લોક ભોલાઇમાં આપણાં ભલાં સ્વચ્છ મોવડાંને 'હાત-છીટ' કરી આ નાભિચો બ્રાંડી પીયે છે અને ખુશી થાય છે કે અમોએ ઉંચો દારૂ પીધો. મોસ્યુ પિચુના કહેવા પ્રમાણે સોજાં ફળમાંથી અથવા પટેટામાંથી બનાવેલો બ્રાંડી હિંદુસ્તાનમાં ચારથી પાંચ રૂપ્યાની અંદર બાટલી પરવડે નહીં અને ખરી દ્રાક્ષનો તો ખુદ ફ્રાન્સમાં પંદર ફ્રાંકે બાટલી મળી શકતો નથી એટલે જે મુંબઇમાં ૧૮૦ રૂપ્યે ડજનને ભાવે પડવા જાય. આ ભાવની અંદર દ્રાક્ષનો ગાળેલો બ્રાંડી મળી શકેજ નહીં.

ત્યારે કાશમીરમાં ફ્રેંચમેનને હાથે ગાળેલો અને તેબી વળી સોજ્જાં સેબ ફળમાંથી—તે દારૂ આપણે અહીં ચાળીસ રૂપ્યે દજનનો પીયે છૈયે તેની બરાબર સમજવો. અને તે બાટલી ત્યાં ૧૦ આને આપે છે!

જ્યારે હમો ગયા ત્યારે વાડીમાં ઝાડો ઉપર કરોડો ફળ લાગ્યાં હતાં પણ પૂર બાહાર અકટોબરમાં હતો. મોસ્યુ પિચુના કહેવા પ્રમાણે ત્યાં સેબ જ્યારે પુખ્ત કદનું થાય છે ત્યારે કોઇવાર એથી હઢી રતલ વજનમાં ઉતરે છે. લીલી દ્રાક્ષો પણ કરોડો લાગી હતી પણ હાલ તુરત તો મરીના દાણા જેટલી મોટી થઇ હતી. ત્યાંની હવા એટલી તો મોતેબર છે અને બરફના વરસવાથી તેને એટલો તો ટેકો મળે છે કે ફ્રાન્સમાંથી આણેલા રોપા અને ફળો ત્યાંનાં કરતાં કાશમીરમાં વધારે જોરમાં ખીલે છે. તે ફળ એટલાં તો જથ્થાબંધ થાય છે કે જો કારખાનુ બારો માસ ચાલુ રાખે તો અડધાં હિંદુસ્તાનને પૂરો પડી શકે એટલો દારૂ ગાળી બહાર મોકલાઇ શકાય.

એક બીજી વાડી જેને શિરાઝવાડી કહે છે તે આ બાગથી અલાહેદી દૂર રાખી તે ઉપર બે ઈરાનીઓને ઉપરી તરીકે રાખ્યા છે. આ ઇરાનીઓ શિરાઝબાગમાં દ્રાક્ષ ઈરાની રીત પ્રમાણે ઉછેરે છે. તેઓ દેખાય છે તો મુસલમાન જેવા પણ પાકી બાતમી મળવા પ્રમાણે જરથોસ્તી છે અને છુપી કસ્તી રાખે છે. હજારોને હજારો ગુલાબના છોડ અને દ્રાક્ષના માંડવા તથા પીચ અને આપલનાં ઝાડોથી આંખો ઠાકવી હવે આપણે અંદર શું છે તે જોઈયે.

દારૂ ગાળવાની ભઠ્ઠી સઘળી નવા ફ્રેંચ નિયમ ઉપર છે.

અને જોકે હાલ માલ ભરવાનાં ભોંયરાં ચીકાર હોવાથી કામ બંધ છે તોયે સઘળું પિતળકામ અને લોઢાંકામ કાચ જેવું ચલકતું રાખ્યું છે. ભોંયરાંમાં સુમારે પાંચસો પિપોની જગ્યા છે તે સઘળાં ભોંયરાં તમામ ક્લારેટ અને સોટર્ન દારૂથી ભરી મેલ્યાંછે એટલે જ્યાંસુધી જગ્યા થાય નહીં ત્યાં-સુધી હાલ બીજો દારૂ ગળાઈ શકાતો નથી અને ઉગેલાં ફળ રદ જાય છે.

અમો ભોંયરાંમાં ઉતરનાર હતા તેથી પાએક કલાક અગાઉથી તેમને ઉઘડાવી મેલયાં પછી માણસો પાસે અંદર મોમબતીઓ સળગાવીને મોકલાવી. બહાર તાપ સખ્ત પડતો હતો કેમજે બપોરના અગ્યાર વાગતાનો વખત હતો. નીચે ઉત્યાં એટલે મને એકાએક ટાઢ વાગી આવી કેમજે અંદર થરમામીટર પર° અને દેવાલ ઉપર થંડી અને સરદીથી ફુગના લેપડા બંધાયલા. અંધારૂં કીલ તો એટલું કે મોસ્યુ પિચુ હમારીથી બે પગલાં આગળ ચાલે તો મુતલગ દેખાયજ નહીં. મોમબતી બળતી હતી અને આસપાસ અંધારૂં એટલે જાણે દોજખના ગારમાં ઉતર્યાં હોઇયે એવો વિચાર પેદા થતો હતો. રેહતે રેહતે નજર ઠરવા લાગી એટલે મોટા મોટા રાક્ષસો દીસવા લાગ્યા. તે કોઇ નહીં પણ મસ મોટાં પિપ એકેકના ઉપર ઠરી મારી ચઢાવી મેલેલાં હતાં. થોડીવારમાં સઘળું નજર પડવા લાગ્યું અને ઠંડી પણ કમતી લાગવા માંડી. મોસ્યુ પિચુએ ગ્લાસો તૈયાર રાખી મેલયાં હતાં તેનું હવે કામ પડયું. પહેલાં પિપમાં બાજુથી કાણું પાડી ત્યાં ટંબલર ભરી રાખ્યું અને ઉપરથી બીજુ કાણું પાડયું એટલે દારૂની

શોકરો છુટી. ટંબલર ભરાઇ રહે એટલે બેઉ કાણાંમાં લાકડાંની સૂળ મારે એટલે પાછું જેવું ને તેવું થઈ જાય.

આસરે છએક પિપમાંથી જૂદા જૂદા વિનટેજનો ક્લારેટ અમોએ ચાખ્યો. તેબી એટલા જથ્થામાં કે મુંબઈમાં હોઈયે તો અડધા તૈયાર થઇ જઈયે. આ ક્લારેટની જેટલી તારીફ કરૂં એટલી થોડી છે. ખટાસ નામ માત્ર નથી. 'ફ્લેવર' યાને લપટ એવી મધૂર અને ચોખ્ખી છે કે જીવ આનંદ પામી જાય છે. આ ક્લારેટ ૧૪ રૂપ્યે દજન બાટલી વેચવાનો હુકમ છે પણ તે ૭ રૂપ્યે દજન સમજવો કેમજે એક બાટલીમાંથી બે બાટલી 'અપામચુસ' કરી સહેલથી બનાવી શકાય એટલો તે ખરો છે અને તોબી વળી આપણા અત્રેનાં 'અપામચુસ' કરતાં સરસ કહેવાય. આ ક્લારેટ તે ખરો ક્લારેટજ છે. તેમાં રંગ અને વાસની ભેળસેળ જેવું કાંઇજ નથી, કારણકે ભેળસેળ કરવાની કાંઈ જરૂર નથી. આ ક્લારેટનાં ત્રણસો પિપ તમામ ભરીને મુકી છાણ્યાં છે.

બીજો દારૂ ચાખ્યો તે ઉજળો 'સોટર્ન' હતો. જો કે આ સોટર્ન ચોખ્ખો અને દગાથી દૂર છે તોયે તેના વખાણ ક્લારેટના જેટલી કરી શકતો નથી. તેમાં જરા સ્વાદ ખતુમડો લાગે છે. પણ મોસ્યુ પિચુ સમજાવે છે કે એ નવીજ બનાવટ છે અને બરાબર રાહ ઉપર આવવા બે ચાર વરસ ઠંડાં ભોંયરાંમાં પડી રહેવો જોઈયે. કાશમીરમાં ચમપીન એકવાર બનાવ્યો હતો પણ તેને માટે વધુ ઠંડી જોઈયે અને જુદાં ભોંયરાં બાંધવાં જોઇયે જે કરવાનો હાલ વિચાર નથી.

પણ તમારા સેવકને ક્લારેટ અને ચમપીનનો શોક નથી. મારૂં તો ધક ત્યાંન બ્રાંડીમાં ભરાયું હતું. કદી બે ચાર લાખ ગ્યાલન લાવી તેના ચાર આઠ ગ્યાલન બનાવી એકના ચાર કરી નિહાલ થઇ જાઉં કે નહીં એવા તુરંગ મનમાં રમી રહ્યા હતા. મારા ફ્રેંચ મિત્રે ધીરજ રાખવા કહ્યું અને થોડીજ વારમાં મને પેટ ભરતો બ્રાંડી ચખાડવાની કબુલાત આપી.

ભોંયરાંમાંથી અમો બહાર આવ્યા અને મકાનના એક બીજા ભાગમાં ગયા જ્યાં સઘળો બ્રાંડીજ ભરી મુકેલો હતો. એકકુ ઉભું વાટ યાને પિપ એકેક ગરીબનાં ઘર જેવડું મોટું હશે; તેમને પિતલનો કાક એવડો જડેલો કે મારૂં માથું માંહે ચાલી જાય. હું ધારૂં છું કે એકેક પિપમાં કાંઈ નહીં તો ખાસાં પચીસ આણસો સિંચી શકાય. દરેક પિપ કાંઇ નહીં તો ૨૦ ફિટ ઉંચું અને ખાસું ૫૦ ફિટ ઘેરાવામાં હશે. એવાં તો કાંઈ ખાંડીબંધ પિપો બ્રાંડીથી ભરી મેલ્યાં હતાં. પહેલાં ૧૦ આને બાટલીવાળો યાને સેબનાં ફળનો બનાવેલો બ્રાંડી અમોને પાયો. આ દગા ફટકા વગરનો દારૂ સ્વાદમાં ઉંચાં મોવડાંના દારૂને મળતો આવતો હતો પણ એજ બ્રાંડી મસાલો નાંખી મારા મિત્રો મીસીયર્સ જાંહાગીરની કંપનીએ તૈયાર કીધેલો એવો તો મોઢે ચઢયો કે બીજું સઘળું છોડી દઇ આપણે તે ઉપરજ સુકરાંના કીધા. આ મસાલો મેં તેજવાર લખાવી લીધો હતો, જે નીચે પ્રમાણે આપું છું:—

**એક ડજન બાટલી માટે**

ખોખરી કીધેલી એલચી બે આનાની.
વરીઆળી એક આનાની.

જેથીમધ એક આનાનો.
ગોલાબનાં ફૂલ સુકાં બે આનાનાં.
તજ એક આનાની.
કાળી દ્રાક્ષ એક આનાની.
ખાંડ ત્રણ રતલ ચાસ પાઇને.

ચાસ પાએલી ખાંડમાં ઉપલો મસાલો ખાંડીને નાખવો, પછી ઠંડુ પડે ને અંદર બ્રાંડી નાખવો.

પણ મારે તો નરી દ્રાક્ષનો ખરેખરો બ્રાંડી ચાખવો હતો જે મારી આશા મોસ્યુ પિચુએ તૃપ્ત કરી. આ ખરો બ્રાંડી જે મુંબઇમાં ૧૫ રૂપ્યે એક બાટલીબી મળી શકતો નથી તે ત્યાં ૩ રૂપ્યે બાટલી આપે છે. એ ઉંચો બ્રાંડી લેહેઝતમાં બ્રાંડી જેવો લાગતો નથી પણ મદીરા અથવા શિરાઝ વાઇન જેવો લાગે છે. સ્વાદમાં તો નરમ પણ પરિણામ જબરદસ્ત ગરમ—નરો આકળો ભૂત—એક ગ્લાસ પીતાં બબે પિચુ અને ચચ્ચાર દોસ્તો દેખાઇ જવાનો સોદો હતો. પૃફ્માંબી ઘણો વધારે એટલે ઘડીની વચમાં ફેસ્તો કરી નાખે. અમારા નવા મિત્રે ઘણી હુકમાઇથી નવી બાટલી નમુનાની મને ભરી આપી. આ બાટલી મુંબઈમાં લાવી મારા મિત્રોને ચખાડવા હું ઘણો ઈંતેંજાર હતો. એ લીધે તો ઉપલી બાટલી બાર મૈલ સુધી ઝુલતી લઇ હું પાછો ઘેરે આવ્યો અને ઘણી સંભાળથી મારા પોર્ટમેન્ટોમાં મેલી. પાછી ફરતી મૂસાફરીમાં જ્યાં જાઉં ત્યાં છાંટાપાણીની વાસ! વેહેમ પડયાથી મેં પોર્ટમેન્ટો ઉંઘાડીને જોયો તો મારી લાડકી નમુનાની બાટલીનો બુચ ઉંઘડી ગયલો અને સઘળો બ્રાંડી

મારાં ખમીસ અને કપડાં ઉપર છંટાયલો. બાટલીમાં એક ટીપું પણ ન મળે. તે મીઠો વાસ હજી મારા પોર્ટમેન્ટોને વળગી રહ્યો છે. અને કદાપિ મારા કપડાં ઉપર પણ વળગી રહ્યો હશે માટે મારા મિત્રો આગળ આવતાં બ્રાંડીની વાસ આવે તો આ અકસ્માતથી છે એમ માની લેવું !

આ સેબનો તેમજ ખરો બ્રાંડી એટલો સાચ્ચો અને નાદર છે કે જો ખરો પીનાર હોય તો બીજા કશાને હાથજ લગાડે નહીં. જે ત્યાં ૭ા રૂપ્યે દજન આપવા કહે છે તે અત્રે લવાઇ શકાય તો ૩૬ રૂપ્યે સહેલથી વેચી શકાય. વળી કાશમીર એટલું ફળદ્રુપ છે અને એટલું મોટું છે કે જો સઘળી પડત જમીન ખેડવામાં આવે અને દ્રાક્ષ ઉગાડવા દે તો વર્ષ દહાડે લખ્ખો ગ્યાલન વાઇન અને બ્રાંડી બની શકે. તે એવો સરસ કે એકવાર ' ફીઓર્ડો 'નેબી ધાંકી નાખે કેમજે ફ્રાન્સનાં મોટાં ' શાટો 'માં દ્રાક્ષ અને સેબ ઉગે છે તે કરતાં અહીં વધારે રસવાળાં અને મોટાં તથા જુજ ખર્ચમાં થઈ શકે છે.

પણ જ્યારે આટલું બધું છે ત્યારે કોઇ પ્રશ્ન કરશે કે દારૂ બનાવીને આણતા કેમ નથી ? આનો ખુલાસો હું કરૂં છું. પહેલાં તો કાશમીરી સરકાર અને બ્રિટીષ સરકાર આ સવાલ ઉપર એકમત થતાં નથી. બ્રિટીષ સરકાર કહે છે કે તમારા મુલકમાંથી અમારા મુલકમાં દારૂ લાવવા દઈયે તો જેટલી રી ફ્રેંચ દારૂની લઇયે છૈયે એટલી તમારી પાસેથી લઈસે. હવે કાશમીરી સરકાર કહે છે કે અમારા સઘળા મુલકનો બાગ બનાવ્યે અને સાંચા વગેરેનો મોટો ખર્ચ રાખ્યે તો અમારે પણ તેટલીજ

ફી જોઈયે. એટલે જે આ બે જણ વચ્ચે ફી ભરતાં ભરતાં બરડાની બેવડ વળી જાય, અને બાનો બાંડી મુંબઈ આવતાં ૩૦માં પડે. વળી બીજું દરેક બાકસ, પિપ અથવા બાટલી ઉંટના બરડા ઉપર લવાય તેજ. શ્રીનગરથી નજદીકમાં નજદીક રેલવેનું સ્ટેશન બસેં મૈલ છે તેટલાં ઉંઠ ઉપર લાવતાં થોડો સુકાઈ જાય, થોડો પીવાઈ જાય, અને બાકી રહયો સહયો ખીણુમાં જાય. વળી દરેક બાકસ માથે પીંડી સુધી લાવતાં રૂપ્યા પાંચેકનો ખર્ચ બેસે, પછી પીંડીથી આપણી ગમ લાવતાં રેલવેનો ખર્ચ બેસે તે તો જુદો.

કલારેટ તથા સૅાટર્ન લાવવાની બીજી આપદા એ છે કે તે ઠંડીની મોહોસમમાંજ આવી શકે, નહીં તો બગડી જાય. ટુંકમાં જ્યાંસુધી કાશમીરથી હિંદુસ્તાન સુધી રેલવે થાય નહીં ત્યાંસુધી આ બ્યપાર ખીલવાનો નથી એમ લાગે છે. જ્યાં માણુસના આવજાના વાંધા ત્યાં દારૂનો વ્યપાર તે કેમ કરી ચાલે!

હાલ કાશમીરનો બનાવેલો વાઈન વ્યપારને અર્થે આપણા તરફ લાવવા દેતા નથી પણ આપણા ખાનગી વપરાસને માટે અથવા નમુના માટે એકાદ પિપ લાવવામાં કશી હરકત નથી. કાશમીરમાં શું ભાવે દારૂ વેચવો એ ભાવ પણ રેઝીડંટ સાહેબે પોતાને સ્વાધીન રાખ્યો છે એબી એક હુશીયારીની બાત છે. તેમજ કાશમીરની બહાર કેટલો જવા દેવો એબી તેવણુનાજ હાથમાં છે.

કાશમીરનો બીજો વ્યપાર ત્યાંની શાળ અને પટુ કલાથ વગેરે ઉનનું કપડ છે. આ વ્યપારનો ખરો ખ્યાલ મેળવવો હોય તો

બાહારશાની દુકાનમાં જવું. ત્યાં તમારો મીજાજ ઠેકાણે રાખવા સારૂ પહેલાં તો 'કોકીયાન' ચાહ પાય છે પછી સારું થાય છે. તરેહ કીશમની શાળો, ફ્લાનલ, પટુ, વગેરે કપડ તમને બતાવે છે અને તે એટલું સસતું છે કે કાંઇને કાંઇબી લીધા વગર તમને ચાલતું નથી. દાખલા તરીકે મારો અંગ બેસતો એક પટુનો સુટ યાને કમ્મરના પટાવાળો ડગલો અને ટુકાં પાટલુનની જોડીના સીલાઈ સાથે રૂપ્યા ૪ તથા દશ વર્ષના છોકરાંનાં સુટના સીલાઇ સાથે રૂપ્યા ૩. આ પટુ એટલો તો ગરમ છે કે ભર ઠંડીમાંબી અંગમાં કપડાં ઘાલ્યાં હોય તો થોડીવારમાં અકળાઇ જવાય છે. ત્યાંનાં લોક આ પટુના લાંબા પાટા કરી પગનાં ગુંટણથી તે નીચે તેટાં સુધી વીંટાળીને બાંધે છે, જેથી પાહાડપર ચઢવાનું તથા ચાલવાનું જોર આવ્યા સાથે ગર્મી રહે છે. આ પાટા સુમારે ૯ ફિટ લાંબા હશે અને જોડીના ફકત આના ચાર. ગરમ ઉનનાં વણેલાં મોજાં છેક ગુંટણ સુધી આવે એવાં અને ધાબળી જેવાં જાડાં તેના જોડીના આના.આઠ, ગરમ હાથનાં મોજાંની જોડીના આના ચાર.

આ પ્રમાણે ગરમ ઉનનું કપડું અહીં સસતું છે. જીણા કુમાસનું ઉનનું કપડું એટલું બધું સસતું નથી પણ મુંબઈ કરતાં અડધો ભાવ હશે. જાડો ધાબળી જેવો માલ લડાકથી વેચાવા આવે છે તેબી યૂરોપીયનો નવાઈ દાખલ ઘણો ખરીદે છે.

શાળ વણવાનો હુન્નર એ ખૂદ કાશમીરનો છે. 'કાશમીરી શાળ' એ શબ્દો આપણા કાનને સાધારણ છે. શાળ બે

રીતે બને છે—એક હાથમાં અને એક ફ્રેમ ઉપર. વણકરો એકાદ નીચી નજીસ છાપડીમાં ઢગલો થઈને કામ કરે છે. અને મરી ચરી રહેલા જણાય છે. આ શેઆલો આખ્ખી વણાતી નથી પણ પહેલાં નાના કકડા વણીને પછી તેને અચ્છી કારીગરીથી રફુ કરી આખ્ખી બનાવે છે. ઉંચા પાહાડો ઉપર વસ્તાં બકરાંઓનાં ઉનમાંથી આ શેઆલો બને છે. એ ઉંચાં બારીક ઉનને 'પશમીના' કહે છે. જાડાં ઉનમાંથી ધાબળી, પટુ, વગેરે બને છે. કોઈ ધારશે કે ખરેખરી ઉંચી શેઆલ કાશમીરમાં પાણીને મૂળે મળતી હશે. તેવું કાંઇ છે નહીં. સારી ઉંચી શેઆલના રૂપ્યા એકસોથી પાંચસો આપવા પડે છે. બાહારશા વળી યૂરોપિયનો સાથે સરાકું રાખે છે, તેમને 'નાહનાં જેવાં' વ્યાજે નાણું ધીરે છે. એ બાહારશા ઘણો ખૂબસુરત છે અને ખરા કાશમીરી મર્દનો નમુનો છે. ત્યાંથી સારીપેઠે ચીરાઇને નિકળ્યા એટલે એક બીજો ઉદ્યોગ જોવા ગયા. તે 'પાપીયર માશે' યાને લાકડાં ઉપરનું રંગત કામ હતું.

આ હુન્નરબી ખરેખર વખાણવાજોગ છે. લાકડાંની નાની ટિપાઇઓ અથવા બ્રાકેટ અથવા બાકસો અને હજારો જણસો એવી તો કારીગીરીથી એ લોક રંગે છે કે આપણે હેરતમંદ થઇયે છૈયે. આ રંગારીઓ ભોંય ઉપર બેસી ખોળા ઉપર રંગવાની જણસ લઇ કામ ચલાવે છે. તેમનાં ઓજારોમાં ત્રણ ચાર જૂદાજૂદા રંગની પ્યાલીઓ અને એક પિછી છે. પણ સઘળો હુન્નર તેમના હાથની કળામાં છે. ઉંચી શેઆલના પાલવની જેવી બુટ્ટાની તરેહ આવે છે તેવી તરેહ રંગમાં

તેઓ આબેહુબ લાકડાં ઉપર ઉતારે છે. એકેક ફૂલની કળી અને રંગનો શેડ તેઓ કુદરતને મળતો રંગે છે અને સઘળો રંગ ખલાસ થવા પછી તે ઉપર વારનીશનો હાથ મારે છે. એક રંગ ખલાસ થયો કે લાગલી તેજ પિછી મોંહોમાં ઘાલી સાફ કરી નાખીને બીજો રંગ ધરે છે અને આ પ્રમાણે થોડા સામાનથી તેઓ હેરતભર્યાં પરિણામ કરી દેખાડે છે. જે રીતે તેઓ કામ કરતા હતા તે ઉપરથી હું અટકળી શકું છું કે એકેક ટિપાઇ પાછળ એક માણસને એક માસ લાગતો હશે, અને તેવી તૈયાર ટિપાઈના રૂપ્યા પાંચથી છ! તેમાં લાકડું, મજુરી, રંગ અને વારનીશ સુધાં. આ શોભાયમાન ટિપાઇઓ માંહેની મેં રાવલપીંડીમાં જોઈ, ત્યાં તેના મારી પાસે પચ્ચિસ રૂપ્યા માગ્યા અને લાહોરમાં જોઈ ત્યાં ત્રિસ રૂપ્યા માગ્યા. જો એજ રીતે પ્રમાણ વધ્યું જાય તો મુંબઈ આવી પોહોંચતાંમાં રૂપ્યા પચાશેકે પડવા જાય ખરી. અમોએ પાંચ ટિપાઈ, બે બ્રાકેટ, અને બીજી ચાજો મળી રૂપ્યા ચાળીસેકનો માલ લીધો, પણ ગરીબ બચારા કારીગરનાં સંકટનો અંહી છેડો આવ્યો નહીં. આ સામાન તેને વિંટાળી આપવો પડયો અને વળી ચામડાંના કિલ્ટામાં બંધ કરવો પડયો. ચાળીસ રૂપ્યાના ખર્ચમાં ચામડાંનો કિલ્ટો બી મફત! પણ તેટલાંથીબી આ વેપારી છુટક પામતો નથી. ત્યાંના કાયદા પ્રમાણે માજુઓએ તકાજો કરી રૂપ્યો દોઢ પોતાની હકસાઇ કાપી લીધી. આ ઉપરથી વિચાર કરવાનું એ છે કે ખુદ મજુરી કરનાર કારીગરને શું મળ્યું હશે? હિસાબ કાઢતાં તેને આખ્ખા મહીનાની મજુરીના રૂપ્યા ત્રણ ભાગ્યેજ મળ્યા હશે. આ ખરા ચતુર કામદારોની આવી દરિદ્ર અવસ્થા છે.

ઉપર મેં જણાવ્યું છે કે આ સઘળો સામાન વિંટાળી આપ્યો! તે શામાં? કાગળ જેવી ચીજ તો ત્યાં છેજ નહીં. વેપાર વણજમાં જે કાગળ લખવાનાં કામમાં આવે છે તે સઘળાં આપણા ગમથી જાય છે. જે ચીજમાં આ સામાન વિંટાળ્યો તે ચીજને 'ભોજ પત્ર' કહે છે—તે કાગળનેજ મળતી પીળા રંગની ઝાડની છાળ છે અને કાશમીરીઓ તેને સઘળાં કામમાં લે છે. છાપડાંની ફાલીઆર, પહેરવાનાં કપડાં, અને બીજાં હઝારો કામમાં આ ભોજ પત્ર અકશીર છે.

કિલ્ટા વિષે હું એકવાર બોલી ગયો છું. મેલાં કપડાં ભરવાના કંડીયા જેવું કામરાંનું બનાવેલું અને તે ઉપર સફેદ ચામડું સીવી લીધેલું તેને કિલ્ટો કહે છે. આવો નવો કિલ્ટો બાર આનાથી એક રૂપ્યા સુધીમાં મળે છે. આ ઉપરથી મને લખવાનું યાદ આવે છે કે કાશમીરમાં ચામરકામ ઘણુંજ સોંઘું છે, અને બનાવનાર પણ અચ્છા છે. ચામડાંના કુરીયર બેગ, લગામ, પોર્ટમેન્ટો, ગન કેસ, કિલ્ટા, ચપલી, જીન, વગેરે 'પાણીને મુળે' મળે છે, અને તે વેચનારા એકવાર જળોની પેઠે વળગ્યા કે કેમે કરી છીટતા નથી.

કાશમીરનો ત્રીજો ઉદ્યોગ ત્યાંનું રૂપાંકામ છે. જેઓએ આપણી તરફનું નાદર કચ્છકામ જોયું હશે તેઓને આ કામનો કાંઈક ખ્યાલ આવશે. રૂપાંમાં કોરીને 'ઇનલેડ' એવું તો સફાઇથી અને કારીગરીથી કરે છે કે આપણી અક્કલ હેરાન રહે છે. વળી આકૃતી અને 'ડિઝાઈન'માં પણ મના નથી. હું ખાત્રીથી કહું છું કે જો આ કામ વિલાયત મોકલવામાં આવ્યું હોય તો ત્યાં લુટ પડે. ખરી ચાંદીના માલના

એક તોલે રૂપ્યા ૧)= આપવા પડે છે. રૂપાંની લાકીટો વજનમાં બે તોલા કે ત્રણ તોલા હોય તેના રૂપ્યા હડીથી સાડા ત્રણ આપવા પડે પણ આપણા તરફ હોય તો એવું કામ કરવાને સોનારને એટલી મજુરીજ આપવા કહયે તો ફફડી પડે. કચ્છ અને વખણાયલું 'દિલ્હી વર્ક' તો આની આગળ કુચ નથી. હું માંહેથી ઘણો સામાન આણનાર હતો, પણ કેટલાંક ન ધારેલાં કારણોને લીધે ખર્ચી ખુટવાથી 'સસેકા તીન પાંઉ' કરી જવા પડયા. આ રૂપાંકામ ઉપર મીનાકામબી બહુ વખાણવા લાયક છે અને ઘણીવાર તો દસથી બાર વર્ષની વયના છોકરાઓ હાથમાં ટાંકણાં અને નાની હથોડી લઈ આ કામ બહુ ચપલાઈથી કરતા જણાય છે.

શ્રીનગરની આસપાસ જોવા લાયક જગ્યાઓમાં ડલ લેક, શાલેમાર બાગ, અંબરનાથ, ગુલમર્ગ વગેરે છે.

શ્રીનગર પોહોંચવા પછી ચોથે દહાડે અમારા લાયકીવાળા મેહમાન શેઠ અરદેશર કાવશજી જાંહાંગીરે સૂચના કરી કે, આપણે સહવારથી એક લટાર મારી આવ્યે. ભલા કામમાં ઢીલ કેવી હોય? સહવારમાં અમારી ભાડેની કિસ્તીમાં અમો નિકળ્યા અને નાની શિકારીને બાવરચી-ખાનાં તરીકે સાથે રાખી. શેઠ અરદેશરની મેહરબાનીથી અમારી મનવાર ઉપર 'ગજબ'નો કાંઈ પાર ન હતો. બિર, પોર્ટર, બટક, ચટાકો, બ્રાંડી, વગેરેના દેખાવથી સેવકની જીભ લાલ ચોળ થઈ આવી હતી. ડલ સરોવરમાંથી અમે હળવે હળવે હંકારવા લાગ્યા. પાણી તો એટલું થંભ હતું કે જાણે કાચનો તખ્તો પાંથર્યો હોય. થોડુંક હંકાર્યા પછી એક દરવાજો આવે છે તેમાંથી પાણી એવું તો સપાટામાં વેહે છે કે સામેથી આવતી બોટો જાણે બંદુકની ગોળીની પેઠે આપણા અંગ ઉપર આવતી દેખાય છે. આ કારણથી આપણી ગમથી બહુ સંભાળથી હંકારવું પડે છે. આ દરવાજામાં એવી કળા કીધેલી છે કે જ્યારે પાણી વધીને ચોકસ ઉંચાઈએ આવે છે ત્યારે દરવાજા પોતાની મેળે બંધ થઇ જાય છે. આ ઠેકાંણે પાણીની દોડ એવી જોરાવર છે કે

ત્યાં જો એકાદ 'મિલ' અથવા ચકી ઉભી કરી હોય તો મજેહથી ચાલે.

આ ડલ સરોવર પાંચ મૈલ લાંબો અને હડી મૈલ પોહોળો છે. કોઈકોઈ જગ્યાએ પાણી બહુજ છાલકું છે, ઘણું તો ૮થી ૯ ફિટ હશે. પણ ઉપલી જગ્યાએ ૩૦થી ૪૦ ફિટ ઉંડું હશે. જગે જગે પાણીમાં ઉંચું ઘાસ ઉગીને આ સરોવરની ખૂબસુરતીને બગાડે છે. કોઈ ઠેકાણે તો ઝાડી એટલી ગીચ છે કે કિસ્તી હંકારવાને પણ મુશ્કેલ પડે છે. આ ઝાડી જે બરૂને મળતી આવે છે તે કાપીને સુકવ્યા પછી લોક ચટાઈ બનાવે છે, જે ઘરોનાં છાપડાં ઉપર તથા મછવાને ઢાંકવા માટે કામમાં આવે છે. આ 'ડલ લેક'નો દેખાવ એટલું છતાંબી બહુજ રમણિય છે. આસપાસ બરફની ટોંચવાળા પાહાડોની ઘટા, અને તેમાં મોટી મોટી છાંયાવાળી ખો તથા તેમાંથી પડતા બિલોરી ધોત, કાશમીરની બહાર બીજે ક્યાંઈ જોવામાં આવતા ન હોય. આખે રસ્તે તખ્તે સૂલેમાનની ટેકડી નજરે પડતી રહે છે. એક ખોમાં 'ચશમે શાહી' નામે નાળું છે. આ નાળાંનું પાણી આખ્ખાં શ્રીનગરમાં સર્વેથી સ્વચ્છ અને મીઠું છે. ઈંગ્રેજો મૈલના મૈલસુધી નોકરો તથા મછવા મોકલી આ ચશમાનું પાણી મંગાવે છે. આ પાણીનોજ સોડા લેમોનેડ બનાવે છે અને તે પાણી વાપરચું હોય તોજ ખપ થાય છે. જો નદીનું પાણી પીધું તો કમબખ્તી! આ ચશમે શાહી આગળ મ્હારાજાએ એક નાનો સોવામણો બંગલો બંધાવ્યો છે, અને ત્યાં આગળજ એક નાના ભાગાં તુટાં મકાનમાં "મુંબઇ ગેઝેટ"નો આગળો મેનેજર ઘરડો

મી૦ ક્રોલેટ પોતાની જીંદગીના બાકી રહેલા દહાડા પુરા કરે છે; મી૦ ક્રોલેટે કાશમીરમાં જાથુક પોતાનો વાસો કીધો છે. આ ચશમે શાહીના એક ખુણામાં ઘણી ઉંચી શેઆલો ધોવા માટે શ્રીનગરથી આણે છે. આ ઠેકાણે કોઇકોઈવાર દસ બાર શેઆલો સુકાતી નાખેલી જોવામાં આવશે. તેમાં કોઇકોઈ ૫૦૦થી ૧,૦૦૦ રૂપ્યા સુધીની કિમ્મતની હશે. આ ચશમાનાં પાણી વિષે માજુઓ ઘેલા જેવા થઇ જાય છે અને તરેહવાર વાતો કરે છે.

આગળજ તખ્તે સૂલેમાનની તલેટીમાં એક નાની મુસલમાનની કબર છે. આ મુસલમાન વિષે એવી કથા છે કે સો વર્ષની વાત ઉપર તે આ ચશમાં ઉપર એટલો કુરબાન થઇ ગયો કે શ્રીનગરનાં સઘળાં લોકોને અંહી ઇજન કરીને નાચ, રંગ અને ખાનાપીનામાં બે લાખ રૂપ્યા ઉડાવી દીધા. જ્યારે પોતાની સઘળી દોલત આ પ્રમાણે ખવાડી દીધી અને મરણ પામ્યો ત્યારે તેની ઇચ્છાથી તેને ત્યાંજ ભૂમીદા કરવામાં આવ્યો.

આગળ ચાલતાં શાહાનશાહ જાંહાંગીરે પોતાની બાનુ નૂરજાંહાંનને માટે જે બાગ બનાવ્યો હતો અને જે બાગની વખાણ દુન્યાવર્ણે કવી મી૦ મૂઅરે પોતાની 'લાલા રૂખ'માં ગાઇ છે તે શાલેમાર બાગ આવે છે. અત્રે ઉતરવાની અગાઉ પહેલાં અમારાં 'તળીયાંનું ટાઢું' કરી લીધું હતું.

આ શાલેમાર બાગનો લાંબો ઇતિહાસ છે. કાશમીર જનાર મૂસાફરે એ બાગ જોયા વના પાછું આવવું એ ગોયા મુંબઇ

જઇને ' વિક્ટોરિયા ગાર્ડન ' જોયા વના પાછું ફરવા બરાબર છે. જ્યારે દિલ્હીનો શાહાનશાહ જાંહાંગીર પોતાની વહાલી બેગમ નૂરજાંહાંન સાથ રૂસાયલો પાછો રાહ ઉપર આવ્યો ત્યારે રમતગમતમાં અને મોહોબ્બતમાં થોડા માસ પોતાની મોહોરદાર સાથ ગુજારવાને તેણે આ નામિચો બાગ બનાવ્યો હતો. કહે છે કે આ બગીચાનો ' પ્લાન ' નૂરજાંહાંને પોતે બનાવ્યો હતો; એક બાજુથી ઉંચા સફેદ પાહાડો, બીજી બાજુથી સોના લંકા યાને સોનેરી ટાપુ, ત્રીજી બાજુથી સ્થીર ઠંડો સરોવર અને ખુદ બગીચામાં હઝારો છાવદાર દરખ્તો તથા સેંકડો ફુવારાઓ ખરેખરજ એક પાદશાહી જોડાંની વિશ્રાંતિની જગ્યાનો ખ્યાલ આપે છે.

દરવાજામાં દાખલ થતાંજ એક ઉંચી બાંધેલી પાર ઉપરથી ચાલી જતાં બીજી પાર અને પછી ત્રીજી—એ પ્રમાણે દસ તબકા આવ્યા પછી છેક નાંકે કાળા સંગેમરમરનો એક નાનો ઝરૂખો બિબિ સાહેબને માટે બાંધેલો છે. જ્યારે આ બાગમાં નાચ, રંગ અને ખાનાંપીનાં થાય છે ત્યારે ચશમે શાહીનું પાણી છોડી મુકે છે એટલે તે ધસ્યું આવી બાગની અંદરથી એક પાળપરથી કુદીને નીચલી પાળપર એ પ્રમાણે કુદતું કુદતું ધોધમાર બહાર નિકળી જાય છે. આ વેળા ફુવારાની જેટલી નળીઓ મેળી છે તેમાંથી હઝારો ફુવારા ઉડે છે અને તેમનાં ટીપાં આસપાસની રોશનીના ચમકાટથી જાણે હીરાઓ ઉડતા હોય એમ લાગે છે. વાડીમાં ફળનો તો કાંઈ સૂમાર નથી. સેબનાં ઝાડ, દ્રાક્ષના માંડવા, જર્દઆળુ, શેતુર, વગેરેની સંખ્યા લખોથી ગણી શકાય. બાગની બહાર રસ્તા ઉપર બે બાજુએ

શેતુરનાં ઝાડ લગાડી દીધાં છે. જેમ આપણા તરફ થુવરની ઝાડી અથવા મેદાનમાં વડ પિપળનાં ઝાડ છે તેમ અહીયાં શેબ અને શેતુર. 'ગધેડાં દરાખ ચરી જાય' એ કહેવતઘણાં જોસથી મને આ ઠેકાંણે યાદ આવી હતી. રસ્તે ચાલનાર રાહદારીને ઝાડ નીચે ઉભો રહી ફકત હલાવવાનીજ વાર ! બાગમાં ઘરડાં ઝાડો ઉપર દ્રાક્ષના વેળા વળગી ગયલા તે એટલા ખીચોખીચ કે કેટલાંક વર્ષો સુધી કોઈએ હાથ લગાડયો ન હોય એમ લાગતું હતું.

ઇતિહાસે આપણને એટલા તો જાણીતા કર્યા છે કે શાહ જાંહાંગીર કંઇ નવાઈ જેવા લાહાટનો માણસ હતો. પોતાની આખી જીંદગી સુધી છાકટો રહી બીજા દારૂ પીએ તેને સજા કરતો. તેના બેટા ખુશરૂએ બળવો ઉઠાવ્યો તેની તેને શી સજા કરી તે તો જુઓ ! ખુશરૂનાં સાતસો સાથીઓને લોઢાંના અણીયાળા સાતસો કાંટા ઉપર બેસાડયા અને તેમના ઉપરથી ચાલી જવાનો પોતાના બેટા ખુશરૂને હોકમ કર્યો. ત્યારે એવા શાહાનશાહને કોઇકોઈવાર શાલેમાર બાગ જેવી જગ્યાની જરૂર ન પડે ? જાંહાંગીરને માટે કહે છે કે તે હંમેશ બોલતો કે હું મારૂં આખ્ખું રાજપાટ આપી દઉં પણ કાશમીર ન આપું. પોતાની માનીતી બાંનુમ નૂરજાંહાંન જેનું અસલ નામ મેહરૂનિશા બેગમ કરીને હતું તેના સાથે પ્યારમાં લપટાઇ શાલેમાર બાગમાં તે વર્ષનો મોટો ભાગ પડી રહેતો હતો. આ નૂરજાંહાંનને કોઇ નૂરમાહાલ બી કહે છે અને જાંહાંગીરના બેટા શાહાજાંહાંનની માશુક જેની કબર ઉપર આગરાનો પ્રખ્યાત તાજમેહેલ ઉભો છે તેનાથી આ બાનુને

જુદી સમજવી. જાંહાંગીરની પટરાણી નૂરજાંહાંન તે સરદાર શેર અફ્‌ઘનની બાયડી થતી હતી. આ સરદારને મારી નાંખી તેની વીધવા સાથ જાંહાંગીર પરણ્યો. જ્યારે આ સઘળા તવારીખના સફાનું સ્મરણ બાગમાં ઉભાં ઉભાં થાય છે ત્યારે મનને બહુ આનંદ લાગે છે. કાળા સંગેમરમરની બંગલી જે બહુ નાની છે તેના પાલીશ કીધેલા ઓટલા ઉપર જગે જગ મેં બેસી જોયું કે જોઉં હું પણ શાહાનશાહ જાંહાંગીર જેવો લાગું છું કે નહીં. વારૂ આપણે પોતે શાહાનશાહ ન થઇયે તો શાહાનશાહ બેઠા હોય ત્યાં બેસીએ તો ખરા. મ્હારાણીની જુબીલીને દહાડે જ્યારે 'ટાઉન હાલ'ના ઉંચા વરંડા ઉપર સઘળી ક્રિયા ગવર્નર સાહેબે ખલાસ કરી અને સઘળા અમલદારો વિદાય થયા ત્યારે ખાલી પડેલાં તખ્ત ઉપર એક હોરાજી ચઢી બેઠા હતા તે વાત ઉપલા વિચારને મળતી આવે છે.

આ ડલ લેકનો કેટલોક ભાગ એટલો તો સાફ છે કે વાંકું વળીને જોતાં માંહેથી માછલીઓ તરતી જણાય છે. તેમ કેટલોક ભાગ એટલો તો ગિચ ઉગી ગયલો છે કે મછવાને ચાલવાનું કઠણ પડે છે. આ ડલ લેકમાં શિંગોડાં હઝારો મણ ઉગે છે અને તેની મ્હારાજાને મોટી આવક છે. ફકત 'ઉલાર લેક'માંથી વર્ષે દહાડે ૬૦,૦૦૦ ટન શિંગોડાં નિકળે છે અને ૧૩,૦૦૦ માણસનો આખ્ખાં વર્ષનો ખોરાક થાય છે. ગરીબ કાશમીરીઓનો એ મોટો ખોરાક છે. તેને છોલીને કાચાં અથવા બારીને રોટી બનાવી ખાય છે. જેઓને માછલી પકડવાનો શોખ હોય તેઓને ડલ લેકમાં મજાહ પડે છે. આ સરોવરમાં જ્યારે ફરતા હોઈયે ત્યારે સંખ્યાબંધ મછવાઓ

લાંબા 'હુક' લઇને કમળના રોપા એકઠા કરે છે. કહે છે કે આ રોપાને બાફીને કાશમીરીઓ ખાવામાં લે છે.

કાશમીરની ખરી મજાહ એ છે કે તે ભૂમી આપણી ભૂમીથી કેવળ જુદીજ કીસમની છે. હિંદુસ્તાનની બાળી ભસ્મ કરી નાખનારી ગર્મી અથવા વિલાયતની કંટાળો ઉપજાવનારી ધુમસ સાથ સરખાવતાં આ બાગે બેહસ્ત છે. ડાકટર વિલસનના બેટા મી૦ એંડ્રુ વિલસને એકવાર કાશમીરના મ્હારાજાને કહ્યું, કે "મારી મૂસાફરીઓમાં સર્વેથી ખુશનુમા ભૂમી ઇટાલી, જાપાન, અને કાશમીર છે." આ વાત મ્હારાજાને પસંદ પડી નહીં. તેનાં બે કારણ હોય, એક તો મ્હારાજા મનમાં આમ બોલ્યા હોય, કે "ભાઈ મીઠો ગાળો મુકો, અંહી તમારૂં કાંઇ કામ નથી"—અથવા બીજું તો કાશમીરનું નામ છેલ્લું મુકયાથી મ્હારાજાને અપમાન લાગ્યું હોય. ગમે એમ હોય પણ કુદરતની બક્ષેશ જેવી કાશમીર ઉપર છે તેવી બીજા કોઇ મુલક ઉપર નથી. જો આ મુલક અડધા જંગલીઓના હાથમાં હોવાને બદલે કોઇ સુધરેલા રાજ્યવાળાઓના હાથમાં હોય તો તેનું શું થઇ જાય તે પણ કહેવાઇ શકાતું નથી. સાહાઠ મૈલ પોહોળા અને ચાળીસ મૈલ લાંબા સપાટ મુલક ઉપર સ્થિર સરોવરો, બરફના પાહાડો, લીલી કંજર જેવી ખીણો, ધમધમ પડતા ધોતો અને મસ મોટાં ફળોથી ઝુલી પડેલાં ઝાડો અને પરી સમાન સ્ત્રીઓ સિવાય અત્રે બીજું કાંઇ નથી. અંહી જેવાં ચુનાર, એલ્મ અને પોપલર અથવા સફેદાનાં રાક્ષશી ઝાડો છે તેવાં આખ્ખી પૃથ્વિમાં નથી.

શ્રીનગર એક કાબા જેવી છે. આઘેથી તે શૂશોભિત છે

પણ ઘણું આગળથી જોવું નહીં; નહીં તો પાઉડરના લેપડા અને ગાલ ઉપર રંગ દીસી આવે. અફસોસ કે આ મુલક જેમ ખૂબસુરત છે તેમ લોક ચપળ નથી. કાશમીરને જિતી લેનાર રણજીતસિંહે સર અલેકઝાન્ડર બર્ન્સને કહ્યું હતું, કે "કાશમીરમાં એટલી તો મોજમજાહ અને ભોગવવાનું છે કે મારાં જે માણસોને ત્યાં મોકલું છું તેઓ હરામઝાદા બની જાય છે." મૂઅર ક્રૉફ્ટ નામનો મૂસાફર લખે છે કે તેઓ એકળપેટા, વહેમી, અભણ, લુચ્ચા, દગાખોર, અપ્રમાણિક અને જુઠા છે. હમણા તુરતનો જઇ આવેલો એક ઈંગ્રેજ મૂસાફર કહે છે કે તેઓ આળસુ, ગંધીલા, નિચ, હિચકારા, અવિશ્વાસુ અને બગાડાના સાથી છે. પણ આમ તેઓ ઘૂવડ બની જાય તેની નવાઇ નથી. એક તો જાતે પોચા અને એશઆરામમાં રહેલા તેમાં વળી જમાનાના જમાના સુધી લડવૈયા લોકને હાથ હાડમાર થયલા એટલે પછી દેશાભિમાની અથવા જાતીભિમાની તેઓમાં હોયજ ક્યાંથી? કાશમીરના મ્હારાજાનો 'કામનમાં કામન' સિપાઈઓ તેમને ધક્કા મારે તેમાં શી નવાઇ!

કાશમીરની સ્ત્રીઓની ખૂબસુરતી જગે જગ ગવાએલી છે. જ્યારે હું પાછો ફર્યો ત્યારે મને બહુ રમુજ પડી કે મારા મિત્ર મંડળ તરફથી પહેલો પ્રશ્ન એજ નિકળ્યો કે ત્યાંની સ્ત્રીઓની વખાણ થાય છે તે ખરી કે ખોટી? હું કહું છું કે, કાશમીરની ખરી ખૂબસુરત સ્ત્રીઓ જોવી હોય તો કાશમીરની બહાર જાઓ. તેઓની આંખ્યો રત્ન જેવી છે ખરી, પણ જે ખરેખરાં રૂપવંતાં છે તે ઉંચી વર્ણનાં છે અને ઘરમાં ભરાઈ રહે છે. કહે છે કે, સાધારણ

લોકમાં જે છોકરી સોવામણી નિકળવાની ઈધાણી બચગીથી આપે તેને આઠ વર્ષની વયમાંથી વેચી નાખવામાં આવે છે. કાશમીરમાંથી છોડીઓને બહાર લઈ જવાનો હોકમ નથી તે છતાં ઘણી છોકરીઓને ચોરીછુપીથી પંજાબ ભણી લઇ જવામાં આવે છે એવું ઘણા મૂસાફરોનું મત છે. એક ચીજ મારા જોવામાં આવી તે એ હતી કે ઘણીખરી કાશમીરી સ્ત્રીઓ અંગે દુબળી છે; એમનાં અણીયાળાં નાંક, લંબુચી હુંડડી, કાળી પણ લંબુચી આંખ્યોને લીધે તેઓ યાહુદી અથવા સરકાસ્યન ખૂબસુરતીઓને વધારે મળતી આવે છે.

હાલના મ્હારાજાની અગાઉનાં રાજ્યમાં જ્યારે રેઝીડંટ સાહેબનો પથારો ત્યાં ઝાઝો ન હતો ત્યારે ઈંગ્રેજ મૂસાફરો ટપાટપ ઉંચકાઇ જવાના કમનશીબ દાખલા બન્યા હતા. લફ્ટનન્ટ ડૉર્પે શ્રીનગરમાં ફર્યા પછી 'કાશમીરમાં અંધેર' એવે નામનું ચોપાન્યું ૧૮૬૮નાં સાલમાં છપાવ્યું. આ વાર શ્રીનગરમાં મોસમ ખલાસ થવાથી તે એકલોજ બાકી રહી ગયો હતો એવામાં તે અચબુચ મરણ પામ્યો. કેટલાકો કહે છે કે તખ્તે સૂલેમાન ઉપર ચઢતાં હાંફ ચઢી જવાથી તેનું મરણ નિપજ્યું હતું. પણ ઘણુંખરૂં મત એવું હતું કે 'કાશમીરમાં અંધેર' ના બદલામાં તેવણને આ સરપાવ મળ્યો હોવો જોઈયે.

ડાકટર એમસ્લી પાદરી હતો અને ગરીબ ગુરબાંને દવા આપતો. તેણે એક કાશમીરી ડિક્ષનરી પ્રગટ કરી હતી. આ કમબખ્ત પુરૂષે કાશમીરમાં ચાલતી બેદાદી વિષે કાગળો છપાવ્યાં અને થોડાજ વખ્તમાં તેઓબી પોંહતા થઈ ગયા. મી૦ હેવર્ડ નામના એક ગ્રહસ્થે હિંદુસ્તાનનાં ઇંગ્રેજી વર્તમાન પત્રોમાં

મ્હારાજાની તથા તેનાં લશ્કરની નિંદા કરી. આ વેળા તે ગિલજીતથી પંજાબ તરફ આવતો હતો; માર્ગમાં એક કાશમીરી સરદારનાં ગામમાં છાવણી નાંખી. તે રાતના તેણે પોતાના તંબુની આસપાસ ૨૦૦ હથીયારબંધ સિપાઇઓને જોયા. કંઇબી કારસ્તાંન છે એમ જાણી હેવર્ડે હાથમાં રિવાલ્વર લઇ આખ્ખી રાત બેસીને લખ્યા કર્યું. સવારમાં કમનશીબે તેને લગાર ઝોંપ આવી, એટલાંમાં સરદારે આવી તેને પકડી તેના હાથ પિઠ પાછળ બાંધ્યા અને તેને જંગલમાં લઇ ચાલ્યા. જંગલમાં તેને જબેહ કરવાની તૈયારીઓ જોઇ આ કમબખ્ત મૂસાફરે મોટી રકમ આપવા માંડી પણ નિર્દય શત્રુ સમજ્યા નહીં. તેઓએ તેને ગુંટણ ઉપર બેસાડયો અને તે બંદગી કરતો હતો એટલામાં તેને એક બુઠી કોહાડીથી રેંહસી નાખ્યો. આ શોકકારક આફતનો વિગતવાર હેવાલ રૉયલ જીયોગ્રાફીકલ સોસાયટીનાં પુસ્તકમાં આપેલો છે.

બ્રિટીષનાં નામથી કાશમીરીઓ ખરેખરાજ ફફડે છે. પહેલી પંજાબની લડાઈ પછી ૧૮૪૬માં અમૃતસરના કરારની રૂહે આપણે કાશમીરનો મુલક હાલના મ્હારાજાના બપાવા ગુલાબશીંગને પંચોતેર લાખ રૂપ્યે વેચ્યો, પણ જ્યારે તે આ ખરીદેલા મુલકનો કબજો લેવા ગયો ત્યારે ત્યાંની રૈયત સામી થઈ અને તેનાં લશ્કરને હાંકી કાઢયું. આખરે બ્રિટીષ સરકારની મદદથી તે ગાદીએ બેસવા પામ્યો. તેવારે આપણી સરકાર પાસે ફુલુસમાંફીસ હતું, એટલે વર્ષ દહાડે ત્રીસ લાખની ઉપજવાળો મુલક પોણા કરોડમાં વેચી દીધો. આ સારૂં હેમકાઇથી કર્યાં પછી હવે યૂરોપિયનો ત્યાં ધાઈ પડવા

માંગે છે તે કાશમીરીઓથી જોઇ શકાતું નથી. યૂરોપિયનો ત્યાં છડેચોક બોલે છે કે આ મુલક જો બ્રિટીશનાં સ્વાધીનમાં હોય તો યૂરોપિયનોનો મોટો ભાગ ત્યાં આવી વસે. હિંદુસ્તાનમાં નોકરી કરી ઘરડા થઈ અહીં બાળગોપાળ સાથે જાહુક આવી રહે. આ જ્યારે કાશમીરી સરકાર અને કાશમીરી રૈયત સાંભળે છે ત્યારે તેમને કુદરતી ભડકણુ ભરાય છે. એ લીધે તો તેઓ એક તસુ જમીન કોઇબી બ્રિટીશ રૈયતને વેચતા નથી કે રખે હાથ આપતાં પોંહાચો લઈ બેસે.

કાશમીર શોખને થકી જતા ઘણાખરા મૂસાફરો અકટોબર માસમાં પાછા ફરે છે. અને તેઓ સીધા પાધરા ઘર જાય તે માટે પંજાબની બ્રિટીશ સરકારે બહુ મક્કમ કાયદા ઘડી કાઢ્યા છે. જે ચાર રસ્તા ઠરાવ્યા છે તે ઉપ્રાંત બીજે રસ્તે જવાની સખ્ત મનાઈ છે. જમૂ થઈને જવાનો માર્ગ તો મ્હારાજાની ખાસ ઇચ્છાથી યૂરોપિયન મૂસાફરોને બંધ કરવામાં આવ્યો છે.

જોકે કાશમીરમાંથી સ્ત્રીઓને કાંઈબી બ્હાને કાઢી લઇ જવાની મનાઇ છે તોયે હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં ઘણીક કાશમીરી રૂપસુંદરીઓને ઝનાનામાં લાવી રાખેલી છે. કાશમીરી સઘળા કાયદા પાલવાને મૂસાફરને માથે જરૂર ફરજ આવી પડે છે, નહીં તો તેને મુલકમાંથી કાઢી મુકવાનો રેઝીડંટ સાહેબને અખત્યાર છે.

કાશમીરના મ્હારાજા તે ખરેખરા મ્હારાજ છે. હાલના મ્હારાજાના બાપ રણભીરસીંગને માટે કહે છે કે એકવાર તેને ગુરૂઓએ કહ્યું, કે "તેના સ્વર્ગવાશી પિતા ગૂલાબસીંગનો આત્મા એક માછલીનાં રૂપમાં

જઇ પેઠો છે." આ ઉપરથી રણબીરસીંગે હુકમ કાઢ્યો કે આખ્ખા કાશમીરના મુલકમાં કોઇએ મચ્છી મારવી નહીં. આથી તો લોક બહુ મરવા પડયું કેમજે ત્યાંની રૈયતના અડધા ભાગનો ખોરાક મચ્છી છે. તાળીઆરોળ પડી રહી—અંતે થોડાંક વર્ષ જવા પછી ગુરૂઓએ વાત ફેરવી તોલી, કે "મરનાર મ્હારાજાનો આત્મા હવે કાંઇ બીજાં રૂપમાં પ્રગટ થયો છે."

કાશમીર દરિદ્ર અવસ્થામાં છે તે માટે મ્હારાજાનો સાધારણ રીતે હું વાંક કાઢી શકતો નથી. તે બાપડો શું કરે ? તેનું ત્યાં કસુંએ ચલણ નથી. પહેલો હાથ રેઝીડંટ સાહેબનો છે અને બીજો દિવાન લછમણદાશનો છે. મ્હારાજા તો માત્ર સોભણ સાભણના ભૈયા! હાલના ગવર્નર સાહેબનો રૂપ્યા ૧૭૫નો દસ માસે પગાર! પણ તેથી કાંઈ ભુલવું નહીં, કેમજે એની આગળ જે ગવર્નર હતો તેને રૂપ્યા ૨,૦૦૦ મળતા હતા અને હવે પછી જે થાય તેને કદાપિ પચાસબી મળે. ત્યાં બધો હિસાબ 'ખામ' રૂપ્યાનો છે. ખામ રૂપ્યો એટલે આપણો અડધો રૂપ્યો. કોઈને પુછ્યે, કે "દર માહે ક્યા મીલતા હય ?" —તો કહેશે—"છે ખામ રૂપીઆ, ગરીબ પરવર," યાને ચોખ્ખા રૂપ્યા ત્રણ! આ જયારે મારા જાણવામાં આવ્યું ત્યારે મને દમણના 'પારધાંઉ'ની યાદ આવી. ત્યાંબી સિંનોર સાહેબને રૂપ્પડી વીસ મળતી હોય ને પુછ્યે ત્યારે કહેશે, "૨૦૦ પારધાંઉ." આપણે અણજાણ્યા તે શું જાણ્યે કે પારધાંઉ તે શું હશે ? બસેંનું નામ સાંભળી મોઢું ભરાઇ જાય પણ રૂપ્યાના દસ પારધાંઉ છે કે એકસો છે તે મને બરાબર યાદ નથી.

શ્રીનગરના સઘળા કાશમીરી વઝીરો અને દિવાનોને માટે એકજ સમજ પડે તેવો શબ્દ આપીશ. તેઓ સઘળા 'હમ્બગ' છે. નાનો ટોબચી જેવો કારભારી તેબી વઝીર! આંડીબંધ વઝીરો આંખ વિંચીને ભરી મુકયા છે અને નામ તો એવાં ડમ્મરદાર કે બે ઘડી જીવ ધરાઈ જાય. ચિફ જસ્ટીસ તેજ રેશમનાં કારખાનાંના વડા! ઈંટ બનાવવાનાં સરકારી કારખાનાંના વડા તે કર્નલ જોહાર! ચૂંનાની ફાકટરીનો વડો તે દિવાન સાહેબ—અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા!

એક હુન્નરમાં હુન્નર બાકી શેઆલનો રહ્યો છે અને તે ઉપર સઘળી મદાર છે. કુલ કાશમીરમાં જેટલી શેઆલો બને છે તેના ૮૦ ટકા ફ્રાંન્સમાં જાય છે. અમેરીકા ૧૦ ટકા, ઈટાલી ૫, રશિયા ૨, અને ઈંગ્લાંડ ૧ ટકો વાપરે છે. હજુબી કાશમીરી ઉંચી શેઆલના ત્રણથી ચાર હજાર રૂપ્યા ઉપજી શકે છે. સુમારે ૧૩ લાખ રૂપ્યાની શેઆલો વર્ષ દહાડે કાશમીરથી બનીને બહાર જતી હશે. એ ઉંચાં નંગ સારૂ ઉનનાં બકરાં યારકંદથી આવે છે, તે ખૂદ કાશમીરની પેદાયશ નથી. મોટો જુલમ તો એ છે કે શેઆલના વણકરોને કાશમીર છોડી બહાર જવાનો અથવા પોતાનો ધંધો બદલી બીજો ધંધો લેવાનો હુકમ નથી. તેઓ ગુલામ જેવા ગુલામ છે અને તેમને દરરોજના ઘણામાં ઘણા દોઢ આનાથી બે આના મળતા હશે!

કાશમીરમાં કેટલીક જગ્યાઓ જોવાજોગ છે, જે કોઈબી મુસાફરે જોવા વના પાછું ફરવું નહીં. જો નદીમાં પુર ન

હોય તો ઇસ્લામાબાદ બે દહાડામાં કિસ્તીથી જવાઈ શકાય. કાશમીરનું મોટું સૂખ એ છે કે ત્યાં ઠંડી છે, ગર્મી છે, વરસાદ છે, પણ વાયુ નામ માત્ર નથી જેથી તંબુમાં રહેવાઈ શકાય છે.

કાશમીરનું અસલ પાયતખ્ત પંદ્રીનાથ કરી છે. ત્યાંનું દેહરું આખ્ખાં હિંદુસ્તાનમાં પ્રખ્યાત છે અને હઝારો મૈલની મંજલ કાપતા હિંદૂ પૂંજારીઓ આ દેહડાંમાં પૂંજા કરવા આવે છે. અમને માર્ગમાં ઘણીક રૂપાળી હિંદવાણીઓ અને વણજારો પાંઉપ્યાદી આ મંદીર જોવા જતી મળી હતી. ધારવામેજે પાંડવના પાંચ છોકરાઓનાં વંશમાંથી આ મંદીરનો પાયો નખાયો છે. આ દેહડાંની આસપાસ પાણી ઘણું હોવાથી બરાબર તપાસ થઇ શકતી નથી, પણ કેટલાક મૂસાફરો જેઓ જઈ આવ્યા તેઓ કહે છે કે છાપડાં ઉપર બહુજ નાદર કોતરકામ કરેલું છે અને તે ગ્રિક અને રોમન કિસબને મળતું આવે છે. યૂરોપિયન મૂસાફરો લઈ પડે છે કે પ્રાચીન કાળમાં ગ્રિક અને રોમનો આ ઠેકાણે આવી વસ્યા હશે તે વેળાએ આ કળા તેઓએ સૂઝ પાડી હશે. પણ આ જુનાં મંદીરોની ઉમ્મર જોતાં ભ્રાંતિ આવે છે કે સો વસા ગ્રિક અને રોમનોએ પોતાનાં 'ડીઝાઇન' અહીંથી તફડાવ્યાં હશે.

કાશમીરની કુલ વસ્તી જમ્મૂ સુધાં પંદર લાખ માણસની ધારવામાં આવે છે. ૧૮૬૯માં જ્યારે ગણત્રી થઇ ત્યારે ૪,૭૫,૦૦૦ની વસ્તી ધારવામાં આવતી હતી, પણ તે વધીને પંદર લાખની થાય એમાં નવાઈ નથી, કેમજે એકલા કાશ-

મીરી સ્ત્રી સરાસરી દસથી પંદર બચ્ચાં જણે છે. વળી કાશ-મીરની સંખ્યા ત્રણ મર્દે એક સ્ત્રી છે તે જોતાં આ પેદાયશ નવાઇ જેવી છે.

કિસ્તીમાં જ્યારે એક જગ્યાએથી બીજી જગ્યાએ મૂસાફરી કરતાં રાતના માંહેજ સુવું પડે ત્યારે આંખ વિંચીને સુવું નહીં, કેમજે તેમ કરતાં ઘણીક ગમત તમારા જોવામાં ન આવશે. રાતના માજુઓ નદી ઉપર બતી ધરી છાલકી જગ્યામાં માછલીને નાનો ભાળો મારી પકડે છે. નદી માછલાંથી એટલી ઉભાઇ જાય છે કે એક કલાકમાં ૫૦થી ૬૦ માછલાં પકડાઇ આવે છે. કોઈકોઇ તો તેમાં ખાસ્સી ચારથી પાંચ શેર વજનમાં હશે.

ઈસ્લામાબાદ ઠેઠ મછવામાં જવાતું નથી. બેએક મૈલ આઘેથી ઉતરવું પડે છે. શ્રીનગરથી બીજું શેહર ઈસ્લામા-બાદ છે. એમાં સુમારે ૧,૫૦૦ ઘરો હશે. હિંદુઓ તેને અનતનાગ કહે છે અને ખરેખર ત્યાં સર્પ અથવા નાગની સંખ્યા જોતાં આ નામ ખરેખરૂંજ આપ્યું છે. શેહર કંગાલ છે પણ તોએ ત્યાં ૧૫ મસીદ છે. લોકો શેઆલ વણવાનો અને ચમારનો ધંધો મૂખ્ય કરી ચલાવે છે. મૂસાફરોને કાજે ત્યાં બે માળની એક હવેલી છે. ત્યાંનાં પાણીમાં ગંધકનો ભાગ છે અને તોબી તેમાં મોટી માછલીઓ દોડતી ફરે છે પણ તેમને મારવાની સખ્ત મનાઈ છે.

આ ઈસ્લામાબાદમાં કેસરની મોટી ઉત્પતી છે. એનાં ફૂલ તાજાં હોય ત્યારે વાસ આવતાં નથી પણ સુકાયાં એટલે માથું ફાડી નાખે છે. આ ખીણમાં વર્ષ દહાડે

૨૦,૦૦૦ રતલ કેસર પાકતી હશે. એ જમીનને એટલી ચુસી લેતી કહેવાય છે કે, દસ બાર વર્ષમાં જમીનને બીલકુલ થાકવી નાખે છે અને બીજાં આઠ વર્ષ સુધી એ જમીનને પડત નાખી મેલ્યા સિવાય કામ આવતી નથી.

હું આટલું બધું કાશમીર વિષે ટકટક કરી ગયો પણ કાશમીર નામ કેમ પડયું હશે તે હજુ સમજાવ્યું નથી. જુઓ સાંભળો :—

કાશમીરનો આખો મુલક અસલ એક મોટો સરોવર હતો. આ સરોવર તુટી ગયો અને જગે જગે જમીન નિકળી આવી. આ સરોવરનું નામ 'સાહાલીસાર' કરી હતું. તેની આસપાસના પાહાડોમાં લોક વસ્તું હતું. કહ્યું છે કે આ સરોવરમાં યલદેવ નામનો એક રાક્ષસ આવી ભરાયો અને સરોવરો માંહેનાં કસેડા માછલાં ખાઈ ગયો, તોયે તેની રૂચી તૃપ્ત ન થઇ એટલે લોકને ખાવા માંડયાં, જેથી લોક બીહીને ઉંચા પાહાડો ઉપર ભરાયાં. આ ટાંકણે એક પવિત્ર રિષી આવી ચઢયા તેનું નામ કાશફ કરી હતું. આ રિષી એટલા તો પવિત્ર હતા—નરા જાણે અમારા કેટલાક મોબેદો—કે તેઓ મોજેજા કરી શકતા. તેઓએ આ પીડા જોઈ ક્રોધાયમાન થઈને જમીન ઉપર પોતાનું ત્રિસૂળ ઠોકયું એટલે પાણી ઉતરી ગયું અને યલદેવ રાક્ષશ મરણ પામ્યો. આ રિષીનાં નામ ઉપરથી તે મુલકનું નામ કાશફમાર યાને કાશમાર—કાશમીર—પડયું. પછી ખરૂં ખોટું તો ઈશ્વર જાણે!

આ પ્રમાણે કાશમીરના મુલકનો ઉપર ટપ્પે હેવાલ

આપવાનો મેં યત્ન કર્યો છે. કદાપિ વાંચનાર પુછશે કે સઘળું જોવા પછી શું વિચાર? નાશીપાસી, અજાયબી, કે ખુશાલી? જેટલું જોયું તેથી હું તદન નાશીપાસ થયો છું એમ કહું તો તે સાચ્ચું કહેવાશે. કુદરતી રચનાથી હું મોહ પામ્યો, પણ મેં મારાં મનમાં જે તુરંગ બાંધ્યા હતા તે હવામાં ઉડી ગયા. કાશમીર જવા અગાઉ મારાં મનમાં એવું હતું કે હું ત્યાં સઘળાં પરીયાં જોઇશ જેઓને માત્ર પાંખ ન હશે; પણ તે પરીયાં તો સઘળાં ત્યાંની ભૂમી છોડી ઉડી ગયલાં જણાયાં અને તેને બદલે નાચારી, બેવકુફાઇ, અને હિચકારાપણું સામે આવી ઉભું.

એ કાશમીરના બેહસ્તના બાગ! કવેશ્વરોએ તારી ખૂબીનાં વર્ણન ગાયલાં કયાં છે? ઈતિહાસ કર્તાઓએ તારે માટે મારેલી ડીંગો કયાં સુઇ ગઇ? તારી સ્ત્રીઓની ખૂબસુરતી માટે દેશ પરદેશનાં લોક ઘેલાં થઇ ગયલાં કહે છે તે રૂપસુંદરીઓ કયાં સંતાઇ બેઠી છે? જે વાતની તો વકી ન રાખેલી તે ઉલટું જોવામાં આવ્યું, તે એ કે કકડતી ભૂખ! રૂચી તો એવી લાગે કે જાણે આખ્ખો બકરો ખાઇ જાઉં. કુદરતી રચના, પાહાડોની ઘટા, બરફની ટાંચો, વગેરેને માટે જેટલી મેં વકી રાખી હતી તે કરતાં બેવડી પાર પડી. તખ્તે સૂલેમાન ઉપરથી જે દેખાવ દીસે છે તેવો મેં કોઈ કાળે જોયો નથી અને હવે પછી કોઈવાર જોવાની આશા રાખતોબી નથી. અંહી ઉભા ઉભા ચોમેર બરફના બિલોરી પાહાડોથી આપણે ઘેરાઇ ગયલા લાગ્યે છૈયે. એકીવારે ઓછામાં ઓછા ૨૫૦ મૈલ બરફના પાહાડ નજરે પડે છે એમ હું હિમ્મતથી કહી શકું છું. આ મધે હરમૂખ નામે પાહાડની ટાંચ સર્વેથી ઉંચી યાને

૧૭,૨૦૦ ફિટ ઉંચી છે. શ્રીનગરમાંથી વહેતી નદીનો પાટ ૮૮ વાર અથવા ૨૬૪ ફિટ પોહોળો છે અને તે 'સરપેન્ટાઈન' યાને સર્પેરોડો તથા સ્થિર હોવાથી જાણે કુદરતે નહીં પણ માણસે પોતાના હાથે ખણીને બનાવ્યો હોય એવો લાગે છે. જ્યારે ગર્મીમાં બરફ પીગળવા માંડે છે ત્યારે નદી છલાછલ ભરાઇ જાય છે અને પાણી હાથને ટાઢું લાગે છે પણ ઉનાળો ખલાસ થવા પછી તો કોઇ કોઇ ઠેકાણે થોડાક તસુ માત્ર પાણી રેહેતું હશે.

---

# પાછું ફરવું.

હાલ મને વધુ કાંઈ યાદ આવતું નથી. મારી નાની 'નોટ બુક'માં ટપકાવી લીધેલી યાદીઓ ખલાસ થઈ છે માટે હાલ તુરત તો હું મારો પાછો ફરવાનો હેવાલ આપું છું, પછી બીજું કાંઈ ધ્યાનમાં આવશે તો પછવાડેથી આપીશ. મને ઘણી તરફથી ભલામણ થઈ કે મારે ગુલમર્ગ અને અંબરનાથ જોવા વના જવું નહીં. પહેલાં તો મને વખત ન હતો, બીજું તો મારૂં ધક ધ્યાંન મુંબઈમાં ભરાયું હતું અને ત્રીજું તો ગુલમર્ગ જવાની આ મોસમ ન હતી. ખબર મળવા પ્રમાણે આ વખતમાં ત્યાં એક જાતના નાના સાંપ એવા થાય છે કે માણસને ડંખતાંજ માણસનું અંગ ફૂગી જાય છે અને તેની સુરત બદલાઇને બદસુરત બની જાય છે. મોહોસમમાં યૂરોપિયનો ગુલમર્ગ જઇ રહે છે અને તે વેળાએ શ્રીનગરના દૂકાનદારો પોતાની દૂકાનો ત્યાં લઈ જાય છે.

અંબરનાથ ન ગયા તેનું કારણ એ જે ત્યંહી જઇને પાછું આવતાં બીજા ખાસ્સા આઠ દહાડા નિકળી જાય. આ અંબરનાથ ઉપર હિંદુઓ મરી ફીટતા જણાય છે. છેક સિલોન વેરથી આ મંદીરે જાત્રાળુ આવે છે. તે માંહેનો મોટો ભાગ

એમ માને છે કે શિયાળામાં આ મંદીરનાં દિવાનખાનામાં બરફનો લીંગ પોતાની મેળે બંધાય છે.

રાણીસાહેબની સાલગ્રેહ તા૦ ૨૪મી મેએ પડવાની હતી જે દહાડે કાશમીરના મહારાજા સાહેબ શ્રીનગરમાં આવેલા સર્વે મૂસાફરોને મોટી જીયાફત આપે છે. અમોએ ઠરાવ્યું કે અમોએ તા૦ ૨૩ની સહવારનાં નિકળી જવું. ૨૩મીએ સહવારમાં હજુ તો આંખ લાગી છે એવામાં ધડાધડ તોપ પડવા લાગી! અમો ચમકીને ઉઠયા અને વિચારવા લાગ્યા કે અમે દિવસ ચુકયા કે શું? રાણીની સાલગ્રેહ તો કાલે અને આજે તોપ શાની? એક, બે, ત્રણ, ચાર, આમ ધડાકા ચાલુ થઇ થોડી વારમાં બંધ પડયા. ખબર કાઢતાં માલમ પડયું કે કાશમીરના ઉજમારા અમલદારોએ ચૂક કરી હતી. અને ચૂક જણાતાંજ સલામતી અડધી આપીને બંધ કરી હતી. અમારા મિત્રોના ઘણા આગ્રહને લીધે તે દિવસે શ્રીનગર છોડવાનો વિચાર માંડી વાળ્યો અને બીજે દિવસે જવાનું ઠરાવ્યું.

બીજે દીને સહવારમાં તૈયાર થઈ સામાન કિસ્તીમાં લાધ્યો અને અમારા મેજબાન શેઠ અરદેશરને તેમનાં ખાનગી મકાનેથી આવવાની રાહ જોતા ઉભા. ચાલવાનો રસ્તોબી ન હતો કે સ્હેજ જઇ આવતે. સઘળું પાણી સાથેજ કામ! મેજબાન આવી શકયા નહીં એટલે દલગીરી સાથે તેમને મળવા વના રૂખસદ લેવાની ફરજ પડી, કેમજે તડકો ચઢવા માંડયો હતો. વળી તે દહાડે રાણીની સાલગ્રેહ હોવાથી સલામતી છુટવા માંડી હતી એટલે અમે તો એમજ

## ટેલીગરાફ રીસીટ.

આ નકલ બરાબર છે. પેહલવેહલી આ રીસીટ જોઇ મને હસવું આવ્યું હતું તેમજ કદાચ મારા વાંચનારને પણ આવે! મથાળાંના દસખત શું સરખા અને મરોડદાર છે! ભલા આદમીઓ સો ખરચીને સવાયાની વાણ! પાંચ રૂપીઆ ખરચે તો આખું વર્ષ ચાલે એટલા ટેલીગરાફના ફારમો મળે. આ શીળાથી લખેલા ફારમ દેખાઇતા કોઇ છોકરા પાસે ચેડાં કઢાવેલાં છે. અજબ છે કે રેસીડંટ સાહેબ કાંઇ બોલતા નથી.

મચકાયા કે જાણે સમજો કે આ સલામતી આપણાજ માન ખાતર છે!

એક વાત મારે નોંધી લેવી જોઇયે કે અમે જે દહાડે નિકળ્યા તેને આગળેજ દહાડે ફિનીક્સ કંપની સાથ મ્હારાજાને કરાર થયા હતા જેની રૂહે ઉપલી કંપનીને શ્રીનગરથી ઠેઠ રાવલપીંડી પોહોંચાડવાની સત્તા મ્હારાજાએ આપી હતી. અને એ કરારની રૂહે સર્વેથી પહેલો કાશમીરી મૂસાફર તમારો સેવક પોતે હતો. ઉપલી કંપનીના એજંટે મને મુબારકબાદી આપી કે, કાશમીરની તવારીખમાં આવી ગોઠવણ પહેલીજ વાર થઇ છે અને તેમાં ના૦ ૧લી ટીકીટ તમારે નામની છે! અમારે સારૂ બે તટુ તથા નોકર સારૂ ખચ્ચર અને અસબાબ સારૂ બે ખચ્ચરો મળી રૂપ્યા ૮૨ ભર્યા પછી તાર ઑફીસમાં જઇ તાર કર્યો. આ તાર ઑફીસ વિષે વધુ બોલવાની કંઈ જરૂર નથી. મારી પાસે એની રશીટ છે તેની *fac simile* યાને આબેહુબ નકલ જો બનશે તો આપીશ. ભલા આદમીઓ! લખ્ખો રૂપ્યાનો ખર્ચ કરે અને સવાકાની વાણ!

સહવારના આઠ વાગ્તે અમારી કિશ્તીમાં સ્વાર થઈ અમોએ શ્રીનગર છોડયું અને નદીના રોહ સમેત સપાટામાં ઘરભણી ચાલવા માંડયું. હિચકારા માજીઓ બજીદ થવા લાગ્યા કે બીજે દીને સહવાર સુધીમાં બારામુલા નહીં પોહોંચાશે કેમજે રાતના અંધારાંમાં હંકારવું ધાસ્તી ભર્યું છે; પણ ઇનામની લાલચ આપી એટલે આખ્ખી રાત હલેસાં તાણી સહવારના પાંચ વાગતામાં બારામુલા પોહોંચાડી દીધા. અલબતે

રાતના કિસ્તીમાંજ સુવું પડયું હતું અને જતી વેળાના જેવોજ સઘળો મામલો હતો. માત્ર ૪૨૬ ગેટલોજ કે ઠંડી ઘણી લાગવાથી માજુઓએ અમારી કિશ્તીની આસપાસ ધાબળીઓ બાંધી બંધબસ્ત કર્યું હતું અને અમે જેમ ઝનાનાની બિબિઓ હોઇયે તેમ માંહે ભરાઇ રહ્યા હતા.

જતી વેળા બે ચાર ઠેકાંણે અમે ભૂખા મુવા તેથી આ વાર સાથે એક ખાનસામા લઈ લીધો હતો અને ઠરાવ્યું હતું કે તેને મરી પોહોંચી છોડી દઇશું. આ ખાનસામા ચોખ્ખો માથે પડયો, તેની વીગત હવે પછી આપીશ.

બારામુલા પોહોંચતાં ત્યાં કિનારે તંબુમાં જલાની નામના એક કાશમીરીએ દુકાન કાઢી છે ત્યાંથી એકના ચાર ભાવ આપી થોડીક રકાબીઓ, ચમચા, કાંટા, દારૂ, ફ્રાણુસ તથા વિલાયતી માખણ, વગેરે લઈ લીધું. હવે સર્વથી મોટી મૂશ્કેલી માજુઓને પતાવવાની હતી. તેઓ સાથ સરત એ હતી કે દરરોજની કિશ્તીનું ભાડું અડધો રૂપ્યો આપવું પણ તેઓ તો ગળે પડવા લાગ્યા કે દર માણસ દીઠ અડધો રૂપ્યો યાને બે જણ માથે રૂપ્યો એક! આ રકમમાં કાંઈ દમ ન હતો પણ કાશમીરીઓની લુચ્છાઇનો આ નવો સફો! તેઓએ જેમ માગ્યું તેમ આપ્યા છતાં તે ઉપરાંત રૂપ્યા પાંચ બક્ષિસ આપ્યા તોયે તેઓ બરબડવા લાગ્યા અને અમારાં તટ્ટુઓની પાછળ લગભગ એક મૈલ સુધી આવ્યા. જ્યારે કાંઈજ ન ચાલ્યું ત્યારે જેમ મોબેદો આસોદાદ વેંહેચાતી વખતે નાના છોકરાઓનેબી સફેદ પાઘડી પહેરાવી ઉતરી પડે છે તેમ તેઓ પોતાના નાના છોકરાઓને આગળ ધરી આજુજી કરવા લાગ્યા. આથી અમારૂં તો

બહુજ પાકી આવ્યું. પછી આખરે ચાબુક ઉઠાવી વધતું ઓછું કરવાની નિશાની જોઇ ત્યારે તેઓ પાછા હઠયા, નહીં તો મારી ખાત્રી છે કે ત્રિસ મૈલ સુધી સાથે આવતે.

આ પીડા કાઢીને અમોએ તટ્ટુ ઉપર સ્વાર થવા માડયું. અમારો સામાન બે ખચ્ચરો ઉપર લાધ્યો અને એક તટ્ટુ ખાનસામાને આપી તેને આગળથી રવાના કર્યો. આ ઠેકાંણે મારે જણાવવું જોઇયે કે શ્રીનગરમાં બેકર સાહેબે અમોને રસ્તા માટે એક પરવાનો આપ્યો હતો, તેમાં સઘળા પડાવના પોતાના મૂનશીઓને સખ્ત તાકીદ કરી હતી કે આ બે મૂસાફરો અમારા દોસ્ત છે માટે તેમની બહુ માવજત કરવી અને તેઓને સ્વારીના ખાસ તટ્ટુઓ ગરીબ જોઈ એક પડાવથી બીજે પડાવ રવાના કરવા.

આ નામાંકિત પરવાનો પહેલવહેલોજ અમોએ બારામુલાના મૂનશીને બતાવ્યો, જેણે અમારે માટે બે તટ્ટુ આણીને તૈયાર કીધાં. કુદરતી રીતે અમોએ સવાલ કીધો, કે "ગરીબ હય?"

"હં, ગરીબ પરવર, બહોત ગરીબ," જવાબ મળ્યો.

આ ઠેકાંણે અમારી સાથે આવનાર બાલગીર કાંઇ વચ્ચે બોલવા જતો હતો તેને અટકાવીને મૂનશી સાહેબે ફ્લોકી કાઢી. જીન, રેકાબ, લગામ, સઘળું સાબેત છે તે જોઇ અમો ખોદાનું નામ મોંહ ઉપર લઈને સ્વાર થયા અને લેહેરે લેહેરે ચાલવા માંડયું. ઠંડી તો એવી પડે કે હાડકે હાડકાં ખખરી જાય. અમારા મિત્રને નાક સુકાઇ જવાની આદત હતી—હું તેની પાસ ક્ષમા માગું છું કેમકે 'નાક સુકાવા'ના બે

અર્થ થાય છે—મારી મતલબ કહેવાની એ કે તેમને ખરેખર નાક સુકાવાની તખેહ હોવાથી તથા બેહદ ઠંડીથી તેવણ અકળાવા લાગ્યા. 'વેસેલીન'નો ચપ્પુ પણ ખીસામાં નહીં મળે એવા વિચારમાં જતા હતા એટલામાં ગામની પાદરે એક ઘી વેચનાર મળી આવ્યો. "ઘી કયસા શેર બેચતા હય?" એવા સવાલ સાથે મારા મિત્રે લુગદો લઈ નાકમાં ચલાવી દીધો અને ત્યારથી તેમને કરાર થઈ!

બારામુલાથી પાંચેક મૈલ આવ્યા હોઇશું કે એક બનાવ બન્યો જેથી મારી આખ્ખી કાશમીરની મૂસાફરીની મજાહ ધૂળમાં રગડોળાઈ! રસ્તામાં એક અફઘાન જેવો મળ્યો તેને જોઇ મારૂં તટ્ટુ મસ્તી કરવા લાગ્યું. હું કાંઇ સમજ્યો નહીં અને તેને નેતર મારી લગાર આગળ ચલાવ્યું. તે બાહીતું બીહીતું ફારેફારે ચાલતું હતું એટલામાં ઉપલા અફઘાને પોતાની પાસે બાંધેલું એક રિંછનું ચામડું ઉંઘાડીને કેહેવા લાગ્યો, કે "બાલુકા ચમડા બેચનેકા હય."

કોણ જાણે આ ચામડું જોઇને તટ્ટુ એમ સમજ્યો હોય કે ખરેખરો રિંછ આવ્યો અથવા બીજાં કોઇબી કારણને લીધે કાંઈબી ઈધાંની, નિશાની અથવા 'નોટીસ' આપવા વગર તેણે દમ બાંધીને નાહસવા માંડયું. આ વાર રસ્તો ઘણોજ સાંકડો અને ઉતરાઇનો હતો. એક બાજુ ઉંચો પાહાડ અને બીજી બાજુ ઉંડી કાળી ખાહી. સુમારે સોએક વાર સુધી મેં તેને મારાં પૂર જોરથી તાણીને ઉભો રાખવાની તજવીજ કરી, પણ વ્યર્થ! ખાહીની અથવા જીવની દરકાર કરવા વના તે મોંહોડાંમાં લગામ પકડી નાહસવા લાગ્યું. આ વાર ઘર બાર,

## મને અકસમાત થયાની જગ્ગ.

પાછું ફરતાં બારામુલાથી રામપુર જતાં મને જે અકસમાત થયો તેનું વર્ણન મેં આપયું છે. તે જગાનું જેવું તેવું ચીત્ર આ સાથ આપવાની તજવીજ કરૂંછું. ચીત્રમા ડાવી બાજુએ ઉપરથી ત્રણ ઇંચ નીચે સફેદ પાટો છે તે રસતા સમજવો. આ રસતો ઘણો ઉતરાઇનો છે. અંહી બહુજ સંભાળીને ઉતરવું પડેછે. એક બાજુએ પાહાડ અને બીજી બાજુએ ખાહી છે. આવે ઠેકાણે તદ્દુ મોહોડાંમાંથી લગાભ કાહાડી જીવ લઇને નાહાસે તેનો અર્થ વાંચનારાઓને સમજી લેવાનું સોંપુંછું.

દોસ્ત આસનાવ, બચ્ચાં છોકરાં, સઘળાં વિજળીના ચમકારાની પેઠે એક પલમાં મારા ભેજાંમાંથી પસાર થઇ ગયાં. ચાલો મારૂં આવી બન્યું! આવો વિચાર મારાં ભેજાંમાંથી ચડપ દેતો પસાર થઈ ગયો. તે તાજો બન્યો હોય તેમ હજી મને યાદ છે. ચારથી પાંચ ફિટ પોહોળા અને તેબી ભયંકાર ઉતરાઈના રસ્તા ઉપરથી આ જાલમ તટ્ટુ દિવાનાની પેઠે જતું હતું. એક ઠોકડ અને તે તથા હું બન્નેને છેલ્લી રામ રામ! આ વાર મારાં સઘળાં જોરથી મેં લગામ ખેંચી હતી અને જેમ તેમ મારી જીન ઉપર બેઠક સાચવી શકયો હતો. કોણ જાણે જીવ ઉપર આવેલાં એક પુખ્ત માણસે આટલી લગામ ખેંચ્યાથી તટ્ટુથી ખમાયું નહીં કે શું તેથી ચડપ દેતી ડોકાંની ઝટાક મારીને રેન પોતાનાં મોંહોડાંમાંથી કાઢી નાખી અને નાગો થઈ ગયો. રેન મારા હાથમાં છુટી અને તટ્ટુ તો કલાકના પંદર મૈલની ઝડપથી ઉતરતું હતું. આ વાર મારાં મનમાં શું થતું હશે તેનો વિચાર કરવાનું હું મારા વાંચનારનેજ સોંપું છું. મારી છાતી ઠડક ઠડક થતી હતી તેવામાં એક ઠેકાંણે રસ્તો લગાર પોહોળો આવ્યો. દાદાર હોરમઝદનું નામ લઈ મેં રેકાબમાંથી મારા પગ છુટા કીધા અને એકદમ જમીન ઉપર ઝિપલાવી દીધું! મને જીવવાને માત્ર આ 'ચાન્સ' હતો તે મેં લીધો. કોઇ કહેશે કે આ વાર આમ કરવું હતું અને તેમ કરવું હતું પણ આમ કરવા કરતાં કહેવું સહેલું છે. આ સઘળું બની જવાને બે ત્રણ મિનીટથી વધારે વાર લાગી ન હશે. આવા અકસ્માત એટલા જલદી બની જાય છે કે વિચાર કરવાનો તો વખતજ ક્યાંથી મળે! તેમાં વળી આવી જીવલેણ જગ્યામાં, નદીના

ઉછાળાથી બે હઝાર ફિટ ઉંચે, અને જીંહાંગાર ખાઢીનાં મથાળાં ઉપર એવી પ્લિસ્રુરી અજમાવવાનો વખત રહેતો નથી.

કુદી પડવા સમેત હું હિમાલ્યા બાવા સાથ જઈ એવો તો અફળાયો કે મારી અડધી શુધ ઉડી ગઈ. મારાં માથાં ઉપર ઈંગ્રેજી ‘ હેલમેટ ’ પીતળના ટાપવાળી હતી તે ફાટી ગઇ અને ચશ્મો ભાગીને ચૂરેચૂરા થઇ કોણ જાણે કયાં ઉડી ગયો. તટ્ટુ તો લાગલું પાહાડ ઉપર ચઢીને જંગલમાં નાસી ગયું. તે તો મુક્ત થયું પણ આપણે મરવા પડયા. તટ્ટુએ સેરવી નાખેલી અભાગણી લગામ મારા હાથમાંજ હતી તે એક બાજુએ મુકી હું પાહાડ ઉપર સુતો કેમજે મારી છાતીમાં જમણી બાજુએ જબ્બર ચશ્ક મારતી હતી અને દમ લેવાને મૂશ્કેલ પડતું હતું.

હવે મારો મિત્ર જે પછવાડેથી આવતો હતો તેણે મારાં તટ્ટુને લગામ તથા સ્વાર વગર નાહસતું જોયું કે તેની તો ખાત્રી થઈ કે તેનો દોસ્ત ગુમાયો. તે બહુજ અકળાઇને આગળ આવ્યો અને મને પાહાડ ઉપર પડેલો જોઈને ઝડપમાં ઉતરી પડી મને જીવતો જોઇ તેણે ઈશ્વરનો પાડ માન્યો કે વારૂ એટલામાંજ બચ્યો એ ગનીમત છે. તે કહે છે કે આ વાર મારો ચેહેરો એટલો તો ઉજળો મારી ગયો હતો કે મારી સલામતી વિષે તેને સંકા પેદા થઈ. તેના સવાલનો મારેથી જવાબ પણ અપાયો નહીં તેથી મેં ઇશારતથી સમજાવ્યું કે જરા થોભવું. ઘણીવાર પડી રહેવા પછી મને વાચા આવી અને થોડા શબ્દોમાં મેં હકીકત સમજાવી. વધારે તપાસ કરતાં માલમ પડયું કે

મારી જમણી બાજુની પાંસળીઓ, જમણો હાથ, અને જમણો પગ સુજી આવ્યાં હતાં. તે વાર તો મને માલમ નહીં પડયું પણ મારે અત્રે જણાવવું જોઇયે કે મારી એક પાંસળી ભાગી હતી અને તેને લીધે આ સખ્ત દર્દ થતું હતું. પણ આ બીના હું છેક મુંબઇ આવ્યો ત્યાંસુધી મને જણાઇ નહીં. થોડી-વારે પાછળ પડી ગયલો બાલગીર આવી લાગ્યો. તે તટ્ટુ ક્યાં ગયું છે તે જોવા પાહાડમાં ભરાયો. થોડીવારે પાછો આવી તેણે ખબર આપી કે તટ્ટુ તો જીન સાથે પોતાને વતન યાને પાહાડોની ખોમાં ગયું અને હવે હાથ લાગે નહીં. અમોએ બાલગીરને બહુ ખખડાવ્યો કે તટ્ટુ આવું હતું તો શા સારૂ તે અમને આપ્યું. આ ઠેકાણે તેણે બચાવ કર્યો કે જ્યારે સ્વારી માટે આ તટ્ટુ બારામુલા ખાતે બહાર આણ્યું ત્યારેજ તે કહેવા જતો હતો કે તે બહું બદમાશ છે પણ મૂનશીએ તેને ગાળો ભાંડી બોલતાં અટકાવ્યો હતો. આ તેનું બોલવું સાચ્ચું હતું. બેકર સાહેબના પરવાનાના આ પ્રતાપ!

હવે જે બનતાં બની તે ખરી, પણ બીજે પડાવ પોહોંચવા માટે દસ મૈલ બાકી રહ્યા તેનું કેમ કરવું? તડકો તો કહે મારૂં કામ અને રસ્તો ભૂંડો, સાથે ચઢાઇ ભારી. મારા મિત્રે આગ્રહ કર્યો કે મારે.તેનું તટ્ટુ લેવું અને તે મારી સાથે ધીમે-ધીમે ચાલશે. આ અઘટિત હતું તોયે આ વાત મેં કબુલ રાખી. પણ તટ્ટુ ઉપર ચહડાયજ ક્યાંથી? ચહડાય તો ઉપર બેસાય કેમ? અને બેસાય તો ઉતરાઇ અને ચઢાઇમાં લગામ કેમ ધરી રાખું? છાતીમાં સડક તો એવી મારતી કે જાણે શું નું શું થઇ જશે.

પણ વિચાર કરવાનો કાંઇ માર્ગ ન હતો. જંગલ વચ્ચે કોઈ માણસ તો શું પણ ચલિયુંબી ન મળે એટલે

'પહેલી રાત્રે મરે તેને ક્યાં સુધી રડે'

એવો જીવને દિલાસો દઈ અમોએ બન્ને જણે પાંઉપ્યાદા ચાલવા માંડયું. આવી સ્થિતીમાં આવડી લાંબી મંજલનું દુ:ખ તો જેના પર પડે તે જાણે! ચઢાઈ એટલી આકરી હતી કે દર સો વારે અમોને બેસી આશાયસ લેવી પડતી અને જ્યાં જ્યાં પાણીના પોત મળે ત્યાંથી ખોબા ભરી માથાં અને મોંહોડાં ઉપર છાંટવા પડતા હતા. અમારી મોટી આશા એજ હતી કે કાંઈબી કરી બીજે પડાવે પોહોંચી જવું કે પછી બીજી કાંઇબી મદદની આશા રહે.

આ પ્રમાણે ધસડાતા પસડાતા બરાબર એક વાગ્યે અમો રામપૂર પડાવે આવી પોહોંચ્યા. ઠાંઠીને બહુ દિન થઇ ગયા હતા. અમારી નાસીપાશીનો શું પાર! કેટલાક બિગારીઓ પડાવનું છાપડું ઉખેડી કાઢી સઘળી ભોંય ઉપર છાણનો લેપ કરતા હતા અને જ્યાં ચાલ્યે ત્યાં ભીનું અને સડકણું હતું. અમારો માણસબી આવી પોહોંચ્યો ન હતો. ન ત્યાં રહેવાય કે ન આગળ જવાય એવો મામલો હતો. ફકત અમારે માટે તદ્દુ સિવાય બીજું કાંઈ મળે નહીં.

સવારના ભૂખ્યા તરસ્યા ત્રણ વાગ્યા સુધી ખાનસામાની રાહ જોતા બેઠા. ખાધા અથવા પીધા વગર ચક્કર આવતા હતા. વળી બીજો પડાવ કરવાનો એટલે હું તો ભારે ચિંતામાં હતો. ત્રણ વાગે ખાનસામા ખચ્ચરો સાથે આવી લાગ્યો. તેણે

વધામણી આપી કે એક ખચ્ચરને ઉંટનો આંચકો લાગ્યાથી તે તુટી પડયું હતું અને તેના ઉપરનો સઘળો અસબાબ ચુંથાચુંથ થઇ ગયો હતો. તે ફર્યાદ કરવા લાગ્યો કે એક ખચ્ચર ઉપર લાધેલા બાકસનો જરબ વાગવાથી તે પોતે પણ પડી ગયો હતો અને તેને ગુંટણમાં વાગ્યું હતું.

આવા મામલા વચ્ચે રાંધવું અથવા પકાવવું તો બનેજ ક્યાંથી? વળી સાથે કુચ કરવાની ઉતાવળ એટલે એક કિલ્ટો ઉઘાડી જે હાથમાં આવ્યું તે સુકુંપાકું ખાઈ લીધું. આ વાર બારામુલાથી લીધેલો વિલાયતી માખણનો ડબ્બો સુના જેવો કામ લાગ્યો. જેલીના નાના દાબડાના છ આનાને બદલે રૂપ્યો દોઢ આપ્યો હતો ખરો, પણ તેણે આજે રૂપ્યા દોહોડસોની ગરજ સારી. ખચ્ચરના પડી જવાથી સઘળું ભેલમભેલા થઈ ગયું હતું. જેલીમાં જીરૂં અને માખણમાં મીઠું એ પ્રમાણે ડોહોચાંણ વળી ગયું હતું. પાંઉ ચાર દહાડાનું સુકું હોવા છતાં ભુખ્યાંને મનથી તર નવાળો હતો.

અમોએ સાડાત્રણ વાગ્તે તટ્ટુ મંગાવ્યાં પણ મારાથી ઉપર ચહડાયું નહીં. કોઈબી રીતની ડોળી બનાવી માંહે જવાની ઘણીએ યુક્તિઓ રચી પણ શોધ્યું માણસ મળે નહીં અને આવા રસ્તા ઉપર તો એક ડોળી સાથે ઓછાંમાં ઓછાં બાર માણસ જોઇયે. બહુજ નિરાસ થઈ મેં તટ્ટુ ઉપરજ આ પડાવ કરવાનો નિશ્ચય કર્યો. બે ચાર જણ મળી મને જમીન ઉપરથી ઉપાડી તટ્ટુ ઉપર બેસાડયો. એક હાથ સખ્ત દર્દને લીધે છાતી સાથે બાંધી રાખ્યો હતો અને બીજે હાથે જીન પકડી ઉતરાઇમાં સરી ન જાંઉ એવી રીતે બેસી રહેવું પડયું હતું.

અમારી સાથવાળો બાલગીર તટ્ટુને મોંહોડાં આગળથી પકડી ચલાવતો હતો. આ પ્રમાણે ધીમેધીમે અમોએ રસ્તો કાપવા માંડયો. બીજી તો કાંઈ અડચણ નડી નહીં પણ જ્યારે તટ્ટુ ઠોકડ ખાતું ત્યારે સ્વારનાં અંગમાં તરેહવાર રચના થતી હતી.

આમ ધીકેધાપે બાર મૈલ કાપ્યા પછી ફરી મુકામે આવી પોહોંચ્યા. અહીંના ચોકીદારને મારા અકસ્માતની ખબર પડી કે તુરત આવ્યો અને અરજ કરી કે અગર રજા હોય તો જે સખ્ત દર્દ થતું હતું તે મટાડવાને એક લેપ બનાવી લાવે. મેં હા પાડવાથી કલાકેકમાં તે હળદી, નીમક, ઘી, વગેરે વસાંણાનો કાંઇ લપેટો બનાવી લાવ્યો અને મારાં વસ્ત્ર કાઢી નાંખી જ્યાં જ્યાં સોજો ચહડયો હતો ત્યાં ખૂબ મસળીને મને આખ્ખાં અંગે પીળો કરી દીધો. ઠંડી કકડતી પડતી હતી તેથી લાકડાં મંગાવીને મોટો ભડકો કરી તથા પેટમાં સારીપેઠે ભડકો ચઢાવી હું સુતો પણ આ આખ્ખા દિવસનાં સંકટનો સઘળો સાર હવે શરૂ થવા લાગ્યો. મને સુમારે દસ વાગ્તે રાત્રે તાવ ચઢયો અને લખલખાં ભરાઈ આંગ ધ્રુજવા લાગ્યું. મેં આખ્ખી રાત તખલ તખલ કરી. ઘરથી બારસો મૈલ દૂર અને તેબી વળી વચ્ચે ખાહીઓ, નદીઓ, અને બરફના પાહાડોના અટકાવ સાથે. એવી જગ્યામાં ફકત એક મિત્ર સિવાય બીજું કોઇ મદદગાર ન મળે. તેવા સમયમાં આ પ્રમાણે પછડાઈ પડવું તેનો ખ્યાલ સાધારણ વાચનારને ન આવે એ સ્વભાવિક છે. આ વેળાએ મારા નીમકહલાલ મિત્રે પોતાનાં સુખનો વીચાર ન કરતાં મારાં સુખ માટે જે

## કાહારો.

આ બીહામણા પુરૂષો આપણને ઉપાડી ઘડીમાં પાહાડની કઢણે લઇ જાયછે. એઓમાં કોઇ કોઇ થીબેટની ઓલાદના હોય એવું જણાયછે. જમણી ગમ જે ઉભો છે તેના આગળ ચાંડાંનો કીલ્તો પડયોછે અને ડાવા હાથવાળાના હાથમાં વીટાળેલી દાંડીછે. આ લોક ભયંકર ખડકો ઉપર જબરદસ્ત લોહોડાંના વજણ ઉપાડી જાય છે તે ખરેખર હેરત કરવા જોગ છે. એ ાના પગ બહુ ઠરેલ છે. પણ સંકટની વેળાએ એઓ ઉપર ઝાઝો વિશ્વાસ રખાય નહીં.

કાળજી બતાવી હતી તે હું જલદી ભુલી જઈશ નહીં. તે ન હોત તો મારી કેવી વલે થાત તે હું પોતે કહી શકતો નથી; તેની આ યોગ્ય સેવા માટે આ ટાંકણે હું તેનો અંતઃકરણથી પાડ માનું છું.

મારા મિત્ર પાસે ખીસામાં થોડુંક 'કુઈનીન' હતું તે લઈ હું સવારમાં ઉઠયો અને મારો ઠેડાવ જાહેર કર્યો કે આજની આજ મૂસાફરી ચાલુ કરવી. મારા મિત્રે મને ઘણો વાર્યો પણ મારો જીવ ઉચાટ પડી ગયો હતો એટલે એક દિવસથી વધુ કાઢવાની મેં સાફ ના પાડી. સારાં નશીબે ત્યાં દાંડી ઉચકનારા પાહાડીઓ મળી આવ્યા. અમોએ એક દાંડી તૈયાર કરાવી, આ દાંડીનું સહેજ વર્ણન હું આગળ આપી ગયો છું. સમજો કે એક બાંગુનો સોટો, તેને બે નાંકે બળદની જુસરીની પેઠે બીજા સોટા અને વચમાં બચ્ચાંને પોઢાડવાની જોળી બાંધે છે તેવી રીતે સેતરંજી જુલતી બાંધેલી. અમારી સાથે મને ઉપાડવા બાર માણુસ હતાં; દર માણુસ દીઠ આઠ આના આપવાના અને બાર મૈલ જવાનું. ચાર માણુસ ઉપાડે, ચાર ચહડાઇમાં હડસેલી આપે અથવા ઉતરાઇમાં તાંણી ધરે કે પગ લપશી ન જાય અને બાકીનાં ચાર ખાહીની કોરેકોર ચાલે કે આચકા સમેત સઘળા હેઠે ન જાય. દર પચ્ચિસ અને ત્રિસ દગલે તેઓ ખાંધ બદલતા હતા અને આ શેહેતાન ચહડાઇથી કાયર થઈ ધ્રુજતા હતા. જે નોકરી તેઓએ આઠ આનામાં બજાવી તે અત્રેના ભોઇઆઓ આઠ રૂપ્યે તો શું પણ હેંસી રૂપ્યેબી ન બજાવી શકે. વળી નવાઈ જેવું એ કે એ સઘળા લોકો જમીનદારો હતા અને મ્હારાજાના હોકમથી આ નોકરી બજાવતા હતા.

ઉરીથી નિકળ્યા ત્યારે ઠંડી એવી જાલમ પડતી હતી કે અમારા દાંત કકડતા હતા. આ દાંડીમાં ગુપચુપ લાકડાં જેવા થઇ પડી રહેવું જોઈયે કેમકે દાંડીવાળાઓ—જેમને ત્યાં 'કાહાર' કરી કહે છે—તેમનાં ચોક્કસ પગલાં ઉપર તમારા જીવનો સઘળો આધાર છે. વળી દાંડીમાંજ પડેલા હોઇયે એવાંમાં સામેથી એકાદ ઉંટ આવી ભું-ઉં-ઉં કરી તમે કોણ છો તે જોવા માટે દાંડીમાં ડોકું ઘાલે તેનીબી આપદા! આ પ્રમાણે મૂસાફરી કાપતા અમો હટી મુકામે આવી પોહોંચ્યા.

વચ્ચે બે ચાર ઠેકાણે જંગલ સળગી ગયલાં અમારા જોવામાં આવ્યાં, આ જંગલો સળગે છે ત્યારે કાંઈ ચારો કે અટકાવ રહેતો નથી, કેમકે દીયોદાર અને પાઇનનાં ઝાડો લીલાં છતે તેમાં એવો એક જાતનો રસ રહે છે કે આગ લાગતાં લુસીફર કાંડીની પેઠે સળગી ઉઠે છે. એ જ્યારે સળગે છે ત્યારે બળતું મૈલના મૈલ સુધી દોડયું જાય છે અને પછી પોતાની મેળેજ નરમ પડે છે. માર્ગમાં બે ત્રણ અર્ધાં ખવાઈ ગયલાં ઉંટો અને એક અર્ધો ખવાઈ ગયલો બળદ મળ્યો હતો. તેમનાં અંગમાંથી નિકળતી ભયંકાર ગંધ છેક અર્ધા મૈલ આઘેથી અમને જણાઈ હતી.

મારા 'કાહારો' પોતાનું કામ ખલાસ કરી જ્યારે મારી પાસે બક્ષિસ માગવા આવ્યા ત્યારે મેં જોયું કે એક કાહારના કાન ઉપરથી સરખા કાપી નાખેલા હતા. આ પ્રમાણે શા માટે હશે તે વિષે પુછપરછ કરતાં જણાયું કે આ કાનફટાકીયાની માને પેટે ઘણાં છોકરાં થયાં હતાં પણ તે સઘળાં મરણ પામ્યાં. આ ઉપરથી એની માએ માનતા કરી કે "હવે પછીનું છોકરૂં થાય અને

જો તે જીવીને બે વરસનું થવા પામે તો એની મા પોતે તે બાળકના બેઉ કાનનાં ટિચકાં પોતાના દાંતે ઉપરથી તોડીને ખાઈ જાય !” ઉપલી માનતા કીધા પછી આ ચાનગ્રહણ પેદા થયા એટલે તેની મા તેના કાન કરડી ખાઈ ગઈ! જેઓનાં બાળક જીવતાં ન હોય તેઓને આ સહેલો અને સ્વાદિષ્ટ અખતરો અજમાવી જોવાની હું વિનંતી કરૂં છું.

આ કાન કરડવાની રળિયામણી વાતમાં હું મારા નિમકહલાલ દાંડીવાળાઓને ભૂલી જાઉં છું. તેઓની હિમ્મત અને ધિરજને ધન્ય છે. છથી આઠ આનાને માટે તેઓ જે જીવ પટકે છે તે જોઈ મગજે તમ્મર આવે છે. ખો કે ટેકરી, કાંટા કે પાણી, એ કશાંનો તેઓને વિચાર નથી. એકવાર બોજો ઉપાડયો કે બસ ચાલવાની વાત; તેઓ અઢાર મૈલના ટપ્પામાં કાંઈ બે-ચાર વાર તૂટી પડતા હશે, કાંઈ બે-ચાર વાર અણિયાળા બાકસો લાધેલાં ઉંટના ધક્કા લાગ્યાથી લોહી ધડ-ધડાત નિકળી પડતું હશે, પણ મેલાં કપડાંથી લોહી નુછી નાખ્યું કે ‘ચાલ ભાઇ ચાલ.’

એ લોક પાહાડી હોવાથી એમના પગ એમનાં સ્વદેશી તટુઓની પેઠે બહુજ ઠરેલ હોય છે તે છતાં તેઓ ઘણું કરી પગમાં ઘાસની બનાવેલી ચપલી પહેરે છે, જેથી ઘણી આકળી ઉતરાઇમાં પગ લપસી જતા નથી. આ ઘાસની ચપલીઓ તેઓ પોતાને હાથે બનાવે છે તેથી તેના પૈસા આપવા પડતા નથી એટલે કોઈબી કાહારને જુઓ તો તેના પગમાં એક જોડી પહેરેલી અને કમ્મરે બીજી જોડી ‘સ્પેર’ લટકાવેલી.

હટી મુકામે જ્યારે અમે પોહોંચ્યા ત્યારે અમોએ જોઇ લીધું કે ખાનસામાને સાથે લાવવો એ સરફ હેમકાઈ છે. ત્રણ દહાડાની મૂસાફરીમાં તે એકવારબી વખતસર આવી પોહોંચ્યો નહીં અને એની સુજમાં ફોકટ ભૂખે મુઆ. આ પછી અમોએ ઠરાવ્યું કે આ પરોણાને ત્યાંથીજ રૂખસદ આપવી, કેમજે અમોને માલમ હતું જે હવે પછીના પડાવોમાં સરકારી ખાનસામા છે અને તેઓ ખોરાકી પૂરી પાડી શકે છે. આ પ્રમાણે ધિકેપાપે અકૂળાતા ઝીખાતા ગરી આવી પોહોંચ્યા. વાંચનારને યાદ હશે કે આ મુકામ ફ્રિનીકસ ફેરીઈંગ કંપનીનું મધ્ય મથક છે. આ વાર મારી પાંસલીએ ભારે જોર પકડયું હતું અને મારા મિત્રની મદદ વના મારાથી બીછાણું ઉપરથી ઉઠાતું વટીક ન હતું.

પંદર દહાડાની વાત પર જ્યારે અમે અંહીથી પસાર થઈ ગયા હતા તેમાં અને હમણાંમાં અમોએ મોટો ફેરફાર થઈ ગયલો જોયો. મ્હારાજાના હુકમથી બંગલો ખૂબ ટાપટીપ કરી ભપકાબંધ બનાવી દીધો હતો અને ઉંચું ઇંગ્રેજી ધપનું ફરનિચર સઘળા ઓરડાઓમાં લાવી મુકયું હતું. સારે નસીબે ફ્રિનીકસ કંપનીનો માલેક ડાકટર હોગન પણ ત્યાં આવી લાગ્યો હતો. તેને મારા અકસ્માત થવાની ખબર મળી કે તુરત મારા ઓરડામાં આવ્યો અને મને તપાસી જોઈ સલાહ આપી કે મારે જલદીથી મુંબઈ ભણી જવું. વધુ વધાઇની ખબર એવી મળી જે કેટલીએક રાત્રી થઇ એક વાઘ પડાવ બંગલાની છેક અડોઅડ આવતો હતો અને તેણે એકાદ બે જાનવરનો પ્રાણ પણ કાઢયો હતો. આ ખબર સાંભળી અમે તો બે રીતે ખુશ થયા, એક તો એ જે આ બંગલાનાં બારી બારણાં સાબુત હતાં અને બીજું તો આવી

વિચીત્ર મૂસાફરીમાં એકાદ વાઘ વના અધુરૂં રહી જાત તે પૂરૂં થયું.

સવાર પડી અને કકડતી ઠંડી વચ્ચે બરી બામદાદે સાડા ૭ વાગ્તે હોગન સાહેબની ટાંગામાં અમોએ ગરી છોડયું અને 'ફુલ ગેલપ' કલાકના આઠથી નવ મૈલની ઝડપે કોહાલા ભણી જવા માંડયું. સારી તબીયત હોત તો તદ્દ અને દાંડીની હેરાગારી પછી આ મારતી ગાડીએ થતી મૂસાફરી મને બહુજ ભાવત, પણ કમનસીબે છાતીમાં એટલો તો સખ્ત આચકો લાગતો હતો કે ત્રિસ મૈલના મોટા ભાગમાં મને ગાડીમાં અળગું ઉભું રહેવું પડયું હતું.

ગરી અને કોહાલા વચ્ચે મ્હારાજાએ એક 'સ્વિસ કૉટેજ'ની ધપનો બહુજ ફક્કડ બંગલો દુમેલ નામની જગ્યાએ બનાવ્યો છે. માર્બલની ટેબલો, નાહવાનાં ટબ, કુરતનીવાળા કોચ, ઈઝીચેરો, લાઈબ્રેરી, નોકરો, વગેરેથી આ નાનો પણ શોભાયમાન બંગલો ઠલઠલી રહ્યો છે. અંહી ફકત જોવાને માટે અમે ગયા અને ત્યાં એક યુરેઝીયન પુરૂષને બાવાઆદમને વખતનું વર્તમાનપત્ર વાંચતો જોયો. આ પુરૂષ છેક ગરી વેરથી ત્રિસ મૈલ પગે ચાલીને આવ્યો હતો. રખેવાલોથી પૂછપરછ કરતાં જણાયું કે આ ચાન કાશમીરથી બે કાશમીરી સ્ત્રીઓને પોતાની સાથે લાવ્યા હતા અને પોતાને મનથી બહુજ ભાગ્યવંત સમજતા હતા; પણ ગરી પડાવથી આ બે કામિનીઓ તેમને રાતના ઉંઘમાં અથવા છાંટાપાણીની બાહારમાં નાખી સઘળા પૈસા કાઢી લઈ ગેપ થઈ ગઈ હતી. આ બચારા પાસે કાંઈજ ન હોવાથી છેક પીંડી સુધી પોતાનો રસ્તો પગે કાપવાનો ઠરાવ કરી નિકળ્યો હતો.

આ દુમેલના બંગલાનું છાપરું કાંઇ ઓર તરાહનું દીસતું હતું; તેનાં નળિયાં લાલ, લીળાં, પીળાં વગેરે તરેહવાર રંગના હોવાથી નવાઈ જેવો દેખાવ લાગતો હતો.

કોહાલા પોહોંચ્યા એટલે મારી મૂશ્કેલીઓ વળી પાછી શરૂ થઇ. દાંડી મળે નહીં અને તટ્ટુ ઉપર બેસાય નહીં એટલે પાછો અબજાર પડયો. બહુજ મહેનતે બાબાલોકને બેસાડી લઈ જવાની એક ઝુલતી દાંડી કચરામાંથી ખેંચી કાઢી અને તેટલીજ મૂશ્કેલીથી દાંડીવાળા ઉભા કર્યા. કોહાલા ઈંગ્રેજી હદ, એટલે કાહારોના મીજાજથી વધારે. છપાવેલા ભાવે કોઇ આવે નહીં એટલે મેં ગીરોથી બેવડું દામ આપવા કહી જેમ તેમ આઠ જણને ઉભા કર્યા. એક તો રમજાન મહીનો હોવાથી તેઓ રોઝા પાલે એટલે આખ્ખા દહાડાનું ખાધેલું અથવા પાણી પીધેલું નહીં તેથી આવા રસ્તા ઉપર પગ તે કેમ ઉપાડે! જેમ તેમ અર્ધોક મૈલ ગયા હોઇશું કે મારી ઝુલતી જોરીનો સોટો કડાક દેતો કે ભાગી ગયો. હવે કરવું કેમ? નાપાક શેહેતાન ઉપર હઝારો હઝાર લ્યાનત નાખી આપણે ઉઠયા અને જંગલમાંથી એક ઝાડની જાડી ડાંખળી સોધી કાઢી, તેને દોરડાંથી જેમ તેમ બાંધીરૂંધી, યા અલ્લાહ, યા અલ્લાહ કરતા કરતા, ધીમેધીમે ચાલવા માંડયું. આ નાના ટપ્પામાં જેટલો હું કંટાળ્યો હતો તેવો કોઇવાર મારી કોઇબી મૂસાફરીમાં થાકયો ન હોઇશ. તરસ્યા કાહારો અકેકું પગલું ચાલે અને પ્યાસને મારે કાંપે તથા મોટે સાદે ફર્યાદ કરે. જેવો સૂરજ અસ્ત પામ્યો કે મને ભોંય ઉપર મુકી દઇ વગર રજાએ નાળાં આગળ દોડી જઇને ધચધચ પેટ ફાટી જાય

તેમ તેઓ પાણી પીવા લાગ્યા. એક જણ તો પ્યાસથી એટલો મુંઝાઈ ગયો હતો કે પાણી પીવાય નહીં એટલે પોતાનાં સઘળાં કપડાં સુધાં નાળાંમાં ભચકોડાઈ આવ્યો કે પ્યાસ ઓછી લાગે. થાકથી અને પ્યાસથી તેઓ એટલા સુકાઇ ગયા હતા કે એકવાર દમ બાંધીને પીધા પછી વળી પા કલાકમાં બીજું નાળું આવે કે વળી પીયે, પણ તેમના જીવને ધિરજ આવે નહીં. આ પ્રમાણે છેક રાત પડી ગઈ ત્યારે મારકુટ કરતા તથા કાહારોને ન છાજતા શબ્દો ઓચરતા અમે દિવલ મુકાંમે આવી પોહોંચ્યા.

આ ઠેકાંણે ખુરમાંની ફુટ તેના પુર બાહારમાં અમોએ આ પહેલી વાર જોઇ. હું ધારૂં છું કે આપણી તરફ સુકાં જર્દઆળુ આવે છે તે તાજી સ્થિતીમાં આ હશે. ઘાટ તમામ પીચના જેવો, રંગે પીળાં અને ચલકતાં, કદે અંજીર જેવડાં, સ્વાદે પાકી કેરીને મળતાં, પણ બહુજ ખાવા લાયક; ટોપલી ભરી સામે આણી મુકયાં તો જાણે ખાયાજ કર્યે.

દિવલથી હવે માત્ર એકજ ટપ્પો મરી હીલ સુધીનો રહ્યો. ઉપલી ભાગેલી દાંડીમાં મારૂં શરીર વધારે વાર સોંપવાને મેં હવે સાફ ના પાડી. મને ગમે તે અડચણ પડે તોયે અમે તટ્ટુ ઉપરજ જવાનું ઠરાવ્યું અને રવિવાર તા૦ ૨૯મીની સવારે સાડા છ વાગ્તે દિવલ છોડયું. અલબતે આ લગાર નાદાની થઈ હતી ખરી; કેમકે તટ્ટુની ઠોકરોના આચકાથી મારૂં દર્દ વધવા લાગ્યું; તે પછી એટલાં સુધી કે ચારેક મૈલ બાકી રહ્યા હશે કે અમો ઉતરી પડયા અને પાંઉપ્યાદા ચાલવાનો ઠરાવ કર્યો. તડકો

એટલો તો સખ્ત નિકળ્યો હતો કે અમારો જીવ પાણી વગર સુકાવા લાગ્યો. આ ઠેકાણે કાશમીરી ખુરમાંની બહુજ ગરજ પડી, હોઠ સુકાય એટલે તે કરડતા જઇયે અને ચાલતા જઇયે. એ પ્રમાણે સેવટનો ટપ્પો ખલાસ કરી અમે મરી હીલ મુકામે આવી પોહોંચ્યા.

તુરત ડાકટરને બોલાવ્યો, જેણે મત આપ્યું કે અંહી કાંઇ બને એવું નથી માટે મુંબઇ જવું. વિલાયતી લેપ, પાટો, વગેરે કરી બાજે દીને મુંબઇ ભણી નિકળવાનો ઠરાવ કરી ફ્રિનીક્સ ઑફીસમાં ગયા તો મારી ભાગેલી દાંડી ત્યાં પડેલી! એ ખડખડ પાંચમ અંહી ક્યાંથી આવ્યું હશે? જણાયું કે ડાકટર હોગન અમારી પછી તેજ રાતના ગરીથી નિકળ્યો હતો અને કોહાલાથી થોડેક દૂર તેણે એક માણસને કાંપતો સાંભળ્યો. જઇ જુએ છે તો તેનું ગળું પાહાડી બદમાશોએ કાપી નાખેલું હતું પણ તે જીવતો હતો. ડાકટરે તુરત મલમ પટો કરી મારી છોડી દીધેલી દાંડીમાંજ તેને નાખી પોતાની સાથે મરી હીલ લાવ્યો હતો અને ત્યાંની ઇસ્પીતાલમાં નાંખ્યો હતો, જ્યાં તેની જીવવાની આશા ન હતી. આ કમનસીબ પુરૂષે જણાવ્યું કે બે સાહેબ લોક ગયા પછી તે કોહાલાથી નિકળ્યો એટલે માર્ગમાં તેને ચોરીઆઓએ ધર્યો અને તેની પાઘડીમાં બાંધેલા પાંચ રૂપ્યાની લાલચે તેનું ગળું કાપવાની યુક્તિ કરી હતી. તેઓ પોતાનું આ કરપિણ કામ પુરૂં કરે તેની અગાઉ પાછળથી તટ્ટુનાં પગલાં સંભળાયાથી પોતાનું કામ અધુરૂં મુકી નાસી ગયા હતા.

અમારા મેહેરબાન મિત્ર શેઠ કુવરજી ખરશેદજી મેહેતાની તથા તેમની લાયકીવાળી બાનુની મેહેરબાનગીનો ઉપકાર માની

અમોએ મરીથી રૂખશદ લીધી. 'મીયાં કાંહાંશે આયા?' એવો સેવકનો અવતાર હતો, કેમનજે એક તો કાશમીરની યાદ અને બીજું તો બીલ્લસ જેટલી બેઠક ઉપર ભાગેલી પાંસરી સાથ ચાર રાત સુવાનું. થોડાંમાં બોરૂં—મુંબઇ આવ્યા બાદ ત્રણ વાર લેપ અને દોઢ માસની વેઠ! મન જાણશે કે કાશમીર જોઇ આવ્યા! સાહેબ મહેરબાન.



# SRINAGAR.

[The following stanzas embody their writer's personal impressions of this celebrated hill-town during his trip there in May last, the same being supplemented to a material extent by the perusal of the recent works of Sir Richard Temple and Mr. Henry Boys, B.C.S., on Kashmir.]

I.

" VENICE of the Himalayas " ! Thy Grand Canal
The Jhelam forms. Thy Adriatic Sea,
The trio of fresh lakelets,—Manasbal,
For loves of Emperors famed, and festive glee:
The still more picturesque, lotus-starrèd Dal,
Studded with garden-islands, floating free:
And storm-swept Wullar, where thy gondoliers,
A family of " half-a-hundred crew,"
Paddle their punts along in nerveless fears
Lest subterraneous from the lake ensue
The spirit of an Earthquake. Venice grew
Lagoon-born from the sea. But Earthquakes shake
And split thy hill-sides here, whence in chasms new
Flow pent-up lakes, their sea-ward course to take.

II.

Yet thou art less than Venice. Thy St. Mark
Is the Maharaja's palace, daubed with paint,
And looking like a stranded Noah's Ark.
More primitive are thy streets; thy structures, quaint,
Half-pine, half-mud, low-gabled, damp and dark.
Thy bridges too recall not, (e'er so faint),
Renowned Rialto or the Bridge-of-Sighs;
Thou hast no wingèd Lion. Thy Shálimár
Can never to the "stones of Venice" rise
In marbled beauty. Though its ruins are
Mogal magnificence in stonèd guise,
In me no thoughts ecstatic they inspire
Akin to Venice, treasures. Peerless far
Are her art-works, nought leaving to desire.

III.

But let me look around. The "dogeless town"
Lacks thy environment. Thou stand'st alone
Midst grand surroundings, splendours all thine own.
Thy crown of snow-gilt cones; thine glaciered throne,
High-built on hills that peak by peak look down
Upon thy meadowed Vale with beauty sown;

Thy glassy lakes for miles meandering slow ;
  Thy chenàr-shades ; thy poplared avenues ;
Thy gorgeous skies which such a radiance throw
  Upon a landscape which for Alpine views
The Alps excels ; thy sunset's golden glow,
  Are glories unapproached. Few scenes can vie
In panoramic grandeur with such show
  As is now printed on my memory.

May, 1887. F. R. V.

# વર્તમાન પત્રોનાં મત.

સેવકનાં પુસ્તકો વીષે જે મત વર્તમાન પત્રોએ આપ્યાં છે તે મારાથી બની શક્યાં એટલાં સાચવી રાખ્યાં હતાં અને તે જળવાઇ રેહે એવી રીતે બાહાર પાડવાને કુદરતી લાલચ થઇ છે જે માટે ક્ષમા માગુછું. નૂરે એલમનાં પેહલા નવ વાલમ મારા હાથનાંજ લખેલાં છે અને તે કુટુંબોમાં પુસ્તક આકારે જળવાઈ રહેલાં જોઇ મને આ પ્રમાણે કરવાનું સુજ્યું છે.

## કૌતક સંગ્રહ.

### જામે જમશેદ.

ઉપલાં નામનું એક પુસતક અમને તેના બનાવનાર મી૦ જાંહાંગીર બેહેરામજી મરઝબાન તરફથી મળ્યુંછે અને તેનો "રીવયુ" લેતાં અમને એક જાતનો કુદરતી સંતોષ, ખુશાલી અને ઉલટ પેદા થાયછે. મી૦ જાંહાંગીર મરઝબાને પ્રજા સાથે એક રસીલા અને છટાદાર ગુજરાતી ઉંચી પંકતીના લખનાર તરીકે આ કાંઇ પેહેલીજ ઓળખ આપી નથી. "નુરે એલમ" ચોપાનયાની ચઢતીનો વખત તેમના અધીપતીપણાંમાં હતો તથા તેનું કસવાદપણું તેમના છોડી ગયા પછી થયુંછે. એક બનાવનું રસીલું વાંચવા લાયક

બ્યાન આપવાની શકતી બહુ થોડામાંજ હોયછે અને મી૦ મરઝબાન તે કેટલે મોટે દરજજે ધરાવેછે તે આપણે કલકતા પ્રદર્શનું જે અતી રસીલું બ્યાન મી૦ જાંહાંગીરની કલમથી લખાયલું રાસ્ત ગોફતારમાં થોડુંકની વાત ઉપર વાંચ્યું હતું તેમાં જોયું હતું. તે લખાંણ કેટલીબધી ઉલટ અને હોંશથી વંચાયું હતું તે અમને હજી યાદ છે અને એકદમ તે અધુરૂં બંધ થઇ જવાથી ગુજરાતી વાંચનારાઓમાં જે નીરાશી તથા અજાયબી ફેલાઇ હતી તેબી અમને ખબર છે. . . . . .

ઇંગ્રેજીમાંથી કીધેલા વગર કસના તરજુમાઓ, તથા બીજી એવીજ કંટાળા ભરેલી અને નીંદાખોરી વારતાઓ તથા નાટકો કરતાં આ લખાણ બીલકુલ જુદીજ ઢપનું છે, અને એવા મલાહજાથી અને નીતીથી ભરેલાં પણ રમુજી પુસ્તકોની ખરેજ ગુજરાતી વાંચનારાઓમાં અતી મોટી ખુટ છે. અમારા વાંચવામાં કેટલાંક રમુજી પુસતકો આવયાંછે, પણ તેઓ આ "કઉતક સંગરહ"થી બીલકુલ જુદીજ ઢપનાં અને તેઓ માંહેલાં ઘણાંક રમુજ સાથે લગાર બેમહલાજે ભરેલાં છે. વલી તેઓમાંથી માતર થોડી રમુજ મલેછે, પણ હંમેશાં રમુજ સાથે ગ્નાન અને અક્કલનો થોડોક ભાગ ભેલાયલો હોવો જોઇયે, કે જેથી વાંચનારને રમુજ સાથે અક્કલ પણ મલતી રહે, અને તેવી ઢપનું આ પુસ્તક પેહેલ વેહેલુંજ અમારે હાથ આવયુંછે. કુટુંબમાં શું નાનાં કે મોટાં, મરદ કે સ્ત્રી દરેકને આ પુસતક વાંચવા લાયક છે, એમાં તો કશો પણ શક નથી. ચાકરી ધંધેથી આવવા પછી ભારી વાંચન ઉલટી એક જાતની થાક છે. પણ રમુજી ઢપનું

લખાણ થાકેલાં મગજનો એક ઉતાર છે, અને તે વાંચવાથી ઉદાસ થાકેલા, અને ઉસકેરાયલા જીવને બે ઘડી રાહાત અને આરામ થાયછે.

આ કઉતક સંગરહ રમુજી ટોચકાઓ, હાજર જવાબી, કથાઓ, કેહેવતો, દાતયાદીનો એક અછો સંગ્રહ છે, ઈંગ્રેજી અને બીજી સુધરેલી ભાશાઓમાં એવા (wit and humour) નાં સંખ્યાબંધ પુસતકો છે, અને હજી નીકળતાં જાયછે અને તે ભાષા જાણનારી બોહોળી પ્રજાથી તેવા લખનારાઓની કદર સારી રીતે બુઝાયછે, પણ એવાં ઇંગ્રેજી લખાણોને ગુજરાતીમાં ઉતારવાં એ એક જાતે રમુજી, અક્કલવાળા અને શીખેલા પુરૂસનું કામ છે. એ એક અતી ડીકટ કામ છે, એ હમો સારી રીતે સમજયે છઇયે, અને તેટલાજ માટે તેનાં બનાવનાર મી૦ જાંહાંગીર મરઝબાનને તેવણે મેળવેલી ફતેહને માટે મુબારકબાદી આપયે છીયે. આ ચોપડીના બનાવનારની પાછી ઓળખ હમારા વાંચનારાઓને આપવાની કશી અગત્ય નથી, કારણકે તે દેશીઓમાં સારી રીતે જાણીતો એક ચંચલ જવાનછે. તોયે જેઓ એવણને ન ઓળખતા હોય તેઓને એટલું તો જણાવવાની જરૂરછે કે મી૦ મરઝબાન આપણો એક સુલેહનો અમલદાર, કાલેજનો એક આગળો વીદ્યયારથી અને હાલમાં "મુંબઇ ગેઝેટ" છાપાખાનાનો મેનેજરછે. શીખેલા અને પ્રમાણીક દેશીઓનાં હાથમાં ઇંગ્રેજી ખાતાંઓ કેવી સારી રીતે ચાલેછે તેનો સઉથી સરસ દાખલો મી૦ મરઝબાનછે અને એવો પોતાનો મેહેનત ભરયો ઓધો ચલાવવા

છતાં એવું એક પુસતક બાહાર પાડવાની હામ ભીડી એ કાંઇજ નહી પણ એક ઉલટવાળા અને ઉદયોગી ખવાસની નીશાનીછે, અને હમો બીજા કેટલાક જુવાનયાઓને મી૦ મરઝબાનનો દાખલો લઇ એવીજ ઉલટ પકડવાની ભલામણ કરીયે છીએ.

આ લખનારે પોતાની ભાષા બીજાઓની માફક તાણી તોડીને શુધ લખવાની કોશીશ કીધી નથી, એ ઘણું ઠીક કરયુંછે. હમારી ખાત્રીછે કે મી૦ મરઝબાન સારી ગુજરાતી ભાષા લખવાને બીલકુલ શકતીવાનછે, તોયે આ પુસતકની ભાષા તેમાં આવેલી જાતનાં સ્ત્રી પુરૂષનીજ વાપરીછે. જેમકે જયાં ગામડાયો બોલતો હોય તયાં ગામડેની ભાષા, બબરચી, ઘોડાવાળા, ઇતયાદી અભણેલોની પોતાનીજ ભાષા તથા ઉચ્ચારો આવવા જોઇએછે. અને તેમજ લખવામાં સાવચેતી રાખવામાં આવીછે અને કેટલાકો જેમ પોતાનું ભંડોળ દેખાડવા માટે શબ્દ કોશોમાંથી ગુજરાતીના ભારી ભારી બોલો ખોળી કાહડી તે ઠસાવી દઇ પોતાનાં લખાણને ચુંથી ચબડી નાખી કંટાળા ભરેલું કરેછે તેમ ન કરવામાં આ લખનારે ઘણી સારી સમજ વાપરીછે. મી૦ મરઝબાન કાંઇ આજ કાલનાં લખનાર નથી. નુરેએલમ નામનું માહવારી ચોપાનયું ઉભું કરનાર અને લગભગ દસ વરસો સુધી કાંઇ પણ પઇસાની લાલચ વીના સારી રીતે નીભાવનાર મી૦ મરઝબાનછે. આ ચોપાનયું આજ ત્રણ ચાર વરસો થયાં પોતાની કમફુરસદને લીધે તેવણને છોડી દેવાની ફરજ પડીછે, અને જયાં આગળ રમુજ સાથે જ્ઞાનનો ભંડોળ આપવામાં

આવતો હતો અને જેની આગળ દર માસની પેહેલી તારીખે દરેક કુટુંબમાં કાગડે ડોળે વાટ જોવામાં આવતી હતી, તયાં આજે . . . . . . . . . . . . . . . .

ખચીત ગુજરાતી વાંચનારી પ્રજા મી૦ મરઝબાનનાં આ પુસ્તકને માટે આભારી છે, અને અમો તે દરેક કુટુંબનાં રાખવાની મજબુત ભલામણ કરયે છઈયે. જો કે આ પુસ-તક આગળ છુટાં છુટાં લખાઇ ગયેલાં લખાણોનો એક સંગ્રહ છે, તોયે તે લખાણોને સુધારીને તથા ઠેકાંણે ઠેકાંણે વધારે રમુજી બનાવીને મુકયાં છે, અને વળી ઘણું લખાણ બીલકુલ નવુંજ નજર આવેછે. અલબતાં આ તમામ લખાણ મી૦ મરઝબાનનાં ભેજાંમાંથી ઉતપન થયું છે, એમ તો ધારવામા આવેજ નહી, કેમકે એટલું અસલ લખાણ કરવાને એક ફીલસુફનું ભેજું જોઇએ. અક્કલ સાથનું રમુજી લખાણ કરવાનું કામ કાંઇ સેહેલ નથી. આ કીતાબમાં ઘણાંક નાનાં મોટાં ચીત્રો આપવામાં આવ્યાં છે. રમુજી ચીત્રો પાડનારા ઇંગ્રેજીમાં ગમે એવા અને ગમે એટલા હશે, પણ દેશીઓમાં એવા ચીત્રો દોરનારાઓની અતી મોટી ખુટ છે. રમુજી ચીત્રો પાડવાનું કામ શીખવાથી આવડતું નથી, પણ તેને માટે સ્વભાવીક શોક અને આવડ (natural genius) હોવી જોઇએ છે, અને તેટલા માટે દેશીઓમાં એવાં ચીત્રો પડાવતાં ભારે ખરચ, અગવડ અને મેહેનત પડેછે, તે હમો સારી રીતે જાણયે છઇયે, તોએ જે ચીતરો આપયાંછે, તે આબેહુબ લાગુ પડતાં અને પુરતાં હોવાથી ગનીમત સમજયે છઇયે. આ પુસતકનું પ્રથમ ચીત્ર (frontis-piece),

અર્પણ પત્ર, અને દીબાચો આ સર્વે રમુજી ભાશામાંજ લખવામાં આવ્યુંછે, અને ચોપડીને છેડે કેટલીક લાગુ પડતી રમુજી કેહેવતોનો ઉતારો કરયામાં આવ્યોછે. અમોને મી૰ જાહાંગીરની ચોપડીનો દીબાચો એમનો એમ તથા તેમાંનાં કેટલાક ટુચકાઓ નમુના તરીકે અતરે ઉતારી લેવાની ભારી લાલચ થઇ, પણ જગાની કોતાઇને લીધે હાલ તુરત તો તે વિચાર પડતો નાખવો પડયોછે, પણ કદાચ જોગવાઇએ તે તક છોડીશું નહી.

૪૦૦ ઉપર સફાઓનું, ઉંચાં કાગજ ઉપર સારી છપાઇ સાથનું અને સુંદર વેલાતી પુઠાં સાથનું, આ દલદાર પુસ્તક તેમાં સમાવેલા ૩૦૦ ઉપર રમુજી ટુચકાઓ સાથે જોતાં રૂપયા ૨॥ ની કીંમતે પણ સસતુ છે, એમ કેહેવાને અમને કશો આંચકો લાગતો નથી. ફરીથી અમો મી૰ જાંહાંગીર મરઝબાનને મોબારકબાદી આપી તેવણુની ફતેહ ઇછીયે છીયે, અને હજી બીજાં એવાં પુસ્તકો એક પછી એક કાહાડયા જવાની ભલામણ કરયે છીયે, તથા તેવણુને ખાતરી આપયે છીયે કે, જાહેર ખબર ઉપરથી જોતાં જેવી રીતે આ પુસ- તકની કદર અતયારથીજ લોકોએ બુઝવા માંડીછે, તેમ હવે પછી પણ બુઝશે, એમ અમો માનયે છીયે.

ગુજરાતી શાળાઓ તથા કનયાશાળાઓમાં આવાં રસીલાં પુસ્તકો ઇનામમાં આપવાં જોઇયે. રેહેંડીયાળ અને નીતીને હલકી પાડનારી નાટકની ચોપડીઓ ખોટી ખુશામતને માટે નીરદોશ છોડીઓને ઇનામમાં આપયાથી તે બીચારીઓને ઉલટું નુકશાંન થાયછે. પણ મી૰ મરઝબાનનું પુસ્તક

કુમળી બાળકીઓનાં હાથમાં મેળયાથી તેના બાહેરના દેખા-વથી જેમ તેણીઓનાં હઇડાં હરખાયછે તેમ અંદરની રમુજ વાંચયાથી તેણીઓ તથા ઘરની બીજી બાઇઓને રમુજ મળ-વા ઉપરાંત વાંચણનો શોખ વધેછે. કેળવણી ખાતાનાં વડાની ખાશ પસંદગી માટે પણ એજ કારણથી અમો આ રસીલી ચોપડી રજુ કરીએ છીયે. આવી ચોપડીનો જલ-દીથી ઉઠાઃ થઇ બીજી આવરૂતી છપાવવાની સરૂ થશે તો અમો ગીરર્થત થઇશું નહીં.

---

## મુંબાઇ સમાચાર.

"ક[illegible]ક સંગરહ"ને નામે મી૦ જાંહાંગીર બેહરામજી મરઝબાન હમણાં જે એક સુંદર અને દલદાર પુસતક બાહેર પાડયું છે, તે ગુજરાતી પુસતકો મધે તેની જાતમાં લગભગ નવું છે. હમણા આપણી ભાષામાં સંખયાબંધ ચોપડી ચોપાનયાં નીકળતાં જાય છે. પણ તેમાં રમુજી વાતો અને ટુચકાઓ જવલેજ હોય છે, અને જે કોઇ કદાચ તેવાં નીકળતાં હોય તેમાં સંગીન અને નીરદોષ રમુજ ભાગયેજ જોવામાં આવેછે. પુસતકોના વધારા અને ભાષાની ખીલવણીમાં વીદયા હુનર તથા નાટક વારતા વગેરેના ગંભીર પુસતકો જોડે રમુજી ટુચકાઓનાં પુશતકોની પણ જરૂર છે. એવાં પુસતકો ઠાકેલાં મનને શાંતી અને કંટાળેલા જીવોને ઉલટ આપવાને કામે લાગે છે, અને અવકાસની વેળા નીરદોષ રીતે ગુજારવાને કુટુંબો તથા મંડળીઓમાં બહુ ઉપયોગી થઇ

પડે છે. ગુજરાતી ભાષામાં એવાં પુસતકોની ખુટ છે, જે "કઊતક સંગરહ" જેવી ચોપડીઓથી પુરાવી જોઇયે. તેમાં ચારસો સફા ભરીને સંખયાબંધ નાની રમુજી વાતો, હસવાના ટુચકાઓ તથા હાજર જવાબના નમુનાઓ વગેરે આપવામાં આવયા છે. એવી રમુજી વાતો માટે ભાષા પણ રમુજી સેહેલી અને જયાં જેવી લાગુ પડે તયાં તેવી જાતની હોવી જોઇયે, અને અમો જોઈને ખુશી છીયે, કે [illegible]ઊતક [illegible]ંગરહની ભાષા એજ પ્રકારની છે. વળી જગે જગ[illegible] નાનાં રમુજી ચીત્રો આપીને કઊતક સંગરહના [illegible] ધારે અસરકારક કરવામાં આવયા છે; અને ચ[illegible]તી એવી જાતની ચોપડીઓનાં સરખાં સ[illegible]પુર[illegible]ણ હાલની સ્થીતીમાં આપણી તરફથી જેવાં [illegible]ાશા રાખી શકાય તેવાં છે. અલબતે, કઊતક સંગ્રહ[illegible] તથળા ટુચકા જોઇયે એવા રમુજી નથી. કેટલાક આમાં નહો[illegible] દાખલ થાત તો ચાલી શકત એવા છે, પણ તેમના લુખાપણાંનો ખંગ બીજા ઘણાજ રમુજી અને ખરેખરા હાસય ઊતપન કરનારા ટુચકાઓથી વળી રહે છે. અતીશય રમુજ ઉપજાવ વાના હેતુથી કેટલેક ઠેકાણે કોઇ કોઇ શબ્દો લગાર વાંધા ભરેલા દાખલ થઇ ગયલા જણાયછે, જે જો નહી આવયા હોત તો રમુજમાં ઘટાડો થાત એમ લાગતું નથી; અને તેથી બીજી આવરતી વેળા તે ગાળી કહાડવાની ભલામણ કઊતક સંગરહના ચંચલ રચનારને અમો કરયે છીયે. બેશક એવા ટુચકા ઉભા કરવા અથવા ઉભા થઇ ચુકેલા એકઠા કરી તેને જુદીજ ભાષામાં લાગુ પાડવાનું કામ, બીકટ અને

કુદરતી રીતેજ રમુજી બનેલાં ભેજાંનું છે; અને તે કામમાં મી૦ જાંહાંગીર બેહરાંમજી મરઝબાન સારી રીતે પળોટાઇ ગયલા માલુમ પડેછે. તેઓ આપણી તરફ એક જાહેર લખનાર તરીકે લાંબા વખતના જાણીતા થયલા છે; અને તેમનાં લખાંણની વળણ પેહેલાંથીજ રમુજી હોવાથી, તેમને હાથે કઊતક સંગ્રહ સરખી ચોપડી જનમ પામેલી જોઇ, અમોને ખુશહાલી ઊપજે છે પણ અજાયબી ઉપજતી નથી. મી૦ જાંહાંગીરથી આ જાતની વધુ ચોપડી બાહેર પડતી જોવાની અમો આશા રાખચે છીયે; અને તેમની આ કોશેશને તેમનાં ભવીષ્યનાં તેવાં લખાણની ફતેહની એક જામીનગીરી સરીખી સમજ્યે છીયે."

---

## અખબારે સોદાગર.

"જીંદગીની રાહાતને માંટે ખુશમીજાજ અને ખુલા જીવની જરૂર છે." ઊપલો રચનાર આ શબ્દો વાપરીને મુગો બેઠો નથી. ખુશ મીજાજ કેમ બને અને જીવને ખુલાશ કેમ મળે તેનો મારગ ઊઘાડી આપવા કીજે કઊતક સંગરહ નામનું એક ગુજરાતી ભાશામાં પુશતક રચ્યુંછે. એ પુશતક હાથમાં લેતાંવાર કોઇબી વાંચનાર કહી શકશે કે ગુજરાતી વાંચનારી આલમ માંટે એવી કીશમનું આ એક પુરૂં અને પેહેલવેહલુંજ પુશતક પરગટ થયુંછે અને તેથી ઊપજતી ખુશાલીમાં એવડો વધારો એમ થાયછે કે, એ જાતનું આ પુશતક જેમ પેહેલુંજ છે તેમ કાંઇ છેલુંજ રેહેશે એમ નથી.

કારણકે આવી જાતના પુશતકોની ગુજરાતી વાંચનારી આલમમાં મોટી ખુટ હોવાથી તે બાહાર પડતાં વાર તેની નકલો ઉપર ગોએઆ લુટ પડી છે. એ પુશતકની છદી રૂપીઆની કીમત સાંભળનારને ભારી લાગશે ખરી પણ જોનારને મનથી તે નજીવી છે, અને વાંચનારને મનથી એ ચોપડીનું શાટું એક નફા ભરેલો વેપલો થયલો ગણાયછે. પુરાં ચારશો શફાનું એક મોટું કદ વાળું અને ઘણુંજ શોભાયમાન દફતર દેખાયછે. અને તેના પાના ઉદલાચત રડતી સુરતોને હસતી કરવા વીના રેહેતું નથી. એ પુશતકમાં સમાવેલી ઘણી ખરી બીના જો કે તદન અસલ નથી, તોપણ તે આવી ધપમાં રજુ કરવાનો વીચાર ખરેખર અસલ છે. આ પુશતકમાં ઘણાંજ રમુજી તોચકા, થોલ તપા અને હાજર જવાબીના નમુના રજુ કીધા છે, તેમની લેજત વધારવા કીજે તેવાજ રમુજી અને પેહેલો દેખાવ જોતાંજ કલેજું પકડાવે એવાં ચીતારો આપ્યાંછે. જે પાછલ મેહેનત વખત અને નાણાનો મોટો ભોગ આપેલો દીશેછે. આ સઘળું કાંઇ રમુજને ખાતર અને હશવાને ખાતરજ આપેલું નથી. એરંડીઆંનો જોલાબ લેવાની ફરજ પડી એટલે પીધા વીના તો ચાલે નહીં. હવે તેથી નીપજતો ફાયદો હાંસલ કરવાની તો પેહેલી નેમ હોયછે. ત્યારે હવે તે એખલું એરંડીઉં પીને મોહો બગાડવા કરતાં તેને શાકરના શીરાની ગોળીમાં ટીપું ટીપું ટપકાવીને તે ગોળી ગળી જવાથી મોહો બગડતું નથી અને જોલાબની ધારવા જેવી અસર નીપજે છે. તેજ મીસાલ આ પુશતકમાં જઇફ અને જુવાંનો માટે ઘણી

અશરકારક નશીએતો રમુજી આકારમાં અને દેશી ધપછપને લાગુ પડતી રીતે રજુ કીધીછે. વાંચવાથી બેસક અક્કલ અને રમુજનું 'મીકશચર' મેલવી શકાયછે, અને જો એ નશી-અતો લુખી રજુ કીધી હોત તો કદાપી તે તરફ નજર ફેર-વવાનો લોભ થાત નહીં. માંટે આ પુશતક ખચીત ધારવા કરતાં એકથી વધુ નેમ પાર પાડવાને ગુજરાતી વાંચનારી આલમને બહુ ઉપીયોગી થઇ પડવા વીના રેહેશે નહીં. ખાશ વેલાતથી મંગાવેલાં તેના રોણકદાર પુઠાના શીણગાર માટે નાદાન વએના બાલકોને ઇનાંમ તરીકેના પુશતકોમાં આ પુશતક ખચીત ઘણું અગતનું થઇ પડવું જોઇએ, કારણ કે તેથી બાલકોને રમુજ ઉપરાંત નશીએત અને અક્કલનો ભંડાર મલી શકેછે, કે જે બીજી કોઇ રીતે હાંશલ કરવો કઠણ હોયછે.

---

(અઠવાડીક પત્રો.)

## રાસ્ત ગોફતાર.

એક બોજોરગ બાપના બનાવેલાં પુસ્તકની ગયા અંકમાં તપાસ લેવા પછી આ અંકમાં તેના બેટાના બનાવેલા એક ગ્રંથની તપાસ લેતાં અમોને તેવીજ ખુશી પેદા થાયછે. મી. બેહરાંમજી ફરદુંનજી મરજબાનજીના "તોબેહ નસુહ" નામના કીમતી ગ્રંથનું વીવેચન અમે કરી ચુકયા છીયે—હવે તેમના બેટા મી० જાંહગીર બેહરામજી મરજબાનના આ બાબતને મથાલે મુકેલા રમુજી નામવાલાં રમુજી પુસતક ઉપર આવીયે

છીએ, કે જે પુસતકના રૂ૨ાના મોઘા ભાવ છતાં તેની નજદીક ૧૦૦૦ નકલ ખપવા આવીછે એજ તેની મોટી ભલામણછે. કૌતક સંગ્રહ તેની જાતનું એક તદન નવુંજ અને પેહલવેહલું પુસતક છે, તે રમુજી વારતાઓ અને ટોચકાઓનું એક પુસતક છે. ગુજરાતીમાં રમુજી વારતાઓ ઘણીબી છપાયલી છે, પણ આ તે જાતની વાતો નથી. ઇગ્રેજીમાં જેને wit and humour કેહછે ઇયાને વાંચનાર કે સાંભળનારને હસાવવા માટે તથા મનને ગમત આપવા માટે બટકબોલા ટાહુકાઓ અને ટોચકાઓ ટુક ટુક સવાલ જવાબના ઈયા વારતાના આકારમાં રચવામાં આવેછે તેવી કોશેશ આ કેતાબમાં કરેલી જોઇયે છીએ. ઈંગ્રેજીમાં એવુ રમુજી લખાણ દરરોજ બાહેર પાડેછે. દર એક ચોપાનીયાંમાં એકેક કાલમ એવા "હસવાના ભાવ" ની આવેછે અને તે ઉપરાંત "કૌતક સંગ્રહ" જેવાં આખાં પુસતકોમાં એવા ટોચકાઓના સંગ્રહોના સંગ્રહો મોટા જથામાં નીકલેછે. ગુજરાતીમાં આ કોશીશ પેહલવેહલીજ છે જેનું માન મી૦ જાંહાંગીર બેહરામજી મરજબાનને ઘટેછે અને તેઓએ આ પેહલી કોશેશમાં મેળવેલી ફતેહ વરતમાન પત્રોએ એકમતથી અમારા એ જવાન મીત્રને આપેલી મુબારકબાદીઓને લાયકનીછે. માણુસ જાતને હસાવનારાઓ—મનને રમુજથી રીજવનારાઓ—એક લેખે માણુસ જાત ઉપર ઉપકાર કરનારાઓ છે. ખુશ મીજાજના માણુસો જેટલી તનદરોસતી ભોગવેછે, તેટલી આરોગયતા બીજા કોઇપણ મીજાજના માણુસના નસીબમાં નથી. ખુશ મીજાજી માણુસ દુખની

વચ્ચે પણ સુખી અને સંકટની વચ્ચે સંતોશી રેહછે, પણ સઘળા માણસો ખુશ મીજાજી રેહતા નથી. તેઓને બીજાઓથી ખુશ રેહવાની જરૂર પડેછે. તેઓ ગમતની શોધમાં બાહેર ફરેછે. એવા લોકોને માટે "કૌતક સંગ્રહ" સરખી રમુજી કેતાબોની આપણામાં મોટી ખુટ છે તે મી૰ જાંહાગીરે પુરી પાડવાની આ સારી કોશેશ કીધી છે. હસાવાના ટોચકા બનાવી કાહાડવાનું કામ સેહલ નથી. હસાવનારા ટોચકા પોતે હસી કાહાડવા જોગ નહી જોઇયે. લોકો તે ટોચકા ઉપર અથવા તેના બનાવનાર ઉપર નહીં હસે એવા તે ટોચકા હોવા જોઇયે. તેમાની રમુજો બનાવટમાં એવી બુદ્ધીબળવાળી જોઇયે કે જેથી લોકો તે વાત ઉપર હસે પણ તેમાંના ડાપણ અને રચનાને વખાણે. માટે બીજાં સાધારણ લખાણોના કરતાં રમુજી લખાણ કરવું એ વધારે મેહનતનું કામ છે અને એવાં મુશકેલ માપથી તપાસ કરતાં "કૌતક સંગ્રહ" ફતેહમંદ છે એ તેની પેહલી કોશેશને માટે ઘણું છે. રમુજ અને મશખરીઓ વળી સાદાં લખાણો કરતાં વધારે અસરકારક હોયછે. શીખામણના ચાબકા નશીહતરૂપે અસર કરતા નથી, તેટલા તે ટકોરમાં હસાવી રમાડીને અસર કરેછે. Satire અથવા ટીકા રૂપી સખત લખાણનો ફટકો તે ફુક મારી મારીને મીઠો દંખ દેવા જેવો છે અને તેનો સપાટો પગથી માથાવેર લાગયા વગર રેહતો નથી. આપણા લોકોમાં ઘણી ખામીઓ અને એબો છે જે આવી શખત ટીકાના ચમતકારીક બલથી સુધારી શકાયછે. લંડનના "પંચ" ની ફતેહ એમાંજ છે. માટે એવાં રમુજી પણ

નીરદોશીત લખાણોની ગુજરાતી ભાષામાં જે ખુટ છે તે પુરા પાડવાની દરએક પ્રમાણીક અને નીરદોશીત કોશેશને અમે ઉતેજન આપવાનું પસંદ કરીયે છીયે અને એ સઘલાં કારણોછે કે જે "કૌતક સંગ્રહ" જેવી પેહલા દેખાવે કોઇને નજીવી લાગે એવી એક ચોપડીને અમે આ ખરેખરી અગત આપીયે છીયે. આ પુસતક તમામ રમુજથી ભરપુર છે. તેનો દીબાચો જેવો જોઇએ એવો રમુજી નથી, પણ તેની રમુજી અરપણ પત્રીકા નીચે ઉતારીયે છીયે. આ પુસતક સઘલી રડતી સુરતોને અરપણ કરયું છે અને તે નીચે મુજબ છે—

## રડતી સુરતો.

આખો દીવસ એરંડીઆનું ગલાસ પીવા જેવું મોહોડું રાખવમાં જાએછે અને જેઓ એવી રડતી હાલતમાં રહીને પોતના આવરદા ટુંકા કરેછે તેઓને કાંઇબી માનની ઇષાણી વના

વગર રજાએ

અરપણ કરયું છે.

"કૌતક સંગ્રહ" માંની રમુજ ચહડતી કીસમનીછે. હસવાના ટીકા અને ટાહુકાના ટોચકાઓથી ૪૦૦ કરતાં વધારે સફાનું એક મોટું દલદાર પુસ્તક ભરાયુંછે. તેનો બાહેરનો દેખાવજ દફતર આશકારા છાપાખાનાની છપાઇની સરેસતાની જેબમાં ઘણો વધારો કરી આપેછે. કોરેલાં ચીત્રો સાથની બંધાંમણીના વેલાતી પુઠાં ગુજરાતી કોઇ પણ પુસતકમાં આ પેહલીજવાર જોઇયે છીયે. આવી જાતની સુંદર જીલદનાં પુસતકો ગુજરાતી ભાશામાં વધવાને બદલે ઘણાં ઘટી ગયાંછે અને તેનું કારણ માત્ર એટલુંજ કે આવાં

પુસતકોની કીમત ખરીદદારોમાં પોશાતી નથી. પુશતકની અંદરની ઘણીક મશખરીની વાતો સાથ હસવું ઉપજાવનારા દેખાવના ચીત્રો આપયાંછે અને તેમાં વલી નવું એ જોઇયે છીયે કે કેટલાંક ઇંગ્રેજી પુસતકોની પેઠે આ ગ્રંથમાં પેહલીજ વાર ચીત્રોના નમુના ગ્રંથ કરતાએ પોતે પોતાના હાથના ચીતારી તે ઉપરથી છપાવયા છે. યુરોપીયન ગ્રંથકરતા ઘણાખરા ગ્રહસથો હોયછે અને યુરોપીયનોમાં જેઓ કાંઇ પણ ઉંચો હુનર જાણવો એજ ગ્રહસથ દાખલની પરીપુરણતા ગણાયછે. માટે યુરોપીયન ગ્રંથકારોમાં એવા ઘણીવાર હોયછે કે જેઓ પોતાનાં ચીત્રો પોતે ચીતારેછે. ગુજરાતીમાં તેમ આ પેહલીજવાર બનયું છે. અલબતાં "કૌતક સંગ્રહ" માંના બેડોલ અને હસવા સરખાં ચીત્રો ઉપરથી મી० મરજબાનની ચીત્રકલાનો ખયાલ બાધી શકાશે નહી. અગત કરીને જયારે અમે જોઇયે છીયે કે આવાં ચીત્રો ચીતારવા કરતાં ચીતારયા પછી છપાવવાનો હુનર આપણી તરફ ઘણો કંગાલ છે અને તેથી કરીને આમાંના ઘણાંખરાં ચીત્રો કંગાલ દીસેછે. પણ ગ્રંથ કરતાના ચીત્રકલાના શોખ વીશે અમે જે કાંઇ જાણીયે છીયે તે ઉપરથી એટલુંજ ઇછીયે છીયે કે તે પોતાના હુનરના વધારે સારા નમુના જોવાની શોકીન પ્રજાને તક આપશે.

પુસતકમાની મજાખ મશખરીઓ વીશે થોડુંજ કેહવાનુ છે. કેટલેક ઠેકાણે તાણીતોડીને રમુજ કરેલી લાગેછે. કોઇક ઠેકાણે મશખરી લગાર હલકી લાગેછે અને ચોકસ શબ્દો નહી વાપરવાં હતા એમ લાગેછે. પણ એ સઘલો "ટેસ્ટ"

અથવા શોખનો સવાલ છે. Wit and Humour ની એક ઈંગ્રેજી ચોપડી આપણ લઇશુ તો બધીજ મશખરી બધાંને હસાવે એવી નથી મળવાની. ચોકસ ટકોરથી એકને મજાહ લાગેછે પણ બીજાને કશો સવાદ લાગતો નથી. પણ સરસમાં સરસ ટકોર તે કે જે સઘલાંને રમુજ ઉપજાવે. આ "સંગ્રહ" માંના "કૌતકો" એવી સઘળી જાતની ચહડ ઉતર અસર ધરાવનારાં છે. વધારે પસંદ કરવાજોગ એ છે કે આ મશખરીઓ માત્ર ઈંગ્રેજી નામઠામ અને ઇંગ્રેજી બાબતોની નથી. સઘળી વાતો આપણી દેશી બાબતો અને આપણા દેશી સંસારને લગતી છે. તેમાં ઈંગ્રેજીનો તરજુમો કરેલો નથી, પણ ઇંગ્રેજીની નકલ સારીપેઠે કરેલીછે. કેટલાક ટોચકાઓ વાંચતી વેળા આપણે તે ઇંગ્રેજીમાં વાંચેલા હોય એમ તુરત યાદ આવેછે. પણ તેમ વળી ઘણાંક ટોચકાઓ કરતાના પોતાની તરફના અસલછે. એક કુમારાની અને પરણેલાની જીંદગીના ચીત્રોમાં સહરાગાત ઘણી છે, પારસી સ્ત્રીના ત્રણ અવતારના ચીત્રો આપયાં છે, (તે મધેનું ચાલુ જમાનાની પારસણનું ચીત્ર રંગીન સાહીમાં આપેલું છે) તે એજ પ્રમાણે કસાં પણ લખાણ વગર સહરાગાત દેખાડેછે. પણ આ જાતના લખાણો થોડીક સહરાગાત વગર સારાં લાગેજ નહી અને વાંચનારે તે વાંચતી વખતે ખરૂં કેટલું છે અને સહરાગાત કેટલીછે તે પોતે સમજી લેવું જોઇએ. પુસતકની સેવટે રમુજી કેહવતો આવી છે, તેજ પ્રમાણે "ચાકરોને રમુજી નશીહત" વાળા ટોચ કાઓ જે લબાંણથી આપયાછે તેમાં ચાકરો શેઠોનું કામ

કેમ બગાડેછે તે ઘણા હસવા સરખી રીતે અછી ચાલાકીથી દેખાડયુંછે. કુકમાં કુટુંબોમાં અને મંડળોમાં રમુજથી એ ઘડી ગમતમાં ગાલી કાહાડવા માટે આ પુસતક ઉપયોગી છે. બાનુઓ અને બચ્ચાંઓ જેઓ આ જાતના કેંગ્રેજી લખાણોથી બેનસીબ છે તેઓને આ પુસ્તક હાથમાંથી છોડવા નહી ગમે એવું છે, અને તેને આશ્રય આપી વાંચનારી પ્રજા મી૦ જાંહાગીરને પોતાને તથા બીજા રમુજી લખનારાઓને આ જાતના અનેક પુસતકો બાહેર પાડવાનું ઉતેજન આપશે એવી અમે આશા રાખીએ છીયે.

---

## કયસરે હિન્દ.

"કૌતક સંગ્રહ"ની તપાસ લેવી એ ટીકાકારોને માટે વગર ધારેલી એક કામની મોજ છે, પણ માઠાં ભાગ્યે એવી મોજ તેમને કોઇ કદાચજ મલી શકે છે. નુરે એલમ નામના આપણાં પેહેલા વરગનાં માસીકની જ્યારે પેહેલ વેહેલી તપાસ લેવી અમોએ શરૂ કીધી હતી તે વેલાએ 'કૌતક સંગ્રહ' જો કે હસતીમાં ન હતી તોપણ તે વેલાએ તેના હાલના ચંચલ કર્ત્તા સાથ અમોએ અમારા વાંચનારાઓને પેહેલ વેહેલી પીછાન કરાવી હતી અને તે વેલાએ નુરે એલમના આગલા અધીપતી તરીકે મી૦ જાંહાંગીરે બતાવેલા ઉંચા શોખ અને તેમની ગરીબડી ગુજરાતી ભાષા તરફની

સેવા માટે ખરી લાયક સ્તુતીના બે બોલ બોલવાને વાજબી વિચાર્યું હતું. પણ તે વેલાએ અમો એમ નહીં ધારતા હના કે પોતીકા ધંધાની રોકાણ છતાં તેવણ ગુજરાતી ભાષા ઉપર પોતીકું લક્ષ ચાલુ રાખી આપણને નવા ગ્રંથો આપ્યા જશે. હાલ અમો જોઇને ખુશી છીએ કે લાંબા વખ્તની મેહેનત અને અજમાયસથી ભેગો કીધેલો એક કીમતી સંગ્રહ તેવણ આપણ સામે રજુ કરવાને સામર્થવાન થયા છે, એટલુંજ નહી પણ જો તેવણને લાયક આશરો ચાલુ રેહેશે તો એ કરતાં પણ બીજાં વધુ કીમતી પુસ્તકો આપવાને તેવણ તૈયાર છે. ગુજરાતી ભાષામાં હાલ લેચલાઉ લખનારાઓનો કશો તોટો નથી, રસ્તાની ગલીચીની મીસાલ તેઓ "દર વાદલ" વધ્યાજ જાય છે, પણ તેમાં ગરીબડી ગુજરાતીનું દળદર ફીટનાર નથી. જે લખનારાઓનું મુળ વાંચનજ એકાદ બે હલકા લખનારાઓનાં લખાણમાં આવી રહેલું તે "દીનસ્વીફ્ત," "જાનસન," "સીડની સ્મીથ," અને "ડાકટર એબરકરોમબી"ની ખુશ મજાખ મશકેરીની કદર કેમ પીછાની શકે તે અમો સેહેલાઇથી સમજી શકયે છૈયે અને તેટલા ખાતરજ મી० જાંહાંગીર મરઝબાન જેવા ખરા કેળવાયલા અને ઈગ્રેજી સાહીત્યના ખરા અમુલ્ય ખજાંણાથી પુરતી રીતે વાકેફગાર થયલા લખનારાઓને વધાઇ દેવાને અમુને બેવડી ઉલટ થાયછે.

"કૌતક સંગ્રહ": ખુશનુમાં "ટુચકાઓ," "હાજર જવાબી" "હસાહસ" અને નીર્દોશ "મજાક મશકરી"નું ગોયા એક પ્રદર્શન છે. પાનાં ઉપર પાનાં ઉહાલાવતાં મી०

મરઝબાનનો એ અમુલ્ય ખજાંનો જાહાંખો પડવાને બદલે જેમ જેમ આપણે આગળ વધતા જઈયે છીયે તેમ તેમ આપણને નવો રસ પમાડે છે. મજાક મશકેરીના પુસ્તકો માટે એક વીદ્વાંનનો એવો અભીપ્રાય છે કે તેઓના જેવાં "ડલ" યાને કંટાળા ભરેલાં પુસ્તકો થોડાંજ હશે. કેમકે જ્યારે દમ બાંધીને સર્વે કીસમની હસાહસ ઉપરાસાપરી ચાલી આવે છે ત્યારે તે વાંચનારને થાકવી નાખી સાંમી રમુજીને બદલે કંટાળાભરેલી થઇ પડે છે, પણ મી૦ મરઝબાંનનાં કૌતક સંગ્રહના બાબમાં અમો તેથી ઉલટુંજ જોઇયે છીયે. જેમ જેમ આપણે એ પુસ્તકમાં આગલ વધીયે છીયે તેમ તેમ તેમાં જુદીજ ઢપની નવી નવાઇઓ નજર પડે છે અને પુસ્તક હાથમાં પકડયા પછી કલાકો ઉપર કલાકો કેવી રીતે નીકી જાય છે તેનું વાંચનારને બીલકુલ ભાંન રેહેતું નથી. તે મધે દેશી રેવાજોને છાંજતાં જે ચીત્રો આપેલાં છે તે દેશી કારીગરીના નમુના તરીકે જોકે કોઇ કોઇવાર ખાંમી ભરેલાં જણાય છે તોપણ તેઓથી જે રમુજ પડે છે તે સઘળી ખાંમીઓને ઢાંકી નાખવાને પુરતી છે.

"કૌતક સંગ્રહ"નું પેહેલ વેહેલું "ફ્રનતીસ પીસ" યાને સપર પેહેલાં પાંના ઉપરનું ચીત્રજ એવું રમુજી ઢપે ચીતાર્યું છે કે તે ઉપરથી અંદરખાનેથી કેવી રમુજો મલી શકશે તેનો ખ્યાલ આવી શકેછ અને બીજાં અનેક ચીત્રોમાં "હમાએ ડોસાંની સરડાના જેવી જીભ," "ઠોંગુજી સાવકશાનો મીજાજ" "ચુહુલામાંનું બલતું લાકડું," "ઓરડામાં પોતાને હાથે ચુનો ધોરનારનો ચીતાર," "જામા પીછોરી સાથના

દસ્તુર," "આઇ ને સોદા," "ઓતી થના સવારે," "શાંનને મારવાનો અને ફર મારવાનો," "જુદા જુદા જમાનાની પારસી સ્ત્રીઓ," "કાફીના કૌતક," "કાંઇ તમારા પગાર બગાર ખાઇએચ," ઇત્યાદી ચીત્રો ખરેજ રમુજી અને રડતાંને હસાવનારાં છે. દલગીરી ભરેલું એટલુંજ છે કે આવી થોથાથીચ મજાખ મશકેરીના સંગ્રહસ્થાનનું નથી સાંકળ્યું કે નથી એક અનુક્રમણીકા (ઇન્ડેક્સ) જેથી એકવાર વાંચેલી બીના પાછી સોધી કાહાડવી મુશકેલ પડે છે. આશા છે કે તેની હવે પછીના બીજી આવૃતીમાં એ ખુટ જરૂર કરીને પુરી પાડવામાં આવશે, કેમકે આવું એક દલદાર જુદી જુદી બાબતોના સામટા સંગ્રહનું પુસ્તક "ઇન્ડેક્સ" વગર આંખ વગરના ઇનસાન જેવું લાગે છે. બીજી એક કસુર અમારા નાકેશ વિચાર મુજબ એ છે કે તેમાં સેહેજ "સ્લેન્ગ એક્સપ્રેશન્સ" અમુને વાંધા ભરેલાં લાગે છે. અમે બધીજ હલકી ગાલાગાલી માટે કેહવા માંગતા નથી. ચોકસ હદ સુધી તો તેમાં વાંધો લેવા જોગ કશું નથી. પણ જ્યારે આપણે જાણીયે છીયે કે એ રમુજી પુસ્તકના મુખ્ય "પેતરનસ" પારસી અબલાઓ થઇ પડશે ત્યારે મી૦ મરઝબાને "કેહેવત સંગ્રહ"ના ઇપા કરતાને પોતાના દીબાચામાં કીધેલી સુચના ખસુશ કરીને પોતાનાજ ધ્યાનમાં રાખવી જોઇયે. જેવી રીતની હસવા મસ્કેરીની આદત હાલના પારસી મરદોમાં ચાલુ છે તે ધ્યાનમાં રાખતાં મી૦ મરઝબાનનું પુસ્તક અમુને નીર્દોશ જણાય છે અને તે બાંનુઓનાં બાબમાંજ સેહેજ સુધરવું જોઇયે.

કૌતક સંગ્રહમાં સમાયલી બાબદોનો અમો કશો પણ ખ્યાલ આપી શકતા નથી કેમકે જેમ "પુડીંગ"નો સ્વાદ તે ખાધામાંજ હોય છે તેમ આ પુસ્તક મધ્યે સમાયલી રમુજી બાબદો ખુદ વાંચ્યા વગર તેની ખુબીનો ખરો ખ્યાલ આવી શકવો મુશકેલ છે. લંબાણ થયાને લીધે અમે દલગીર છીયે કે અમારીથી હાલ નરત તે મધેના થોડા પણ નમુના આપી શકાના નથી તોપણ તેનું નીચેનું રમુજી "અર્પણ પત્રિકા" પુસ્તકનો થોડો ઘણો પણ ખ્યાલ આપી શકશે.

## રડતી સુરતો

જેઓનો

આખો દીવસ એરંડીયાનું ગ્લાસ પીધા જેવું મોહડું રાખ્યામાં જાય છે, અને જેઓ એવી રડતી હાલતમાં રહીને પોતાના આવરદા ટુંકા કરે છે તેઓને

કાંઈબી માનની ઈધાણી વના!

વગર રજાએ

**અર્પણ કર્યું છે.**

"કૌતક સંગ્રહ" તેની છપાઇ, બંધાઇ, અને દેખાવમાં એક શોભાયમાન પુસ્તક જણાય છે અને જો કે તેની હડી રૂપયાની કીમત ગરીબ ગુજરાતી વાંચનારાઓને તેની મોજથી સદા કમનશીબ રાખશે તોપણ માતબર કુટુંબોને વીદ્યાભ્યાસની ખરી મોજ મેળવવા ખાતર તે જાહાજી ભારી પડશે નહી એમ અમો વિચારીએ છીયે. દેશીઓના હાલના

વાંચણના શોખ પ્રમાણે આવિ રમુજી પુસ્તકની અમો તરફની ખાસ ભલામણ કરવાની અમો જરૂર જોતા નથી, પણ મી૦ મરઝબાંનને અમારી છેલ્લી સુચના એટલીજ છે કે તેની હવે પછીની બીજી આવૃતી ઘણી સસ્તી કીમતે છપાવવી નહી તો દેશીઓના એકકની પુંઠ ચાલવાની આદત પ્રમાણે કોઇ પણ સાબાસીક પ્રગટ કરનાર ઘણી સેહલાઇથી એવીજ કીસમની રમુજોનું એથી મોતેબર પુસ્તક ઘણી સેહલાઇથી બાહેર પાડી "થોડા નફા અને-ઘણી કમાઇ" ની સોદાગરી કેહવત મુજબ તેમના આ કીમતી સંગ્રહને પાછળ પાડી શકશે, કેમકે ઇંગ્રેજી ભાષામાં એવી કીશમની રમુજનો કશો તેટો નથી. અને કેટલાક શોખીનો જેઓ "સ્ટેમપ" અને "મોનોગ્રામ" ભેગા કરવા પાછળ જેટલી મેહેનત અને ખરચનો ભોગ આપે છે તેથી અરધી મેહેનત અને ખરચે આવા રમુજી ટુચકા અને ઢોંગ સોંગનો આઇતો ખજાનો વધારે નફા ભરેલી રીતે ભેગો કરી શકશે. મી૦ મરઝબાંનના ભવીશના નકલ કરનારાઓને અમારી સુચના માત્ર એટલીજ છે કે જો તેઓ "હલકી ભવાઇથી" દુર રેહી મી૦ મરઝબાને દોરેલી લીટીના હદમાંજ રહી એ કામ માંથે ઉઠાવી લેશે તો જરૂર તેઓ તેમા ફતેહ પામ્યા વગર રેહેશે નહી. ઇન્સાફને ખાતર અમારે જણાવવું જોઇયે કે મી૦ મરઝબાને ગુજરાતી આલમ ઉપર આ રમુજી પુસ્તકથી જે ઉપકાર કીધો છે તે તેમાં સમાવેલી કેટલીક રમુજ બેગી વાંચકોને લીધે બેવડાં હેસાંનને પાત્ર છે.

## કયસરે હિન્દ.

(બીજી આવરતી.)

મુંબાઇ ગેઝેટના મેનેજર મી૦ જાંહાંગીર મરઝબાનનાં કૌતક સંગ્રહની બીજી આવૃતી છપાવવાનો જાહેર ખબર અમારા પાછલા ભાગ ઉપર જોવામાં આવ્યો. પણ એ જાહેર ખબર વાંચતાં એક વીચાર સુજ પડે છે તે અત્રે ટપકાવી લેવા જોગ છે. રૂપયા રાની કીંમતની એક મોટી ગુજરાતી ભાશાની ચોપડીના ૧૦૦૦ નકલો ૧।। માસના ટુંક અરસામાં ખપી ગયલી કોઇ વાર અમારા જાણ્યામાં નથી. ગુજરાતી 'લીટરેચરના' ઇતીહાસમાં આ ચલકતો બનાવ મી૦ મરઝબાનથી પહલો શરૂ થયો તે માટે એ ગ્રહસ્થને અમે મોટી ખુશીથી મુબારકબાદી આપ્યે છિએ. વધારે ખુશી એટલા માટે છિએ કે એ ગ્રહસ્થ અમારી પોતાનીજ સંફનો યાને વર્તમાન પત્રના જોખમ ભરેલા કામનો કરનારો છે. વળી જાણવા જેવું છે કે ગુજરાતી ભાષાનો ઊંચો ટેસ્ટ મી૦ જાંહાંગીરને એમના બાપદાદાથી ગોયા ઉતરી આવેલો છે. અસલ મરઝબાન સુરતમાં મોટા દસ્તુર હતા અને તે વખતના બંધન પ્રમાણે કાબેલ જોતીશું જાણનાર અને લખનાર કેહવાતા હતા. મી૦ જાંહાગીરના બપાવા મરહુમ ફરદુનજી મરઝબાનના નામથી ઘણાજ થોડા મુંબાઇગરા નાવાકેફ હશે. ગુજરાતી શાહનામુ, ગુજરાતી બોસ્તાન, દબેસ્તાન, યુસુફ ઝુલીખા, ગુલેસ્તાન, શરીર શાનતી વગેરે નાદર સંખ્યાબંધ પુસ્તકો અને સેવટે અમારૂં બુઝર્ગ ભાઇબંધ મુંબાઇ સમાચાર એ

ફરદુનજી મરઝબાનની જાણીતી ચંચલ કલમની શાહાદતો પુરે છે. અને તેબી વળી કેવા વખતમાં કે જ્યારે ગુજરાતીમાં એકબી વર્તમાન પત્ર આખ્ખા હીંદુસ્તાનમાં હતું નહી. ફરદુનજીના બેટા મી૦ બેહરામજી ફરદુનજી મરઝબાન તે દફતર આશકારા પ્રેસના સ્થાપનાર હજી પોતાની કલમ ચાલુ રાખી પોતાની જઇફીમાં પણ પોતાનું લખાણનું પાણી આજના જવાનોને શરમાવે એવી રીતે ચાલુ રાખે છે. એમની કલમથી મેરાતુલ અરૂસ અને તોબેહ નસુહ જાણીતી રીતે બાહેર પડયાં છે. પણ છુપે નામથી એવણને હાથે હજનરો સફા લખાયલા અમે જાણીએ છેએ. ત્યારે એવા કસદાર ઝાડમાંથી ઉગેલો છોડવો કાંઇ પોતાની કમ્મર વાંકી રાખે એવું બને નહી. બેહરામજીના બેટા જાંહાગીરે ટુક મુદતમાં પોતાના બાપ બપાવાના નામની યાદગારી પોતામાં કાયમ રાખવાની સાબુત પુરવારીઓ આપી છે. અમે માત્ર એટલીજ આશા રાખીએ છીએ કે તેવણ પોતાનો આ કસદ ચાલુ રાખશે કેમકે ગૃહસ્થ અને કેળવાયલા ધણીઓને હાથે મોતેબર પુસ્તકો લખાયલાં બાહાર પાડવાની હવડાં ઘણી જરૂર છે. અને એવાં કામને માટે મી૦ જાંહાંગીર મરઝબાન પોતાના ઓધાથી, કેળવણીથી, અને મીલનસાર સ્વભાવથી પુરેપુરા લાયક છે. મી૦ જાંહાંગીરજીના જેહવી ચંચલાઇ અને લાયકી ઉપરથી આપણને ખાતરી મલે છે જે જસ્ટીસ આફ ધી પીસોની તરફથી કારપોરેશનમાં તેમની સામેલગીરી થવાથી આ વસ્તીના કર ભરનારાઓનો લાભ સાચવવાનો એક યોગ્ય અધિકારી ઉમેરાયો છે.

મરઝબાનનાં વંશમાં ઉતરતી આવેલી ચંચલાઇને લગતો આ ટુક ચીતાર આપવા પછે મી० જાંહાંગીરના દીકરા ફીરોઝશાહાની ચાલાકીથી પાડેલું એક ચીત્ર અમારા જોવામાં આવયું છે તે ઉતેજરણ આપવા જોગ વલણની નોંધ લેવાની લાલચ અમોને થાય છે. એ લાડકો માત્ર આઠ વર્ષની ઉમરનો છે, તે છતાં તે ચીત્ર કાહાડવા પછવાડે અતીશે ખંત રાખતાં તેણે કાહાડેલાં કેટલાંક ચેડાંઓ ઉપરથી આશા મળે છે કે તે બાળકને ઘટતી તાલીમ મલે તો કોઇબી દને ચીત્રકલામાં એક્કો નીવડશે.

---

## ગુજરાતી.

હાસ્ય અને ચાણક્યને લગતું કોઇ પણ પુસ્તક પ્રજાને વાંચવાનો બહુ ભાવ હોય છે અને તેનાં બે મોટાં કારણ છે. એક કે તેથી વિશ્રામ મલીને મનને શાંતિ થાય છે અને હંમેશા શોકાતૂર રેહનારાઓના શીરપર જે ભારી બોજો રેહેલો હોય છે તે કેટલેક દરજ્જે કમી થાય છે, ને બીજું કે તેથી સમયને અનુકુળ કેટલીક શિક્ષા પણ મળે છે. માણસ હંમેશા દુઃખથી પીડીત હોય છે અને તે પીડાઓ તેને માથે એવી તો ચામચુડ માફક વલગી રહી હોય છે કે તેમાંથી વારંવાર પરીતાપ, શોક, ભય, દુઃખ, અસાવધતા, ગાફલતા, વિગેરે કેટલાક પ્રકારે દિલગિરીમાં ઉતરવું પડે છે, આને માટે ગમત રમત તેને કેટલાક

વિશ્રામનું કારણ થઇ પડે છે. ઘણા વિદ્વાનો હાસ્યને પસંદ કરતા નથી. તેઓ કરૂણાજનક હાલતમાં પડી રેહવામાં એક જાતની મોજ માને છે આ તેના ફીલસુફી ભરેલા વિચાર ગમે તેવા સારા હોય તથાપિ તેમાં કોઇ જાતનો લાભ હોય તો માત્ર તેજ મેલવી શકે છે. સોક્રેટીસ આનંદને "મિથ્યા ભ્રમિત અને દીલને દુઃખ પેદા કરનારો" ગણે છે: કેમકે આનંદમાંથી પાછા દુઃખમાં પડયા કે "મેહેલ કરવત મોચીં ન મોચી" જેવી સ્થિતિમાં સૌ આવી પડે છે. આટલું છતાં પણ માણસ આનંદમાં જે મઝા માને છે તે દીલગીરીમાં માનતું નથી, ને એક કવી કહે છે કે "હસવું વાહલું સર્વને, રડવું થોડાનેજ," તેમ ઘણો ભાગ આનંદ,—સુખ, હાસ્ય, રમત ગમત ભોગવવાને માટેજ સરજેલો છે.

અંગ્રેજી ભાષામાં Wit અને Humour ના ઘણાં પુસ્તકો છપાયા છે અને તે વાંચતા કેટલેક દરજ્જે આનંદ પ્રાપ્ત થાય છે; કેટલાક ટુચકાઓ ખડખડાટ હસાવે છે, અને કેટલાક ટુચકા કેટલીક વેલાએ શીક્ષા પણ આપે છે. આવા ટુચકાઓ કંઇ એક સામટા એકઠા થતા નથી, પણ સમય સમયે જુદાં જુદાં મોંથી નવા નવા રમુજી બનાવો સાંભળવા, જાણવા જોવા, અનુભવવામાં આવે છે અને તે સર્વનો એક સામટો સંગ્રહ કરવાથી એક જથામાં સચવાય છે અને વાંચનારને બે ઘડીની ગમત પણ આપે છે. આપણી ભાષામાં આવા ટુચકાઓ ઘણાક પડેલા છે, પણ તેનો સંગ્રહ કરવાની કાલજી રાખવામાં આવી નથી. થોડાક વખત પર મી૦ ફરામજી બમનજી માસ્ટરે "હાસ્ય ને ચાણાકય"નું પુસ્તક છપાવી બહાર

પાડવાની જાહેર ખબર આપી હતી, પણ તે પુસ્તક છપાવમે પાને ઊંધાઇઓ ખાતું હશે, અને તેથી આવા એક રમત ગમતનાં પુસ્તકની ખુટ પ્રજામાં ઘણો વખત થયા ચાલુંજ રહી હતી.

પણ એ ખુટ "બોમ્બે ગેઝીટ"ના હમણાના મેનેજર અને "નુરે એલમ"ના આગલા અધિપતિ મી૦ જાંગીરજીએ પુરી પાડી છે. એક સુંદર, હાથમાં લેવાને મન લલચાય તેવું, વાંચતા આનંદ આપે અને કંઇક શીક્ષા પણ મલે તેવું "કૌતક સંગ્રહ"નું છે. એમાં કેહેવતો, હાજર જવાબી વારતા અને કથાઓ ભરેલી છે, અને જો કે એમાંની કેટલીક કથાઓ જાણીતી છે તોપણ તે વાંચતા પાછો અટકાવ કરે તેવું નથી. પોતાના અધિપતિપણા નીચે જ્યારે "નુરે એલમ" ચોપાન્યુ નીકલતું હતું ત્યારે આવા રમુજના ફકરાઓ અંગ્રેજી તથા ગુજરાતીમાંથી બંધબેસતા કરીને દાખલ કરેલા તે તુટક તુટક છપાયલાનો આ એક સંગ્રહ છે, અને અમે એ સંગ્રહ પેહેલેથી તે છેલ્લે સુધી વાંચી ગયા છીયે તો સભ્ય મત્ત એ પુસ્તક માટે આ પ્રમાણે બાંધીશું:—કર્તાએ પોતાનો શ્રમ સાર્થક કીધો છે અને વાંચનમાં એક અગત્યની ખુટ હતી તે પુરી પાડી છે એટલુંજ નહી પણ નવા પ્રકારનો ટેસ્ટ લગાડયો છે. ભાષા પારસી ગુજરાતી, પણ કહી કહી શુદ્ધ અને કહી કહી ઘણી અશુદ્ધ—જે પાત્રને માટે ઘટતી કરવાજ, પણ કંહી કંહી સભ્યતાથી વેગલી પણ ખરીજ.

પુસ્તકની રચના, ક્રમ, કેહેવતો માટે કશું વાંધા યોગ્ય નથી. અંગ્રેજીમાંથી કેટલાક પુસ્તકો હમણાં હમણાં ઘણેક

દરજ્જે ભાષાંતર અથવા નકલ થાય છે, પણ તે કંઇ પણ કામના હોતા નથી. આ પુસ્તકમાં અંગ્રેજીમાંથી કેટલીક નકલ કીધી છે, પણ તે ઘણીક રીતે વિચારીને અને જ્યાં જ્યાં લાગુ પડે ત્યાં ત્યાં કીધી છે, અને તેથી જે બીજા નકલ કરવાના શોખીનો છે તેઓને અમે જણાવીએ છીએ કે નકલ કરવાનો વિચાર હોય તો આ પુસ્તક વાંચી નકલ કરતા શીખો. તેમ તાણી તોડીને હાસ્ય રસ ઉતપન્ન કરવા કરતા આવા રમુજી પુસ્તકો વાંચીને પછી ખરેખરા રસમાં ઉતારો. મી૦ જાંગીરજીએ અંગ્રેજી વાંચી જેટલું સારૂં લાગયું તેટલુંજ લીધું એટલે ઘણીક બાબતો બંધબેસતી થઇ શકી છે, અને અમે આશા રાખીએ છીએ કે જેઓના દીવસ નીરંતર શોક દુ:ખમાં જતા હોય તેઓને આ પુસ્તક ઔષધરૂપ છે. હાસ્ય દુ:ખ વિસરાવે છે, માણસને માણસપણામાં લાવે છે, અને ઘણા ડાકટરો દરદીને પણ આનંદ આપવાને આવી રમુજી વારતા ટુચકાઓથી સારા કરી શકે છે. માણસ કંઇ હંમેશા ગમગીન રેહેવાનેજ સરજેલો નથી, પણ તેણે સંસારના સદા લાહવા લેવા જોઇયે. જો નિયમસર આનંદમાં રેહેનો કોઇ પણ મનુષ્ય માંદગીનો ભોગ થઇ પડે નહી એવો સાધારણ અભિપ્રાય છે, તો જેઓ "રડતી સુરત" રેહેવામાં મઝા માનતા નહી હોય તેવાઓએ આ પુસ્તક એકવાર વાંચવું, જેથી તેની સઘળી ફીકર ચીંતાંમાંથી એક વારતો મોકલો થઇ શકશે. પુસ્તક છપાઇ, બંધાઇમાં સારૂં છે ને લૈબ્રરીનો શણગાર આપે તેવું છે.

## ગુજરાત મીત્ર.

. . . . એ નામનું એક પુસ્તક મી૦ જાહાંગીરજી બેહેરામજી મરઝબાને છપાવી પ્રગટ કરયું છે. એ પુસ્તક સારી અને વખાણવા લાયક ભાષાથી લખાયલું છે. એમાં શીખામણ લેવા લાયક તથા હાસ્યરસથી ભરેલા કેટલાએક મનોરંજક ટુચકાઓ, કેહેવતો અને કથાઓ છે, જે વખાણવા લાયક છે. ઘણાએ પુસ્તકો અને ચોપાનીયાંઓ આપણી સ્વભાષામાં પ્રગટ થયલાં છે અને થાય છે, તોપણ તેમાં હાસ્યરસની સાથે ગંભીરતા ભાગ્યેજ જોવામાં આવે છે. ગુજરાતી ભાષામાં લખાયલાં આવાં પુસ્તકની ઘણી ખોટ છે, જે "બોમબે ગેઝીટ" ના હાલના મેનેજર મી૦ જાહાંગીરજી બેહેરામજી મરઝબાને પુરી પાડી છે એમ કહીએ તો ચાલે. ગુજરાતી ભાષાને રસીલી અને છટાદાર કરવી એ કાંઇ સેહેલું કામ નથી. એખલા હાસ્યરસથીજ કાંઇ ભાષા દીપતી નથી. હાસ્યરસની સાથે જો ગંભીરતા હોય તોજ ભાષા રળીયામણી લાગે છે.

એ પુસ્તકમાં અતીશય હાસ્યરસ કરવાની હેતુથી કેટલાએક શબ્દો સેહેજસાહાજ વાંધા ભરેલા મુકયા છે. બીજી ખાંમી એ છે કે આવું મોટું પુસ્તક છતાં એમાં અનુક્રમણીકા તો મુકેલીજ નથી. આથી કરીને કોઇ પણ માણસને કોઇ પણ મુકરર વારતા કે ટુચકો ઊતાવળે શોધી કાહાડવો હોય તો મુશકેલ થઇ પડે. જો કોઇ પુસ્તક ફકત એકજ બીનાથી લખાયલું હોય, પછી કાં તો તે મોહોટું હોય કે નાહાનું હોય, તોપણ તેને સાંકળીયાની કાંઇજ જરૂર નથી. પણ આવી તરેહ તરેહની બાબતોપર લખાયલાં એક મોહોટાં

પુસ્તકને તેનું અનુક્રમણીકા અવસ્ય કરીને જોઇયે. વળી એ પુસ્તકમાં કેટલીએક વારતાઓ અને ટુચકાઓ એવા છે કે, જો તે દાખલ કરવામાં આવતે નહીં તો તેથી કાંઇ એ પુસ્તક ખામી ભરેલું અને લુખું ગણાતે નહીં. બધી તરફ જોતાં એ પુસ્તકમાં કોઇ પણ મોટી ખામી હમને જણાતી નથી. એ પુસ્તક દેખાવમાં એવું છે કે કોઇ પણ માણસને એનું સ્વરૂપ જોઇને હાથમાં લઇ વાંચવાનું મન થાય. એનું પુઠું રળીયામણું છે; અને એના કદ તરફ જોતાં એ પુસ્તકની કીંમત સાધારણ રીતે બરોબર રાખવામાં આવી છે. વળી એમાં કેટલાએક હસામણાં ચીત્રો બરોબર જ્યાં આગળ જોઇએ ત્યાં આગળ મુકવામાં આવેલાં છે, જેથી વાંચનારના મનપર એકદમ અસર થઇ શકે છે. ખચીત, આ સુશોભીત પુસ્તકને માટે મી૦ મરઝબાનને ઘણું માન ઘટે છે, અને એમણે જે મોહોટો સંગ્રહ ખંતથી કીધો છે તેથી તેનો બદલો ઇશ્વર એમને આપશે એમ હમે ઇચ્છીએ છીએ.

---

## યજદાં પરસ્ત.

મી૦ જાહાંગીર બેહરામજી મરજબાનના રચેલાં "કઊતક સંગ્રહ" નામના પુસતકની એક સુંદર નકલ અમોને ભેટ મલી છે, તેની પોંહોંચ માન સાથ સવીકારીયે છીયે. સફાઇદાર છપાઇ સાથ વેલાતથી ખાસ મંગાવેલાં સુંદર પુઠાંમાં કરેલી બાંધણીથી આ પુસ્તકની રોનક આપણા બીજાં અતરે નીકલતાં ગુજરાતી પુસ્તકો કરતાં તદન નીહારીજ દીસે છે, અને વેલાતથી આવતાં ઇંગરેજી પુસ્તકોના જેવું તે પેહેલે દેખાવે દે-

ખાય છે. પુસ્તકમાં મી૦ મરજબાને દેશીઓમાં ચાલતી મશ્કરીઓ, ટુચકાઓ, ઇતયાદીનો એક સામટો સંગ્રહ કર્યો છે, અને લંડન પંચ તથા કલકતા ખાતે આગલ નીકલતાં "ઇંડીયન ચેરીવરી" ઉપરથી કેટલાક ટુચકાઓ લઇને તેમને દેશીઓની રીતભાત સાથ લાગુ પાડવાને તેવણે અછી કોશેસ કરી છે. તેમના પુસ્તકમાં આપવામાં આવેલાં ચીતરો, જેઓ વેલાતથી દર અઠવાડયે આવતાં ચીતરોનો અભયાસ કરે છે, તેઓને પસંદ આવશે નહી; પણ મી૦ જહાંગીરે તે વીશે પોતાના દીબાચામાં કરેલો ખોલાસો જોવા પછી, તે સામે વીરૂધ ટીકા કરવાનું રેહેતું નથી. મુંબઇમાં એવાં ચીતરો બનાવનારાઓની ખુટને લીધે "જે છે તે ગનીમત સમજી સુગ્ન વાંચનારાઓએ આંખ આડા કાન કરવા," એમ મી૦ મરજબાન કેટલીક દલગીરી સાથ પોતાના દીબાચામાં લખતા દીસે છે. મુંબઇમાં ચીત્રકલાની હાલહવાલ હાલત માટે આ કરતાં આપણને બીજી વધારે શાહાદતની જરૂર રેહેશે નહી. મુંબઇમાં "આરટ સ્કુલ" આજ વર્ષો થયાં ચાલે છે, આપણી સ્કુલોમાં "ડરાઇંગ" શીખવવાનું આજ બે ત્રણ વર્ષ થયાં ચાલુ થયું છે, અને તોપણ આપણને સારા ચીત્ર કાહાડનારાઓની ખુટથી કેટલું સોસવું પડે છે. તે વીશે આપણે એકથી વધુવાર ફરયાદ કરી ચુકા છઇયે, પણ તેનું કસું મનમાનતું સેવટ દીસતું નથી. એવાં હીથામમાં મી૦ મરજબાનને ચીતરો કાહાડનારાઓની ખુટથી પોતાની મરજી માફકના ચીતરો પોતાના પુસ્તકને શોભા આપવાને મલી નહી શકયાં હોય, તેમાં કસો શક નથી. તેમના પુસ્તકની અંદરની બાબદો વીશે અમો બીજી જોગવાઇએ બોલવાનો ઇરાદો રાખીયે છીયે.

## યજદાં પરસ્ત.

(બીજી તપાસ.)

જેમ નીશાળોમાં શીખવાથી કવીતા બનાવનાર કવી થવાતું નથી, પણ જેઓની ખુદરતી વલાણુજ કવીતા ઉપર હોય તેઓજ કવી થઇ શકે છે, તેમ રમુજી લખાણો કરવાને માટે ખુદરતીજ શકતી અને નવાજેશ જોઇયે છે. દેશીઓમાં એવાં ખુદરતી રમુજી લખનારાઓ ઘણોજ થોડા આજ સુધીમાં દેખાયા છે, અને જો કે દેશી રમુજેનો ભંડાર જોઇયે તેટલો મોટો કરી શકાય એમ છે, તોપણ માઠાં ભાવગે રમુજી લખાણ કરનારાઓની અને પ્રજાને રમુજ સાથ ગ્નાન આપનારાં પુસ્તકો અને પતરોની આપણામાં એટલી બધી ગેરહાજરી છે કે, તેવા ભંડારને ખીલવવાની અને તેમાં વધારો કરવાની જોઇયે તેવી તક મલી નથી. હીંદુસતાનમાં રમુજી પતરોની સંખયા તરફ આપણે ફરીયે છીયે, તો તે ઘણીજ નાહની દેખાય છે. આપણા મુંબઇમાં ગુજરાતી ભાષામાં રમુજી પતરો માત્ર બે દેખાય છે; મરાઠી ભાષામાં માત્ર એક રમુજી પત્ર નીકલે છે; અને ઉતર હીંદુસતાનમાં "પંચ" ને નામે કેટલાંક ઊરદુ પતરો નીકલે છે, જેઓનો મોટો ભાગ જે ચીતરો આપે છે, તે આપણા "પારસી પંચ" માંથી ઉતારી લીધેલાં હોય છે. મધરાસ તરફ રમુજી પત્ર કાહાડવાની કોશેસ થયલી અમો જોઇયે છે, પણ તે ઘણી હાલહવાલ છે. રમુજી પતરોની આટલી નાહની સંખયાને લીધે દેશી ભાષાઓમાં રમુજનો ભંડાર જોઇયે તેટલો ખીલતો નથી. તેનુ મુખય કારણ રમુજી લખાણ કરનારાઓની ખુટનુ છે. રમુજી લખાણો માત્ર સાધારણ

આબદો લખી જવા જેવાં નથી; તેમને માટે ખાસ રમુજી વ-
લાણુ વાલુંજ ભેજુ જોઇયે છીયે. તેવાં ભેજાંઓની જેમ બીજી
દેશી કામોમાં ખુટ છે, તેમ ગુજરાતી બોલતી પ્રજામાં પણ
ખુટ છે. ગુજરાતી ભાષામાં આપણા શેહેરમાં બે રમુજી પત-
રો નીકળે છે, જેઓ પોતાનો ટેકાવ જાલવી શકયાં છે; પણ
જેઓએ બીજાં તેવાંજ રમુજી પતરો કાહાડવાની કોશેસો કરી
છે, તેઓને હારી ખાવું પડયું છે. "પંચ—ઇન ઇંડયા" નામ-
નું એક પત્ર મુંબઇ ગેઝટ આફીસમાંથી ૧૮૬૫ના સપટે-
મબર માસમાં નીકળ્યું હતું, પણ તેને બીજાં વર્ષેજ બંધ
પાડવું પડયું હતું, કેમકે તેની અસલ રૂપયા દસની કીમત-
માં એવડો વધારો કર્યા વગર તેનો ખરચ પુરો પડતો નથી,
એવું તેના મેનેજરને જાહેર કરવું પડયું હતું. તે પછી ગુજ-
રાતી ભાષામાં એકથી વધુ રમુજી પતરો કાહાડવાને કેટલાક
સાહેબોને ઉલટ થઇ હતી, પણ તે ઉલટ થોડાજ દીવસમાં
બીજી અડચનો સનમુખ, મરી ગઇ હતી, અને તે પતરો
માત્ર થોડા થોડા દીવસો સુધીજ હઇયાત રહયાં હતાં. આ
રીતે ગુજરાતીમાં રમુજી લખાણો કરનારાઓની ખુટ ચાલે છે,
અને તેવી ખુટના વખતમાં ગુજરાતી વાંચનારી આલમને
સંતોષ મળે એવી રીતે ગુજરાતીમાં નીકલતાં આપણાં પાર-
સી પંચ અને દાતરડું જેવાં રમુજી પતરોની ગુજરાતીમાં ર-
મુજ ખીલવવાની કોશેસમાં મી૦ જાંહાંગીર બેહરામજી મર-
ઝબાનને સામેલ થતા જોઇ ખુશાલી ઉપજે છે. મી૦ મરઝ-
બાને થોડાજ દીવસો થયા "કઉતક સંગ્રહ" નામનુ એક ર૦

મુજી પુસ્તક બાહેર પાડયું છે. તેમાં ગુજરાતી વાંચનારી આલમ હજુર રમુજનો એક સામટો સંગ્રહ રજુ કરવામાં આવયો છે, જેવો સંગ્રહ પેહેલ વેહેલોજ થયલો અમો જોઇ યે છીયે. આ સંગ્રહ ઉપરથી અને મી૦ મરઝબાને પોતે આપેલા કેટલાક ટુચકાઓ ઉપરથી, તેમની ખુદરતી રમુજી શકતીની આપણે પીછાન કરી શકયે છીયે. તેમના ભેજાંની વલાણ ખુદરતીજ રમુજી દીસે છે, અને તેની શાહદત તેમના પુસ્તકમાં એકથી વધુ ઠેકાણે મલે છે. લંડન પંચ, ઇંડીયન ચેરીવરી અને બીજાં રમુજી પુસ્તકો ઉપરથી તેમજ દેશીઓ માં ચાલતી કેટલીક રમુજી વારતાઓ ઉપરથી મી૦ મરઝબાને પોતાનાં પુસ્તકનો મોટો ભાગ ભર્યો છે, અને જો કે કાંઇ કાંઇ ખામીઓ અહીં તહીં દીસે છે, તોપણ સામટી રીતે લેતાં તેમનુ પુસ્તક બે ઘડી જીવને રમાડવાને અને ફુરસદનો વખ્ત અછી રીતે ગાલવાને ઉપયોગી છે. અમારા કેટલાક ભાઇબંધોએ મી૦ જાહાંગીરના લખાણમાંના કેટલાક શબ્દોને વાંધા ભરેલા ગણી તે માટે ટીકા કર્યા છે. અમો જોઇયે છીયે કે, ઇંગ્રેજી રમુજી પતરો જે જાતની છુટથી પોતાના લખાણો કરે છે, અને કેટલીક દેશીઓને લાગતી નીરલાજરી રમુજોને તેઓ જે નીર્દોષ રમુજી તરીકે ગણે છે, તે ધોરણ ઉપર ચાલીને મી૦ મરઝબાને પોતાના પુસ્તકમાં કેટલાક દેશી કાનને વાંધો ભરેલા લાગતા શબ્દોનો ઉપયોગ કર્યો છે. "લંડન પંચ," "જુદી," "ફ્રંડ," વગરે ઇંગ્રેજી રમુજી પતરો કેટલીક સંસારી રમુજો કરતાં જેમ ચીતરોમાં તેમજ લખાણમાં એટલી હદ સુધીની છુટ લેય છે કે જે

છુટ દેશીઓને મનથી ઘણીજ નીરલાજરી ગણાય. મી૰ મરઝબાનને પોતાના પુસ્તકને રમુજોથી ભરવા માટે ઇંગ્રેજી રમુજી લખાણોનો ઘણો અભ્યાસ કરવો પડયો છે, અને તેથી તેમના મનમાં ઇંગ્રેજી રમુજો કેટલી હદ સુધી જાય છે તેનો છાપ બેઠેલો હોવાથી, તેવંણ તે રમુજોને દેશીઓને લગતા બનાવોમાં ફેરવતી વેલા તે દેશી કાનોનેજ બેસતી કરવાની સંભાળ લેતાં લગાર ચુકયા છે. પણ તેમની આ પેહેલી કોશેશ તરફ જોતાં, અને જે પેહેલ તેવણે કાહાડી છે તે તરફ નજર કરતાં, એવી ખામીઓ પસાર કરવા જોગ છે. અલબતાં તે ખામીઓ બીજી આવૃત્તીતાં સારી રીતે સુધારી શકાશે.

---

## *Indian Spectator.*

"KAUTAKA SANGHRA."—If Mr. Behramji Murzban thus tries to shed lustre on the literature of the day, his son, Mr. Jehangir Murzban, is not going to hide his light under a bushel. Mr. Murzban has just published a book which is a treasury of Wit, Humour, Repartee, Anecdote and Practical Wisdom. The selection under each head is generally happy. The language is suited to the subjects. And the pictures and cuts make it more expressive. The compiler appears to be a born humorist, and having drawn upon various sources, Indian as well as English, he has been able to give a rare treat to the Gujarati

reader. Even old tidbits come out fresh under his treatment. The anecdotes are often lively, and being indigenous products will be keenly relished by the Gujarati reader. The smaller pieces are more or less adaptations from English, and not a few of them we read here for the first time. Altogether, the book is worth buying, reading and keeping. Our copy has already been stolen.

If Mr. Marzban thinks of bringing out a popular edition—he will do well not to trust too much to broad farce. He must also get his father to revise the Urdu of the book. If he attends to these suggestions, and never writes on an empty stomach, or consuming the midnight oil, Mr. Jehangir Marzban may soon come te be known as the Joe Miller of Gujarat.

---

## નુરે એલમ.

**"કૌતક સંગ્રહ"**—મી૦ જાહાંગીર બેહેરામજી મરજબાને હાલમાં આ સુંદર પુસ્તક પ્રગટ કર્યું છે, જેમાં "રમુજી ટોચકાઓ, હાજર જવાબી, કૌતકથી ભરેલી કથાઓ, હસાહસ, કેહવતો વગેરેનો સંગ્રહ ઘણાંક ચીત્રો સાથે" કર્યો છે. દેખાવમાંજ આ પુસ્તક એક ખરીદ કરનારનું મન હરી લે એવું છે અને અમે નથી ધારતા કે વાંચનાર એકવાર તેને હાથમાં લીધા પછી કદી અધુરૂં નાંખીને તે વીશે બેદરકાર રેહે. જે-

ઓ ભરીએલ હોય છે તેમનેજ રમુજી વાતો પસંદ આવતી નથી. ખુશ મશખરીઓ અને હસવાના ભાવ પાડે એવી નકલ્યાતો સર્વે કોઇથી રચાતી નથી. તેને માટેતો કુદરતે તેવાં ચોકસ બાળકો પેદા કીધેલાંજ હોય છે. પણ કેટલાકો તાણીતોડીને હસવાનું કરવા માટે નહી ઘટે તેવે ઠેકાણે તાહુકા પુરવા અને હુશીયારી ખરચવા જાય છે તેઓ પોતાની ઉમેદમાં નીષ્ફળ થાય છે. એવા દાખલા ગુજરાતી નાટકીઓમાં વારેવાર જણાય છે. એક ચોકસ નાટક ટોળીનો એક કસાયલો ખેલાડી કુદરતે બનાવેલોજ હસમુખો હોવાથી એક બારીકબીન તમાશગીર જોઇ શકે છે કે તે કેટલીકવાર નાટક લખનારની ખામી પોતાના વેળાસરના Wit થી સુધારી દે છે; પણ બીજા કેટલાક ખેલાડીઓમાં આ જાતની કુદરત નહી હોવાથી તેઓ બીચારા નાટક લખનારની મેહેનતને બહુજ ગેરઇનસાફ કરે છે. કવીઓ જન્મથીજ તેવા હોય છે—કંઇ કેળવણી લઇને તેવા થતા નથી. તેમજ એક ખુશ મસખરી કરનાર પણ જન્મથીજ તેવો હોય છે, અને તેવો પોતે નહી છતાં તેવો હોવાનું ડોળ ઘાલનાર તુરતજ પોતાના ખરા રંગરૂપમાં ઓળખાઇ આવે છે. ખુશ મસખરી કરનાર એવો હોય છે કે જે બીજાને હસાવે અને ગમત આપે તે છતાં પોતે હસતો નથી. પણ જેઓ નકલ કરનારા હોય છે તેમની આ એક ખામી છે કે પોતાના વચનોથી સાંભળનારાઓ હસે તે આગમજ પોતે હસી દે છે. મી૦ જાહાંગીરમાં અમે ખુશ મસખરી પીછાણવાનો અને તે કેવી હોય તે દેખાડવાનો ગુણ જોઇએ છીએ. આ ચોપાનીયાંના વાંચનારાઓ સાથ એ ભા-

ઇની ઓળખાણ કરાવવાની કશી જરૂર નથી. જેઓ એમના અધીપતીપણાં હેઠલ આ ચોપાનીયું વાંચતા હતા તેઓ તે વેળા તેમાં "હસાહસ" વીગેરેનાં મથાળાં હેઠલ આવતી મસખરીઓ અને રમુજો બહુ હેતથી વાંચતા હતા, તેનો અમોને એટલે સુધી અનુભવ છે કે જ્યારે આ ચોપાનીયું તેના હાલના અધીપતીના હાથમાં આવ્યું ત્યારે કેટલાક સાહેબો તેવીજ રમુજી નકલ્યાતો અમારી પાસે ચાલુ રખાવવાને આતુર હતા. "કૌતક સંગ્રહ" માં તેના રચનારે કેટલીક બાબતો પોતે કલ્પી કાહાડેલી છે તેમજ કેટલીક બાબતો કોઇક ગુજરાતી પુસ્તકમાંથી લીધી છે, તથા બીજી તેમને બીજાં મુખોથી મળી છે. રચનારે એવી રીફ્ત વાપરેલી જણાય છે કે વાંચનારને પેહેલેથી વાંચવાની ફરજ પડે તે માટે આ ૪૦૪ સફાનાં, સુંદર છપાઇ સાથનાં દળદાર પુસ્તકનું સાંકળ્યું તો આપ્યું નથી પણ તેના વીભાગો પણ પાડયા નથી. ઇંગ્રેજીમાં આ કીસમનાં બહુ ગ્રંથો પ્રગટ થાય છે, જેમાં સાંકળ્યાં જેવું કદાચજ નજરે પડે છે. તેવીજ ઢપનું આ એક પુસ્તક છે અને અમો ધારીએ છીએ કે ગુજરાતીમાં તેની જાતનાં પુસ્તકોમાં તે પેહેલુંજ છે. આપણાં ગુજરાતી સાહીત્યમાં જાતજાતના ઉપયોગી ગ્રંથોની ખુટ છે તેમાં જો કે આ જાતનું પુસ્તક પેહેલી અગત ધરાવનારૂં નથી તોપણ તેના જેવા ગ્રંથોનીબી ખુટ છે અને તેટલા માટે મી૦ મરજબાને આ ગ્રંથથી એક લેખે તે ખુટ પુરી પાડેલી કહીએ તો ખોટું નથી. અમે ઊપર કહ્યું છે કે આ પુસ્તક રચનાર કેટલેક દરજજે ખુશ મસખરીની બાબતમાં કુદરતનું બાળક છે. અમારા આ

વીચારની સાએતી પુસ્તકની અર્પણ પત્રીકા ઉપરથી જણાય છે. તે એવી તો રમુજી છે તે અમે હીઆં સદાબરી ઉતારી લઇએ છીએ:—

## રડતી સુરતો,

જેઓનો

આખો દીવસ એરંડીયનું ગ્લાસ પીધા જેવું મોહોડું રાખવામાં જાએ છે અને જેઓ એવી રડતી હાલતમાં રહીને પોતાનાં આવરદા ટુકા કરે છે તેઓને કાંઇબી માનની ઇશારતી વના

વગર રજાએ

અર્પણ કર્યું છે.

---

## ફુરસદ.

ખુશમીજાજ તંદરોસ્તીની જાળવણીને માટે અગતનો છે, અને જેઓ સ્વભાવીકપણે બરીયલ હોયછે તેમને ખુશ-મીજાજમાં લાવવા માટે રમુજી સાધણોની જરૂર પડેછે. એવાં સાધણોમાં "બટક બોલા ટાહુકાઓ," રમુજી નાની વારતાઓ કે ગમત આપે એવાં ચીત્રો અતી ઉત્તમ ગણાઇ શકાયછે. એવા પ્રકારનાં લખાણો ઇંગ્રેજી કે ફ્રેંચ જેવી સંપુર્ણ ભાષાનાં વિશાળ સાહીત્યમાં પણ ઘણાં હોતાં નથી. ચાનક ભેલું રમુજી લખાંણ કંઇ સઘળાથીજ થતું નથી. તેવા લખનારા માત્ર આંગલી ઉપર ગણાયછે. તેમના ટાહુકાઓ માત્ર હસાવે છે એટલુંજ નહીં પણ સાથે ઉત્તમ બોધ કે જ્ઞાન આપેછે. એવું રમુજી લખાણ એક દુઃખી માણસને પણ થોડી વેલા તેનું દુઃખ વિસરાવેછે, તથા સંકટની વચ્ચે

સુખ બક્ષેછે. એવું લખાણ દરેક વાંચનારને હસાવી હસાવીને ચાનાક આપેછે અને તેની સાધારણ ખામીઓને વિચીત્ર આકારોમાં દેખાડીને તેમાં સુધારો કરાવેછે.

એવું રમુજી અને બોધકારક પુસ્તક આ 'કૌતક સંગ્રહ", છે. ગુજરાતી સાહીત્યમાં આ પ્રકારનું એ પેહેલુંજ છે. એક અપર્ણ ભાષામાં એવું લખાણ કરવું કેટલું મુસ્કેલ છે તે જાતી અનુભવથીજ માલમ પડેછે, અને એટલાજ માટે અમો કહીએ છીએ કે મી૦ મરઝબાનને તેમની આ શુભ પેહેલને માટે માન ઘટેછે.

"કૌતક સંગ્રહ" માંહેલા વિષયોપર જવા આગમચ આપણી નજરે તેનું અર્પણ પત્રિકા પડેછે; તે જેવું રમુજી તેવુંજ આખાં લખાણને યોગ્યરીતે બેસતું આવેછે. ટુચકાઓમાંના ઘણાક ઇંગ્રેજી "Wit and Humour" નાં પુસ્તકોમાંથી લઇને ગુજરાતી પેહેરવેશમાં દાખલ કીધેલા જણાય છે, પણ તેમાં કર્ત્તાએ સારી ચાલાકી દેખાડીછે.—જોકે "હસ્યા નું ખસ્યું" જેવાં કોઇ કોઇ લખાણો તાંણી તોડીને કીધેલાં માલમ પડેછે. વલી કેટલાક ટુચકાઓ ઇંગ્રેજીમાંજ ઠીક લાગે તોપણ ગુજરાતીમાં તેઓ કંટાળા ભર્યાં છે.—જેઓ કે "લાગીટાહ્ડી" "જા જા તું શીખી રહ્યો" વગેરે વગેરે. વળી કોઇ કોઇ ઠેકાણે વાંધાભર્યા ટુચકાઓ કે શબ્દો પેશી ગયા છે, જે બીજી આવૃતિમા કાહાડી નાખ્યામાં આવશે તો ઠીક થશે; જેમ કે "ઘરડી ઘોડી ને લાલ લગામ"માં રમુજ કરતાં ફંદ (intrigue) વધારેછે.

જેમ ઉપર આ પુસ્તકની ખામીઓ દરશાવીછે તેમ અમારે તેની ખુબીઓ પણ જણાવવાની ફરજ છે, અને અમારે કબુલ કરવું જોઇએ છે જે એવી ખામીઓ એ પુસ્તક માંહેલી સઘળી ખુબીઓ સાથે સરખાવતાં ઘણીજ થોડીછે. "શરમ નહી શંખાણી," "ભીમજી કાકાની ભવાઇ" "નસીબના બલ્યા" વગેરે વગેરે રમુજી તેમજ બોધકારક વારતાઓ થોડે થોડે અંતરે અંતરે પુશકલ મલી આવે છે. વલી મી૦ મરઝબાને જેમ ઇંગ્રેજીપરથી ટુચકાઓ લીધાછે તેમ કોઇ કોઇ ગુજરાતી પુસ્તકોપરથી પણ લીધેલા જણાયછે; જેમકે "અજબ તેરી ખુદરત અજબ તેરા ખેલ" એ કવી શામળભટની "વૈતાળપચીસી" માંહેલી એક વારતાનો માત્ર ઉતારો કીધેલો જણાય છે.

પણ સૌથી અગતનો ને બોધકારક ભાગતો મી૦ મરઝબાનનાં મુળ (original) લખાણોનો છે; જેમાં પારસી સંસારી ચીત્રો એવીતો હાસ્યજનક ઢપમાં વર્ણવેલાં છે જે તે ખચીત વાંચનારને રમુજ આપ્યા વિના રેહે નહી. "કુવારાની કાંહાંણી ને પરણેલાની પીડા" આપણે ઘણાં પારસી કુટુંબોમાં જોઇયે છીયે. એ ટુંકું પણ રમુજી ચીત્ર મીસીસ "કોડલ"નાં "Curtain Lectures"નો બોધ આપે છે. વલી "લગ્નસરામાં દીસતાં કૌતક" જો કે દર લગ્નની વેળા આપણી નજરે પડેછે તોપણ વાંચતાં વાંચતાં આપણને તેના રમુજી ચીત્રોથી હસવું આવ્યા વિના રહેતું નથી.

આખાં પુસ્તકમાં પારસી સંસારી ચીત્રો વધારે જોવામાં આવેછે, અને મુખ્ય કરી તેમાં અભણ વર્ગો એટલે પારસી સ્ત્રી અને મોબેદો આપને રમુજ આપવામાં વધારે ઉપકાર કરે છે.

એ પુસ્તકની છપાઇ તથા બંધાઇ દફ્તર આશકારા છાપાખાનાને ખરેખર શોભા આપનારી છે. જેવી એ ચોપડી માંહેથી વાંચવા લાયક છે તેવીજ તે બહારથી શોભામાં લલચાવનારી છે. વળી કર્ત્તાએ કોઇ કોઇ ટુચકાને અનુસરતાં રમુજી ચીત્રો (caricatures) આપ્યાંછે જે વિષયોને યોગ્ય-તેમનો "ટેસ્ટ" દેખાડે છે. તે માંહેલાં "પારસી સ્ત્રીનાં અવતારનાં ત્રણ ચીત્રો" બીલકુલ સૂચવીત (Suggestive) છે. ટુંકમાં મી૦ મરઝબાનને તેમની આ ફત્તેહમંદ કોશેશને માટે મુબારકબાદી ઇચ્છીયે છીયે, અને એવાજ પ્રકારનાં લખાણો આપણાં સાહીત્યમાં વધતાં જાય તે જોવાની અમો અંતઃકરણથી ખાહેશ ધરાવ્યે છીયે.

---

## જ્ઞાનવર્ધક.

મી૦ જાહાંગીર બેહરામજી મરઝબાનની અમારા વાંચનારાઓ સાથે ઓળખાણ કરાવતાં અમને ખુશી ઉપજે છે. આ જવાન ગ્રહસ્થ મુંબાઇ ગેઝેટ જેવાં ઇંગ્રેજી પત્રનાં એકલા દેશી મેનેજર છે એજ એ જવાનની વિદ્વત્તા માટેની જામીનગીરી છે. જાહાંગીર "જનમથીજ મશકેરા છે" તે એવનને ઓળખનારાઓ જાણે છે. આજ સુધી છુટા છવાયા મોઢે

બોલાતા રમુજી ટોચકાઓ થોડા ઘણા ચોપડી ચોપાનિયામાં આવેલા અમો જોતા હતા પણ કોઇને તેનો સંગ્રહ કરીને તેમજ ઇંગ્રેજીમાંથી બંધબેસ્તી નકલ્યાતો કરીને અને બીજી કેટલીક વીગતો એકઠી કરીને એક રમુજી ચોપડી પ્રગટ કરવાનો વિચાર આવ્યો નહી અને તેવો વિચાર સ્વભાવીક રીતે મી૦ જાંહાંગીરને આવ્યાથી તેઓએ એક એવો રમુજી ગ્રંથ બાહેર પાડી પોતાની રમુજી વલાણુ માત્ર જાહેર કીધી છે. આ રમુજી કેતાબ વિષે અમો વધુ બોલયે તે સોના ઉપર દોર ચહડાવવા જેવું ગણાય માટે એટલુંજ કેહવું બસ થશે કે ફુરસદની થોડીક ઘડી જેબી કોઈ આ કૌતક સંગ્રહ લઇ બેસશે તેને રમુજ, ચાનક, અને પુશકલ હસવાનું મલશે તે સાથે તેની ગુજરેલી ઘડીઓની પુરતી કીમત પણ મલશે. રૂ. ૨ાની કીંમતમાં જે છપાઇ, અને સુંદર બંધાઇ આપી છે તે જોતાં તો એ કીંમત બરાબર લાગે છે. પણ તે ગરીબ શોકીનોને ભારી પડે એમાં નવાઇ નથી તેથી અમો મી૦ મરઝબાનને એક સસતી આવૃતી બાહેર પાડવાની ભલામણ કરીયે છીયે.

---

## વીદ્યા મીત્ર.

ઉપલાં નામનું પુસ્તક, તેના કર્તા મી૦ જાંહાંગીર બેહરામજી મરઝબાન તરફથી મલયું છે, તે માન સાથ સ્વીકારીયે છીયે. તે જેમ તેના બાહેરના દેખાવમાં તેમ અંદર સમાવેલી બાબતમાં દીલ લલચાવનારૂં છે. તેમાં રમુજી નાની

વાતો, ટુચકાઓ તથા હાજર જવાબોનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે, જેમાંના કેટલાક અંગ્રેજી પુસ્તકોમાંથી લીધેલા, કેટલાક લોકો વચ્ચે ચાલતા અને કેટલાક કર્તાની પોતાની તરફથી ઊપજાવી કહાડેલા જણાય છે. અંગ્રેજીમાં એવાં રમુજી પુસ્તકો સાધારણ છે, પણ ગુજરાતીમાં તે નવાઇ સરખાં છે. કૌતક સંગ્રહમાંની વાતો જેમ રમુજી છે, તેમજ તેની ભાષા પણ રમુજી છે. વલી તે તેમાની બાબતો પ્રમાણે જુદી જુદી ઢપની છે, એટલે જો એક વાત ગામડયાની હશે તો તેની ભાષા પણ ગામડેનીજ. એ પ્રમાણે કર્યાથી તે વાતો વધારે રસીક અને અસરકારક થઇ પડેછે. વલી કેટલીક વાતો જોડે તેને લાયકનાં રમુજી ચીત્રો આપવામાં આવ્યાં છે, જે જો કે હુન્નરમંદ આંખોને ખામી ભરેલાં તોપણ સાધારણ વાંચનારને ગમત આપે તેવાં છે. તેમાં કીધેલી પારસીઓના લગ્ન સંબંધી રેવાજો વગેરેની ઠેકડી બહુ રમુજ ઊપજાવે છે, અને તેને ટુંકમાં ન પતાવતાં જો કટકે કટકે લંબાવી આગલ ચલાવત તો તે અગતના રમુજી રેસાલાનું રૂપ પકડત. ઘણા ખરા ટુચકા ખરેખરા હાસ્ય ઉત્પન્ન કરનારા છે, તે છતાં વચ્ચે વચ્ચે કેટલાક લુખા ટુચકા ઘુસી ગયલા જણાય છે. દાખલા તરીકે "કંકુ કાલજાંની કોર" વાલો ટુચકો લબાણ છતાં કાંઇ રમુજ કે સાર દેખાડતો નથી. કેટલાક ટુચકા વલી લગાર ઊંધાડા અને તેટલાં માટે વાંધા ભરેલા છે. દાખલા તરીકે, હીસ્ટીરીયા થતી બાયડીને જેર કરવાને તેનો વર આયા સાથે જે ચેડાં કાહડે છે, તે ટુચકો ગમે એવો રમુજી છતાં કુટુંબોમાં મર્યાદાથી વાંચી શકાય એવો નથી.

કેટલેક ઠેકાણે શબ્દો પણ વાંધા ભરેલા વપરાયલા છે, જે ટુચકાઓની રમુજમાં ઘટાડો કર્યા વગર સેહલાઇથી દુર કરી શકાશે. પણ પુસ્તકની ખુબીઓ સાથ સરખાવતા આ ખામીઓ પસાર કરવા જોગ છે. કૈતક સંગ્રહ એક કીમતી પુસ્તક છે, અને આવકાસની વેલા ફાયદાકારક રીતે ગાળવાને, તથા કંટાળેલા જીવને ગમત આપવાને તે એક સરસ મીત્ર થઇ પડશે. તેના કર્તા મી૦ જાંહાંગીરને પોતાનો આવકાસ નો વખ્ત આવી ઉપ્યોગી બાબતમાં રોકતા જોઈ હમો સંતોષ પામયે છીયે, અને તેમના તરફથી એવાં મનપસંદ પુસ્તકો વધુ બાહેર પડેલાં જોવાની ઇચ્છા રાખયે છીયે.

---

## ગુલ અફશાન.

**મી૦ જાહાંગીર** બેહેરામજી મરઝબાન તરફથી કૈતક સંગ્રહ નામનું એક સુંદર, દલદાર, રમુજી પુસ્તક મલ્યું છે, જેની પહોંચ માન સહીત સ્વીકારીયે છીએ. ફુરસદના વખ્તે નીર્દોષ ખુશ મશકેરીથી એક આખાં કુટુંબને હસ્તુ કરવાને આ પુસ્તક પુરતું છે. જો કે એ પુસ્તક માહેલો મોટો ભાગ અંગ્રેજીમાંથી ઉતારેલો છે અને ગુજરાતીમાં તે આગળ છપાઇ ગયલો છે તોપણ તેનો આ સામટો સંગ્રહ ખરેખર મુબારકબાદી આપવા લાયકનો છે. મી૦ મરઝબાને આ પુસ્તકથી ગુજરાતી વાંચણમાં એક ખરેખરી ખુટ પુરી છે અને તેવણનું પહેલું પુસ્તક વાંચ્યા પછી તેવણ તરફથી પ્રગટ થનારાં પુસ્તકોની વાંચનારી આલમ ખરેખર ઈનતેજારીથી રાહ જોશે.

## હિતેચ્છુ.

"કૌતક સંગ્રહ" આ નામના એક ઘણાજ શોભીતાં અને શીખામણથી ભરપુર પુસ્તકની એક નકલ તેના રચનાર જહાંગીરજી બેહેરામજી મરજબાન તરફથી ભેટ મળી છે તે મોટા ઊપકારની સાથે સ્વીકારીએ છીએ. તેની કીંમત રૂપીયા ૨-૮-૦ છે. તેની સુંદર બાંધણી, સુશોભીત છાપ અને ઉંચા કાગળ સાથે માંહી ઊપયોગી ચીત્રો ગણતાં વધારે નથી. આ પુસ્તક સદગ્રહસ્થોની લાઇબ્રેરીને શોભા આપે એવું ઘણું સરસ છે, તેને દેશીઓ તરફથી સારો આશરો મળશે.

અમે ઘટતું વીવેચન જોગવાઇપર રાખીએ છીએ.

---

## ગુલ અફશાન.

(બીજી આવરૂતી.)

**કૌતક સંગ્રહ** નામનું અતીશય રમુજી પુસ્તક તેના બનાવનાર મી૦ જા૦ બે૦ મરઝબાન તરફથી મલ્યું છે જેની પહોંચ કબુલ કરતાં ઘણોજ સંતોશ પેદા થાય છે. આ રમુજી પુસ્તક દરેક કુટુંબમાં રાખવા લાયક છે અને ગુજરાતી વાંચણમાં કુટુંબ મંડળને રીજવવાને આ પુસ્તક કરતાં વધુ સરસ ચોપડી છપાઇ હોય એવું અમને માલમ નથી. આ પુસ્તકની હજાર નકલો ફકત બે માસની ટુંક મુદતમાં ખપી ગઇછે તે ઉપરથી વાંચનારી આલમે એની ખરેખરી કદર બુજી છે એવું માલમ પડેછે. વાંચનારી આલમે આ પુસ્તકને ટેકો આપી ગોયા પોતાના મલાહજાને ટેકો આપ્યો છે, નિર્દોષ ગ્રહસ્થાઇથી ભરપુર મજાક મશકેરીને અને ટાહુકાઓને

ઉત્તેજન આપ્યું છે, અને કુટુંબમંડળમાં જુદા જુદા સ્વભાવના આદમીઓને એકસરખી રીતે ખુશ મીજાજમાં રાખનારા એક હમેશ હાજર રહેનારા પહરોણાને એક રૂપયાની નજીવી કીમતમાં ગોયા પોતાને ત્યાં સદાનું ઇજન કીધું છે. એ પહરોણો બીજા નવા પહરોણાઓને હંમેશાં પસંદ પડતો થઇ પડશે અને બીજો કંઇ પણ વધુ ખરચ નહીં કરાવશે તેની અમો જામીનગીરી આપીયે છીયે.

મી૦ જાંહાંગીરે "તારા" નામની એક વાર્તા છપાવવા માંડી છે. જે ઘણીજ રસીલી છે અને અમો અમારા દરેક વાંચનારને તે ખરીદવાની ભલામણ તેવણની રજા વીના કરીયે છીયે જે એઅદબી તેવણ ખુશીથી દરગુજર કરશે એવી આશા છે.



# તારાબાઈ.

## જામે જમશેદ.

**તારાબાઈ,** એક સોલ વર્ષની રૂપાળી પણ પ્રતીવર્તા બ્રાહ્મણ છોડી ઉપર પડેલાં સંકટોની રસીલી કથા, ઘણાંક ચીતરો સાથે, રચનાર જાહાંગીર બેરામજી મરઝબાંન, મુંબઈ, પ્રગટ કરનાર, બેહેરાંમજી ફરદુનજીની કુંપની, ૧૮૮૬.

ગુજરાતી ભાષામાં ઘણે લાંબે વખતે સરસમાં સરસ વાર્તાના પુસ્તકનો જરૂરનો વધારો થયલો જોઇ અમો ખુશી છીયે. અમે એ વધારાને જરૂરનો એટલા ખાતર કહીયે છીયે કે આજે ગુજરાતી વાર્તામાં શોખીનોની સંખ્યા પુશકળ વધી પડીછે અને એટલી બોહોલી સંખ્યાનો એ શોખ તૃપ્ત કરવા ખાતર કેટલાક લેચલાઉ લખનારાઓ પોતાની રેદી-યાળ વારતાઓથી "ઉજડ ગામમાં એરંડા પ્રધાન" વાળી જાણીતી કેહેવત મુજબ ઠીક તડાકા મારી ગુજરાતી વાર્તાના વાંચણના શોખને સુધારવાને બદલે સાંમો હલકો પાડેછે. ઈંગ્રેજી ભાષાની નજીસ કથાઓ, જે આબરૂદાર ઇંગ્રેજો વતીક વાંચવાને લજવાય છે તે સારી ગુજરાતી વાર્તાઓની ખુટને લીધે આપણી કોમળ નાજનીનો અને નિર્દોષ બાળકોને વાંચવી પડેછે અને તેમના ચાલુ અભ્યાસથી તેમની સ્વચ્છ રગોમાં અનીતી અને ગેરવીવેકના બી છુપી રીતે પેવસ થાયછે. આવી ધાસ્તી ભરેલી હાલતમાં નિર્દોષ વાર્તાઓનાં પુસ્તકોની ખરે-ખરી જરૂરીયાત છે અને તે જરૂરીયાત પુરી પાડવાની મી૦

જાહાંગીર મરઝબાનની ઉલટને અમો જશ ઇચ્છી છીયે. તારાબાઇ, તે કાંઇ મી૰ જાહાંગીરની જાણીતી કલમનું પેહેલુંજ ફલ નથી, નામાંકીત "સર વોલ્ટર સકોટ," અને "મેરીએટની" અતીશે રસીલી અને હરખ સાથ વાંચવા ગમે એવી વાર્તાઓનો તેવણે આગલ નુરેએલમમાં તરજુમો કીધેલોછે પણ તેમને એ જુનાં દફતરોમાં ડટાઇ રહેલી જોઇ અમો ખેદ પાંમયે છીયે. માસીકોની હસતી ઘણું કરીને એક માસનીજ ગણાયછે અને તેઓ જુના થયાં પછી હાલના વીદ્યાભ્યાસના ચાલુ વધારા આગળ જુનાં માસીકો ઉઠલાવાનું આપણું મન થતું નથી, એટલા ખાતર પરજાના ઉતમ પરકારના વાંચણના શોખને આગલ વધારનારા તરીકે મી૰ જાહાંગીરની ફરજ છે કે પોતાની તે આગળી વારતાઓને "પોપ્યુલર" આકારમાં પાછી બાહાર પાડી ગુજરાતી આલમની નવેસરથી સેવા બજાવા ઉપરાંત પોતાનાં વીસરાઇ જતાં બાળકોને પણ નવેસરથી જન્મ આપવો.

"તારાબાઇ"ની વાર્તા અસલ ઇંગ્રેજી ભાષામાં એવા એક ભલા મરદને હાથે લખાયલી છે કે જે ગ્રહસ્થની જીંદગીનો ટુંકમાં ટુંક ઇનખાબ પણ આ પુસ્તકની સાથ જોડાયલો જોઇને અમો બહુ ખુશી થતે. દેશી ખેરખાહ, તરીકેજ "કરનલ મેડોઝ ટેલર"નું નામ પ્રખ્યાત છે એમ નહી પણ તેની લખેલી દેશીઓને લગતી વાર્તાઓ ઉપરથી જણાયછે કે તે દેશીઓ સાથ કેવો અતલગના સંસારી સંબંધોથી જોડાયો હશે. દેશીઓના રેવાજો, રીતભાત ધર્મની ક્રિયાઓ અને

તેને લગતા વેહેમો, રેહેવા, ખાવા, બેસવા ઊઠવાની દરએક વર્તણુંક, એ સઘળું જેટલી સેહેલાઇથી દેશી પણ વર્ણનવી નહી શકે તેવી રીતે "મેડોઝ ટેલર" વર્ણનવી શકયોછે તે ઉપરથીજ લાગેછે કે તે ગમે એવા મોટા ઓધેદાર છતાં ગરીબથી તે તવંગર દરેક વર્ગના દેશીઓમાં કેટલોબધો પલોટાઇ, ગયો હશે. અમને એ પ્રખ્યાત ગ્રંથકારની સર્વે વાર્તાઓમાં જો કોઇબી સર્વેથી વધુ પસંદ હોય તો તે તેની પોતાની જીંદગીને લગતી વાર્તા છે. પોતાની જીંદગીને લગતી વાર્તામાં આપણે પુસ્કળ શીખવાનું છે. એક ઇંગ્રેજ ઓધેદાર અગરજો પોતાનું અંતઃકરણ રાજી રહે એવી રીતે પોતાના ઓધાની ફરજો બજાવવાનું મન ઊપર લે છે તો પછી તે કેટલું બધું બજાવી શકે છે તેનો તે ગોયા આબાદ એક આઇનો છે. મોટા મોટા પગારો ઉપર ઇંગ્રેજ ઓધે-દારો માત્ર અત્રે આવી મોજજ મારે છે એવો ઘણાખરા અભણ દેશીઓને એક જાતનો મોટો ખ્યાલ છે તે આ માત્ર એકજ જનમચરીત્રથી સદંતર દુર થઇ શકે છે અને અમને ઉમેદ છે કે મી૦ જાંહાંગીર હવે પછી જો એજ કર્ત્તાનાં બીજાં કોઇબી પુસ્તકની પસંદગી કરે તો તે ઘણું કરીને આ તારીફ લાયક જન્મ ચરીત્રનીજ કરશે, કે જેથી આલમને ઇંગ્રેજ ઓધેદારોને લગતો આજ સુધી કદી પણ નહી આવેલો ખ્યાલ આવી શકશે.

તારાબાઇની વાર્તાનો અસલ કર્ત્તા લાંબા વખ્તનો મરણ પામ્યો છે એટલે હવે તેની ખાંમી ખુબી ઉપર નુકતેચુની ચલાવવી વ્યર્થ છે. મી૦ જાંહાંગીરે તે વાર્તાનો સારો ઇનસાફ

આપ્યો છે તેમાં તો મુદલ શકજ નથી. તારાબાઇ એક બ્રાહ્મણની છોકરી છે જેણી હીંદુઓના રેવાજ પ્રમાણે બાળ અવસ્થામાં પરણીને કુમારી વયથી વીધવા થઇ હતી અને ત્યાર પછી તેણીની વીધવા અવસ્થા પતીવ્રતાપણું જાળવતાં તેણીને શું શું સોસવું પડે છે તેનો અસરકારક હેવાલ આ વાર્તામાં આપવામાં આવ્યો છે. આ બ્રાહ્મણ છોડીની કાહાંણીની જોડેજોડ પેલા પ્રખ્યાત લુટારા શીવાજીની તવારીખરૂપી કાહાંણી ભેલાયલી હોવાથી ખુદ વાર્તાની અસર અને ઉલટમાં ઘણો વધારો થયો છે. મી૦ જાંહાંગીરની ગુજરાતી ભાષા પણ ખરેખર પસંદ રાખવા જોગ છે. જેમ તે છેકજ પારસી ગુજરાતીના જેવી હાલહવાલ અને પોચી નથી તેમજ તે હીંદુ ગુજરાતીના સરખી મોટા મોટા સંસ્કૃત બોલોના ભારથી અઘરી થયલી પણ નથી. ખરેખરી ગુજરાતની જે અસલ શુદ્ધ ગુજરાતી ગણાઇ શકાય તેવી તે સેહેલી પણ દમામવાળી સ્વચ્છ ગુજરાતી ભાષા છે. પોતાના હાથમાં એવી સુંદર ભાષાની ચાવી આવ્યા પછી અમને ઉમેદ છે કે દર સાલ મી૦ જાંહાંગીર આપણને ઓછાંમાં ઓછી એક એક રસીલી વાર્તાની ભેટ કરવાને બખીલાઇ કરશે નહીં.

---

## મુંબઈ સમાચાર.

વીજાપુરના મુસલમાન પાદશાહનાં રાજ્યની પડતી થવા સાથે મહારાષ્ટમાં નામાંકીત શીવાજી મહારાજાએ આખા

હીંદુસ્તાનમાં મરાઠાઓનું જે મોટું રાજ્ય સ્થાપન કર્યું. તેને લગતો રસીક વાર્તાક ઈતીહાસ, કરનલ મેડોઝ ટેલરે "તારા"નું નામ આપી ઇંગ્રેજી ભાષામાં લખ્યો છે. કરનલ ટેલરની તે વાર્તાનું કેટલાક ફેરફાર સાથે ગુજરાતીમાં ભાષાંતર કરી, **મી૦ જાંહાંગીર બેરામજી મરઝબાને** "તારાબાઇ"ના નામથી હમણાં એક સુંદર પુસ્તક બહાર પાડયું છે. ભાષાંતરકર્તાએ તેને "તારાબાઇ"નું નામ આપ્યું છે તે ગેરવાજબી છે એમ જોકે અમો કહીશું નહી, તોપણ "એક સોલ વર્ષની રૂપાળી પણ પતીવ્રતા બ્રાહ્મણ છોડી ઉપર પડેલાં સંકટોની રસીલી કથા" વગેરે ચોપડીની અંદરની મતલબના સંબંધમાં જે ખુલાસો કરવામાં આવ્યો છે, તે ખરૂં જોતા ચોપડીમાંની બીજી ઘણી અગત્યની બાબતોને દરસાવનારો લાગતો નથી. વાર્તાની મુખ્ય નાયકા તારા જો કે વાર્તાની ભુમી પર ઘણો અગત્યનો ભાગ બજાવે છે, તોપણ બીજા પાત્રો પણ કંઇ થોડો સંબંધ તેમાં ધરાવતાં નથી. તાનાજી માલુસરે, મહારાજ શીવાજી, નરુજી તથા બીજી બાજુ પર એટલે તેમની વીરૂધ પક્ષમાં અફઝુલખાન, શાહ આદીલ, ફાઝીલખાન અને પહારસીંહ, વાર્તાના તખતા પર એટલીવાર જા આવ કરે છે, અને તેનાથી મુખ્ય બનાવોમાં એટલો ઝડપથી ફેરફાર થાય છે, કે એક હાથ પર વીજાપુરનું પ્રબળ રાજ્ય કાવાદાવાની અસર નીચે ખસતું જાય છે, અને તેની જગાએ બીજા હાથપર મરઠાઓનું રાજ્ય ધીમે ધીમે મજબુત થતું જાય છે. ટુંકમાં, કરનલ મેડોઝ ટેલરની આ વાર્તા સંસારીક કે ધાર્મીક નથી, પણ તે તે બે ગુણો સાથે મુખ્ય

ફરી રાજ્યકીય છે, અને તેને તેવા રૂપમાંજ જોતાં તે રસીક લાગે છે. ઊપર જણાવેલા ત્રણ ગુણો વાર્તાના બંધારણમાં કેટલે દરજ્જે રહેલા છે તે અમારા વાંચનારાઓના જાણવામાં આવે એવા હેતુથી અમે વાર્તાનો ટુંક સાર આ જગોએ આપ્યે છીયે. . . . . . . . . . . . . . .

જગાની તંગાસને લીધે વાર્તાનો બધો સાર વીસ્તારથી આપી શકતા નથી, તોપણ જે કંઇ અમે ઊપર આપ્યો છે, તેપરથી વાંચનારના જોવામાં આવ્યું હશે કે, વાર્તાનું બંધારણ રસીક, વીસ્તરણ તથા ચીતાકર્પક બનાવવાને, કરનલ મેડોઝ ટેલરે પોતાનામાં રહેલી તર્કશક્તિને થોડી કામમાં લીધી નથી. એક વાર્તા લખનાર તરીકે તેનામાં કેવી અદ્‌ભૂત શક્તિ રહેલી છે, અને તેની મદદથી વાંચનારાઓનું ધ્યાન તે કેટલું ઉસ્કેરી તથા ખેંચી શકે છે, તે તેની આ વાર્તામાં એક જગાએથી સૌથી વધારે અસરકારક રીતે જોવામાં આવે છે. તેને લગતા બનાવો કેવી પ્રકારે એક પછી એક બનતા જાયછે, તે આપણે જોઇયે. પેહેલાં વજીર ખાનમહમદની બેવફાઇને લગતાં ઓચરીયાં શાહ આદીલના હાથમાં અણધારી રીતે આવવાથી તેપર ચીંતાતુર બની તે વિચાર કરે છે, તે પછી ફાઝીલખાન તથા તેનો બાપ અફઝુલખાન કોટવાલીમાં નજર કેદ થાય છે. કોટવાલ તેમની પાસથી ચોકસ કાગજો મેળવવાની તજવીજ કરે છે, પણ લગાર વીલંબ થતાં તે કાગજો બીજાના હાથમાં જઇ ચહડે છે, અને અફઝુલખાનની બાનું બેગમની પાસે પોતાના ધણીનો છુટકારો કરાવવા જાય છે. બેગમ શાહ આદીલપર

ચીઠી લખે છે, શાહ આદીલ દરબાર ભરે છે, અને તેવામાં પયારસીંહ વજીરને શેહેરના દરવાજામાં આવતો મારી નખાવી તેની ખબર આપવા શાહનાં દરબારમાં આવે છે; અને એવી ધાંધલમાં અફઝુલખાન નીમકહરામ કોટવાલને કેદી બનાવી દરબારમાં હાજર થાય છે. આ અને બીજા એવાજ બનાવો એવા સંજોગો નીચે એક પછી એક લાવવામાં આવયા છે, કે વાંચનારનું મન અત્યંત ખેચ્યા વગર તે ન રહે. કરનલ ટેલરમાં વારતા લખવાની ઉત્તમ શક્તી રહેલી જો કે જોવામાં આવે છે, તોપણ તેના કેટલાક વિચાર કાંઇક ભુલ ભરેલા પણ દેખાય છે. વાઇમાં તારાને સતીનો ભાવ ભજવતાં બ્રાહ્મણોએ તેણીને સતી તરીકે સ્વીકારતાં, તેણે જે જણાવ્યું છે, તે કર્તાની અસંભવીત કલ્પના છે. માત્ર પ્રેમના ખાતર પતીનાં મુરદાં સાથે ફીવાં તેનાં મરણની ખબર સાંભળતાંજ બલી મરનારી સ્ત્રી, ફક્ત સતી ગણાય છે. મરનાર ધણી તરફ તારાને લગાર પણ પ્રીતી નહી હતી, એટલુંજ નહીં પણ સુખમાં કે દુઃખમાં તેનુ નામ પણ તેણી લેતી નહી હતી. પછી તેણી સતી કેવી રીતે ગણાય? હાડમાર થવાથી તે દુખયારી છોકરી મરવાને તૈયાર થઇ હતી, અને તેટલા માટે તેણીનું તે કામ સતીનું કે આત્મ સમર્પણનું ગણાય નહીં. કર્તાએ બીજી ભુલ તારા તથા ફાઝીલખાનની શાદી કરાવવામાં કરી છે. તારાએ મરતાં સુધી હીંદુ ધર્મને એવો તો ચીવટપણે પાળ્યો હતો, "કે તે પોતાનું ભોજન પોતાને હાથે રાંધતી, અને માંસ વગેરેથી આઘી નાહાસ્તી" ફાઝીલખાને પણ

પોતાનો ઇસ્લામી ધર્મ છોડયો નહી હતો. ત્યારે તે બંનેની વચ્ચે "શાદી" કેવી રીતે થઈ? કન્યાનો એકજ ધર્મ હોય, તો ધર્મ પ્રમાણે લગ્નની ગાંઠ બંધાય છે, પણ બીજી રીતે નહી. તારા તથા ફાઝીલની વચેનો પ્રેમ પણ હવે કુદરતની સ્વભાવીક અસરથી વીરૂધ છે. પણ હવે ચોપડીમાંના વિચારો તથા બાબતોને પડતી મુકી, અમે ભાષાંતરપર આવીયે છીયે. મી૦ મરઝબાને ભાષાંતરને એટલું તો સરલ તથા રસીક બનાવ્યું છે, કે તે મુળ લખાણ જેવું સ્વતંત્ર તથા અસરકારક લાગે છે. **મી૦ મરઝબાન**ની ભાષાંતર કરવાની રીતીમાં એક વાત સૌથી આપણું વધારે ધ્યાન ખેંચનાર થઇ પડે છે. તે એ છે કે, પોતાની ભાષાને હીંદુઓ તથા પારસીઓને બનતા સુધી પસંદ પડતી રાખવી; અને તેને તેવી જાતની ઉતારવામાં તેવણે ઘણે દરજે ફતેહ મેળવી છે. વાર્તાને લગતાં ગુજરાતી ભાષામાં સારાં ગણીયે એવાં તો જુજ પુકતકો છે, અને તે ખોટ પુરી પાડવાને બીજી ભાષામાં લખાયલી રસીક વાર્તાઓનાં ભાષાંતર કરવાની થોડી અગત્ય નથી. મી૦ મરઝબાને તે અગત્ય પુરી પાડવા "તારાબાઇ" નું ભાષાંતર કરી જે કોશેશ કરી છે, તેને વાંચનારી પ્રજા બનતું ઉત્તેજન આપવાને પછાટ પડશે નહીં, એવી અમે આશા રાખીયે છીયે.

---

## અખબારે સોદાગર.

ઉપલા નામનું એક રશીલી કથાનું ગુજરાતી પુસ્તક તેના રચનાર તરફથી મળ્યું છે. જેની પોહોંચ અત્રેથી માન સહીત

સ્વીકારીયે છીયે. ગુજરાતી ભાષાના ઉંચી કીસમના વાંચનમાં આ નવી ઢપનું એક પુસ્તક ઊમેરાયું છે માટે તેની કાંઇક વધુ હકીકતો આ જગોએ વીસ્તારવાની અગત ધારીયે છાયે.

અસલ આ પુસ્તક "તારા"ના નાંમથી કરનલ મેડોસ ટેલરે ઇંગ્રેજીમાં રચ્યું હતુ. ખુદ એ વારતાનું નાંમ કહી આપેછે કે એ વાતો હીંદુસ્તાનના દેશી સંસારને લગતી છે પણ તેમાં સમાવેલી ઘણીક મોતેબર બાબદો એટલી અસરકારક છે કે તેના હાલના રચનાર મી૦ જાહાંગીર મરઝબાને પેહેલીજ વાર તે પુસ્તક વાંચતાં તે પાછળ એટલો બંધો વિચાર દોડયો કે ગુજરાતી વાંચરી આલમ આગળ તેનો ગુજરાતી તરજુમો રજુ કરવાને તેમનું દીલ થોભયુ નહી. તારા નામે રૂપ સુંદરીની તારીફનું વર્ણન "ભવાની માતાના કોપ" આગળા દેશી રજવાડાઓની દરબારની રચના અને જાહોજલાલી તથા મુસલમીન કોમની કુળવાન અબળાઓની તાજીમ તવાજ અને રીતભાતના બીઆન વગેરેનું આ ૪૦૦ વધુ સફાનું મોટું પુસ્તક ખરેખર ગુજરાતી વાંચનારી તમામ આલમના બાબમાં ઘણું વાંચવા લાયક થઇ પડવું જોઇયે. તેની અંદરની બાબદોની ઊંચી કીસમની ભાષા, છપાઇ ઉપરાંત ખુદ એવી વાર્તાની મોતેબર બાબદને છાજતી રીતનો એ પુસ્તકનો દેખાવ એવી ધપનો કીધોછે કે જે ગુજરાતી પુસ્તકોની બાબદમાં ઘણો આશા ધારણ શીણગાર ગણી શકાય છે અને તેવા દેખાવના પુસ્તકોમાં આ પેહેલું મુકીશું તો તે ખોટું ગણાસે નહીં.

મી० જાંહાંગીર મરઝબાનની પેહેલી કોશેસ તરીકે આપણી હજુરમાં કૌતક સંગ્રહ નામનું જે પુસ્તક ધારવામાં આવ્યું હતું, તેમાં બેહદ હસાવનારી બાબદો ચુંટી કાહાડવા અને પુસ્તકના આકારમાં રચવાને માટે જે ખંતીપણાથી મેહેનતનો અને વખ્તનો ભોગ આપ્યો હતો, તેના બદલામાં પ્રજા પસંદગીના અવાજથી મલેલા ઉતેજનથી આ નવું પુસ્તક રચવાને બેશક ઊલટ મલી છે અને આશા છે કે આ રશીલી અને જાણીતી કથા બહુ ઉલટથી વંચાતી રેહેશે.

મી० જાંહાંગીરે આ પુસ્તક રચવામાં ખાલી મેહેનત અને વખ્તનો ભોગ આપવા ઉપ્રાંત મુસાફરી કરવાની જંજાલ વટીક વેઠીછે, જેનું રમુજી બ્યાન એ પુસ્તકના દીબાચામાં આપ્યું છે. એ કથામાં ભવાની માતાની મુર્તીનું વર્ણન આવવાથી ગોવેથી ૪૨ માઇલને છેટે આવેલાં રઇતુર ગામની પડોસમાં તે મુર્તી જોવાને મી० મરઝબાન પોતે ગયા. જ્યાં તે માતા બેસાડી છે તે સંગેમરમરનું મંદીર છે અને તે માતા ઉપર અમુલ્ય ઝવેરાત લાધ્યું છે. એ ગામમાં વસ્તી ફકત નાયકણીઓ સીવાય બીજા કોઇની નથી. આસરે ત્યાંનાં પચાસ ઘરની એ સુંદર અને ખુબસુરત મોરલીઓ રંગબેરંગી પોશાકમાં દર રાતરે આવીને એ મુર્તી આગળ ગાણું કરે છે અને નાચ રંગ કરીને પાછી ફરેછે. બેશક આ દેખાવ નજરે જોવાથી તથા મુર્તીનું વર્ણન ત્યાંના બ્રાહ્મણોથી સાંભળવાથી મી० જાંહાંગીરની મેહેનતનો થોડો થોડો બદલો તો ત્યાં વળી ચુકો હતો, અને બાકી તેમને

આ પુસ્તક પાછલ પ્રજાની પસંદગી ભરી લાગણી માલમ પડવાથી મળી શકશે. આ કથાના રસીલાં બ્યાનથી તે વાંચવાની લાલચમાં વધારો કરવાને માટે તેનો બહારનો દેખાવ સુંદર બનાવા ઉપ્રાંત અંદર પણ ઘણાક ઉમદા ચીતારો ઊંચી કારીગરીથી મેલવીને ઊમેર્યાં છે. જે સઘળાં માંટે તેની ૩ રાની કીંમત હમેંશ સુધી તે વાંચનારના મન ઉપર એવી કીસમની અસર નીપજાવી શકે છે કે ગોયા તેણે આખું હીંદુસ્તાન ફરીને કાંઇભી અનુભવ કે જ્ઞાન મેળવ્યું હોય તેવી રીતની લાગણી તેના હૈડામાં પેદા થાય છે. માટે આશા છે કે ગુજરાતી વાંચનારી આલમમાં તે પુસ્તક બહુ માનીતું થઇ પડશે.

---

(અઠવાડીક પત્રો.)

## રાસ્ત ગોફતાર.

મરનાર કર્નલ મેડોઝ ટેલરની હીંદુઓને લગતી સુંદર અને મનોરંજક વાર્તાઓમાં તેની સર્વેથી પેહલી વાર્તા "તારા" અમોને સર્વેથી પ્રીય છે. એ ચુંદા ગ્રંથ-કર્ત્તાના મરણ ઉપર શોક કરતાં અમે થોડાંજ વર્ષ ઉપર લખ્યું હતું તેમ કર્નલ મેડોઝ ટેલર આ વાર્તાઓથી અને અગત્ય કરીને "તારા"થી હીંદુ પ્રજાની એક સેવા બજાવી ગયોછે કાંકે હીંદુસ્તાનના પોતાના રેહવાસથી તથા હીંદુઓ વિષે પોતાના અભ્યાસ અને અનુભવથી મરનારે હીંદુ જીંદગીનું એવું સુંદર ચીત્ર આપણી આગળ રજુ કર્યું છે કે જેથી એ પ્રજા પત્યેના આપણા વહાલમાં અને તેમને વિષેના આપણા મનમાં વધારો

થાય છે. તેઓમાં ઘણું પસંદ કરવા અને ચાહવા જોગ આપણને મળી આવે છે. અને જેઓ હીંદુ ઘર સંસારમાં કેવળ કંગાલ્યત અને વેહમ સીવાય બીજું કશું સમજતા નથી તેઓની ભુલ બતાવવાને આ પુસ્તક એક જીવતી શાહાદત લેખે ઉભું રેહ છે કે પ્રીત, માયા અને બીજી સંસારી ફરજોમાં—કેળવણી, જ્ઞાન, અને બીજી સુધરેલી યોગ્યતામાં—સત્યતા, પ્રમાણીકપણાં, દેશાભીમાન અને બીજા મહાન પ્રજાના ગુણોમાં—તથા ઇશ્વરના જ્ઞાન અને શાસ્ત્રની ધાર્મીક ફરમાનમાં હીંદુઓ આજે પણ ઘણા ચહડતા છે. જાતીભેદ અને ધર્મભેદને લગતા ઘણાક વેહમો અને કુચાલોથી જેમ બીજી કોમોમાં તેમજ હીંદુઓમાં સંસારની ખરાબી ઘણી થાય છે. તે ઉપર કર્નલ મેડોઝ ટેલરની "તારા"માં પડદો ઢાંકીને વાંચનારને ભુલાવો ખવડાવ્યો નથી, પણ એક હાથ ઉપર હીંદુ દાખલના સઘળા અવીવેક વેહમો જે આખી પ્રજામાં સાધારણપણે વસી ગયા છે અને જે કોઇને કનડે નહીં એવી રીતે સર્વની સામાન્ય રૂઢી પેઠે ચાલ્યા જાય છે, અને બીજા હાથ ઉપર હીંદુ પ્રજાના ખમીરની ખુબીઓ જેથી સાદી જીંદગીના સુખો અને મજાઓ તેઓ સંતોશથી ભોગવ્યા જાય છે તે બંનેની અસર તળે આજના હીંદુ ઘર સંસારનું કેવું, વીચીત્ર ચીત્ર બન્યું છે તે ચીત્રથી કર્નલ મેડોઝ ટેલરની "તારા" આપણને મોહ પમાડે છે. પણ વળી એ વાર્તાને અમે પસંદ કરીયે છીયે તેનું બીજું કારણ એ છે કે પશ્ચિમ હીંદુસ્તાનની તવારીખના એક અગત્યના ભાગ ઉપર આ વાર્તાનો પાયો રચ્યો છે અને મરાઠાઓના ડોર વખ્તે ખરે-

ખરા બનેલા બનાવો ઉપરથી "તારા"ની કાહાણી ઘણા અસરકારક સાધનોથી ઉપજાવી કાહાડી છે. પણ તેને પસંદ કરવાને અમારૂં પોતાનું એક ત્રીજું ખાસ કારણ છે તે એ કે "તારા"ની કાહાણી તે એક હીંદુ વીધવાની કાહાણી છે અને એ બીચારી કમનસીબ અબળાજાતી ઉપર માતપીતાની સઘળી માયા અને મમતા છતાં ધર્મ સંબંધી વેહમોને લીધે ગુજરતાં સંકટો અને જુલમાતો, તે બીચારીના નાતે લુટી લીધેલા હકો અને તેના છીનવી લીધેલાં છુટાપણાંનું એક અસરકારક વૃતાંત "તારા"ની વાર્તામાંથી મળી આવે છે.

હવે હમણા જ્યારે હીંદુ વીધવાઓની વેદનાઓ ઉપર આખા દેશની દયા ઉશ્કેરાઇ છે ત્યારે એ સુંદર વાર્તા મી૦ જાંહાંગીર બેહરામજી મરઝબાને ગુજરાતી વેશે પ્રસંગોપાત બહાર પાડીને કર્નલ મેડોઝ ટેલરની કીમતી પણ વીસરાઇ ગયલી સેવાને નવેસરથી સજીવન કીધી છે. કર્નલ મેડોઝ ટેલરની અસલ "તારા"ને વિશેષ પસંદ કરવાના જે કારણો અમે ઉપર બતાવ્યાં છે, એજ કારણો અલબતાં તેના આ ગુજરાતી અવતારને લાગુ પડવાં જોઇયે, પણ તેમાં હાલનો પ્રસંગ એક વિશેષ કારણ ઉમેરે છે કે જ્યારે હીંદુ વીધવાઓની માઠી હાલત સુધારવાનો સવાલ ઉભો થયોછે તે વખ્તમાં એક વીધવાનાં સંકટોની આ મનોરંજક કાહાણી એ બીચારીઓ તરફથી હાલની ચર્ચામાં અસર કીધા વીના રેહશે નહીં. "તારા" (જેનાં સાદાં પણ મીઠાં નામ ઉપર મી૦ જાંહાંગીરે "બાઇ"નો પ્રત્ય વધારીને "તારાબાઇ" શા માટે કીધી હશે તે અમે સમજી શક્તા નથી) તેનો ગુજરાતી તરજુમો જોવાને

હમે ઘણા ખંતી હતા અને હજી છીયે. મી૦ જાંહાંગીરે "તારાબાઇ"માં કર્નલ મેડોઝ ટેલરના આખા ગ્રંથનો તરજુમો આપ્યો નથી પણ માત્ર વાર્તાનો સાર આપ્યો છે, એટલે આ કીમતી પુસ્તકનો આખો તરજુમો કરવાનું કામ હજી રહ્યું છે. પણ ફક્ત આ સારાંસથી ૪૦૦ થી વધારે સફાનું એક દળદાર પુસ્તક બન્યું છે, તો આખો તરજુમો આપતાં એવાં બીજાં બે પુસ્તકો બનત તે મોઘાં પડત અને થોડાજ લોકના વાંચવામાં આવત એમ સમજીને તરજુમો કરનારે માત્ર સારાંસ ઉપર સંતોશ પકડયો હશે. તેમ કરતાં વાર્તાનો કશો અગત જોગ ભાગ છોડી દીધો નથી, પણ સઘળી વાત સંક્ષેપમાં ચાલાકીથી સમાવી છે અને જે ભાગ છોડી દીધો છે તે કર્નલ મેડોઝે વાર્તાના સ્થળો તથા બીજા કામોના સંબંધમાં કલમના બળથી ચીતારેલાં વખાણવાં જોગ વર્ણનો અને તવારીખના કીમતી ભાગો છોડી દીધા છે, કે જે અમે કબુલ કરીયે છીયે કે અસલ ઇંગ્રેજી રૂપમાંજ ખરી મોજ પમાડી શકે છે. આ વર્ણનો સેતારાથી વાઇ, મહાબ્ળેશ્વર અને તેની સામેના પ્રતાપઘઢના તથા બીજા પાહાડોના અતી રળીયામણા દેખાવોના છે, તથા એ કુદરતની પ્રસન્નતા વાળાં સ્થળોમાં મરાઠાઓ તથા મુસલમાનો વચ્ચે ચાલેલી મોટી લડાઇમાં જે શીવાજી અને અફ્‌જુલખાનના નામો કીર્તીવાન થઈ ગયાંછે, તેને લગતા બનાવો વીસ્તારેલા છે. એ સઘળી લંબાણ વીગતો વાર્તાનો સાર ખેંચી કહાડતાં મી૦ જાંહાંગીરને છોડી દેવી પડી છે. પણ એ સાર કાહાડવાનું કામ અસલનો તરજુમો કરવા જેટલીજ મેહેનતનું

કામ છે અને તે મી૦ જાંહાંગીરે ફતેહમંદીથી બજાવ્યું છે. ભાશા શુધ વાપરી છે અને હીંદુઓ જેમને એ પુસ્તક જરૂર વાંચવા જોગ છે તેમને લાયકની શુધ ગુજરાતી ભાશામાં મી૦ જાંહાંગીરની એ પેહલી કોશેષ છે. . . . .

---

## કયસરે હિંન્દ.

**તારાબાઈ,** એક સોલ વર્ષની રૂપાળી પણ પતીવ્રતા બ્રાહ્મણ છોડી ઉપર પડેલાં સંકટોની રસીલી કથા, રચનાર જાહાંગીર બેરામજી મરઝબાંન, મુંબઈ, ૧૮૮૬.

ઉપલા નામનું એક ઇતીહાસરૂપી પણ રસીલું અને ચાનક અને બોધ આપનારૂં તથા સોહામણાં ચીત્રોથી શીણગારેલું ૪૦૦ પાણાનું મોટું પુસ્તક તેના રચનાર, મી૦ જાંહાંગીર બેરામજી મરઝબાન તરફથી અમોને મળયું છે, જેની પોંહચ માન સહીત સ્વીકારયે છીયે. આ પુસ્તક સ્વર્ગવાસી કર્નલ મેડોઝ ટેલરના "તારા" નામના પુસ્તકનું ભાષાંતર છે, અને જોકે એટલું તો ખરૂં છે કે, એક પુસ્તકનું બીજી ભાષામાં ભાષાંતર કરતાં તેની અસલી ખુબી ખોવાઇ જાય છે, પણ મી૦ મરઝબાને, અમારી ટેબલપર પડેલાં આ "તારાબાઇ" ના પુસ્તકમાં તે અસલી ખુબીઓ, એવી રીતે તો જાલવવાને કોશેશ કીધી છે, કે અંગ્રેજીમાં તે વાંચયા પછી આ પુસ્તક ગુજરાતીમાં વાંચવાથી પણ અમોને તેટલોજ રસ મલયો છે. મી૦ મરઝબાનની વાંચનાર સાથે ઓલખાણું કરાવવાની કશી જરૂર નથી. કૌતક સંગ્રહ નામના રમુજી પુસ્તકના કર્ત્તા તરીકે અમોએ તેવણની ઓળખ અગાઉની આપી છે. અને જેવી રીતે તેવણની પેહેલી કોશેશને વાંચનારી

આલમે ટેકો આપયો છે, તે પ્રમાણે તેવણની આ બીજી કોશેશ પણ તેટલા બલકે તે કરતાં વધુ આશરાને પાત્ર છે. મોહબત, પયાર અને એશકબાજીનાં પુસ્તકો જેમ અંગ્રેજી ભાષામાં કકડી વકડી જાય છે, તેમ તેવાં પુસ્તકોના તરજુમા, ગુજરાતી ભાષામાં પણ થાય છે, પણ તેવાં પીજણોને પડતાં મુકી, પી૦ મરઝબાકે એક નામાંકીત નરના ઇતીહાસરૂપી પુસ્તકને હાથ ધરવામાં એક અતી લાયક પસંદતા કીધી છે. મોહબત અને પ્યારના પુસ્તકોમાંથી જયારે શીખવવાનું અને સહમજવાનું ઘણું થોડું મલે છે, ત્યારે આવા ઇતીહાસરૂપી વારતાનાં પુસ્તકો બે કામ સારે છે. એક તો એ કે, તેમાં જે વારતા આવેલી હોય છે, તે વાંચી વાંચનારનું મન ખુશી થાય છે, અને તેને તેમાંથી ઘણીક રીતનો ઢડો મળે છે, ત્યારે બીજું એ કે, તેની નજર સનમુખ આગલ બની ગયલા ઇતીહાસના બનાવો પાછા રજુ થાય છે, અને બીનવાકેફગાર પણ તેથી વાકેફ થાય છે. કર્નલ મેડોઝ ટેલરના જે જે પુસ્તકો વાંચનારે વાંચ્યાં હશે, તે સઘળાં ઇતીહાસ રૂપી કથાઓ તેને માલમ પડી હશે. તેનાં ટીપુ સુલતાન, ઠગોની કથા, તારા, વગેરે પુસ્તકો કાંઈ ને કાંઇ પણ હીંદના ઈતીહાસને લગતા બનાવો ઉપરથી રચાયલાં દેખાશે, અને તે માંહે આવેલી વાર્તાઓ પણ તે આગલા બનાવો સાથે સંબંધ ધરાવનારી જોઈશું. કર્નલ મેડોઝ ટેલરે, પોતાનું નામ અંગ્રેજી ભાશામાં હીંદી વાર્તાઓ લખનાર તરીકે 'અમર કીધું છે. કારણકે તેના વાર્તાના પુસ્તકો હીંદુસ્તાનમાં મુખ્ય કરીને દક્ષીણ ભાગ (દખણ)ના ઇતીહાસના બનાવો ઉપરથી રચાયલાં છે, અને તે

પુસ્તકો સઘળે ઠેકાણે એક સરખી રીતે વખણાય છે. હવે આપણે એ પુસ્તકની તપાસ ઉપર આવ્યે. જે સમયે દખણમાં શીવાજીની સરદારી હેઠલ મરાઠાઓનું જોર વધતું જતું હતું, તથા જે સમયે દીલીનો શાહનશાહ ઓરંગઝેબ આખું દખણ જીતી લેવાના તથા મરાઠાઓને વશ કરવાના તથા બીજાપુર અને ગોલકોન્ડાના મુસલમાન રાજયોને તાબે કરવાના કામમાં મશગુલ હતો, તે સમયે તારાબાઇની કથાનો પ્રારંભ થાય છે, અને તે કથા એટલી તો લાંબી છે કે માત્ર તારાનોજ ટુંક ઇનતેખાબ અમો નીચે પ્રમાણે ટપકાવી દઇએ છીયે:— . . . . . . . . . . . .

ઉપલો તો માત્ર તારાનો અને તેના ઉપર પડતાં દુઃખોનો માત્ર ટુક ઇનતેખાબ છે, પણ તેણીપરનાં દુઃખો સાથે જે બીજા ઇતીહાસરૂપી તેમજ બીજા બનાવો બને છે તેનો ખયાલ મી० મરઝબાનનું એ પુસ્તક વાંચવાથીજ આવી શકશે. શીવાજીનાં કાવત્રાં, બીજાપોરની દરબારના વજીર વગેરેનાં પ્રપંચો, બીજાપોરના જાણીતા સરદાર અફ્‌જુલખાનને, શીવાજી મુલાકાતને બાહાણે બોલાવી કેવી રીતે મારી નાખે છે, તે અગાઉ કેવી યુકતીઓ રચે છે, મુસલમાન લશકર ઉપર મરાઠાઓ કેવો છાપો મારે છે, અને લોહીની નીકો વેહેવડાવે છે, તુલજાપોરમાં મુસલમાનોએ કીધેલી કતલ, ભવાની માતાની મુર્તીને અપમાન, તથા શીવાજી મુસલમાનો સાથે લડવાને કેવા સોગંદ લે છે, તારાના અત્યંત દુઃખનો કેવો સુખી સેવટ આવે છે, વગેરે સંખયાબંધ બનાવોનો એ પુસ્તક ખરો ચીતાર વાંચનારની સનમુખ રજુ કરે છે. આ પુસ્તકમાંથી

આપણ જો ખરો સાર કાહાડવા માંગશું તો તે એજ નીકળશે કે, એક પતીવ્રતા સ્ત્રી પોતાનું પતીવ્રતાપણું જાલવવાને કેવાં સંકટો વેઠે છે, તે છતાં પાછલથી સુખી થાય છે અને એક બદ નજરનો શખ્સ એક નીર્દોષ સ્ત્રી ઉપર દુઃખ પાડી કેવા ફેજે આખરે પુગેછે. હીંદુ કથાઓમાં એવા ઘણા દાખલાઓ બનેલા આપણે સાંભળયા છે; સીતા, દમયંતી વગેરે ઘણી હીંદુ પતીવ્રતા સ્ત્રીઓ ઉપર, પતીવ્રતાપણા માટે પડેલાં સંકટો માટે આપણે સાંભળ્યું છે, અને જેમ સીતા હરણ અને નળ દમયંતીના સંકટોના નાટકો ભજી બતાવયામાં આવયા છે, તેમ પતીવ્રતા તારાનો નાટક કાં નહી ભજી બતાવવામાં આવે ? તારા ઉપર પડતાં સંકટો ઓછાં નથી. તેણીના સંકટો સાથ સંબંધ ધરાવનારા બનાવોની કાંઇ ખુટ નથી, અને તેજ ઉપરથી જો મી૦ મરઝબાન પોતે યા બીજી કોઇ લાયક કલમ નાટકપાત્ર રચી કહાડે અને તારાના સંકટો નાટક તખ્તા ઉપર રજુ કરે તો તે કાંઇ થોડું ખેંચાણ થઇ પડે નહી. ગુજરાતી ભાષામાં સારાં પુસ્તકોની ખુટ છે, અને મી૦ મરઝબાનનાં "તારા" જેવાં પુસ્તકો જો બહાર પડતાં રહે તો તે ગુજરાતી ભાષાનાં સાહીત્યને ખીલવ્યા વિના રહે નહી, કારણકે આવાં પુસ્તકો બીજાં ઘેલાં ગાંડાં લખાણોની માફક મનમાં બુરા હવસોને ઘેર કરી આપી, વાંચનારની લાગણીઓને મુદલ નુકશાન કરતાં નથી. મી૦ મરઝબાને પોતાનાં એ પુસ્તકને એક લાયક પુસ્તક બનાવવાને કશું બાકાત રાખ્યું નથી. સુંદર બાંધણી, સુંદર છપાઇ, ઘણાં સુંદર ચીત્રો, એ

જેમ એ પુસ્તકની ખુબી ગણાય, તેમ માહેનો સમાસ અને તે માટે લીધેલી સંભાળ એ પુસ્તકની વધુ મોટી ખુબી છે. વલી મી૦ મરઝબાને ભવાની માતાનું વર્ણન વાંચી તે જોવા તથા વધુ અનુભવ લેવાને, હાલમાં એ મુર્તી જે ગોવાથી ચાલીસ મૈલ દુર રઇતુર નામના ગામમાં એક મોટા મંદીર-મા બેસાડેલી છે, તે પોતે જોઇ આવ્યા છે. અને તે વિષેનો મી૦ જાંહાંગીર જે રમુજી હેવાલ એ પુસ્તકના પ્રસ્તાવનામાં આપે છે, તે વાંચવા લાયક છે. ટુંકમાં કહીએ તો, આ પુસ્તક પાછલ મી૦ મરઝબાને જે શ્રમ લીધો છે, તે પુરતા ટેકાને લાયક છે, પણ એ પુસ્તકની કીંમત ઘટાડવાની અમો મી૦ મરઝબાનને ભલામણ કરયે છીયે. અઢી રૂપયાની કીંમત સઘળાને પાલવે એવી નથી, માટે કોતક સંગ્રહની બીજી આવૃતીની જેમ સાદી નકલો સસ્તી બહાર પાડી છે, તેમ એ પુસ્તક માટે પણ થવું જોઇયે. મી૦ મરઝબાને બીજી એલ-તેમાસ એ છે કે, પુસ્તકમાં ઘણેક ઠેકાણે ગુજરાતી ભાષા લગાર કઠણ દેખાય છે, જે વધુ સેહલ થવી જોઇયે છે, કારણકે એ ચોપડી બાનુઓને વાંચવા વધુ લાયક છે.

---

## ગુજરાતી.

વાર્તાના ગ્રંથો એ મનને શ્રમ પછી આનંદ આપનારા છે. આપણી ભાષામાં આવા ગ્રંથોની કંઇ ખોટ નથી, પણ જે પ્રકારની અંગ્રેજી નાવેલો રચાઇ છે તે પ્રકારની વાર્તાના ગ્રંથો આપણી ભાષામાં છેજ નહી. હમણા નવો રસ ઊત્પન્ન થવા-થી આવા ગ્રંથો કયાં તો નવા થવા માંડયા છે અથવા અંગ્રે-

જીમાંથી ભાષાંતર થાય છે. આ નવો રસ પ્રજામાં ઉત્પન્ન થયો છે ને તે રસ વધેલો જોવાને અમે ઘણા આતુર છિયે. આજ યોજનાપર તારા નામની અંગ્રેજી વાર્તાનો તરજુમો મી૦ મરઝબાને ગુજરાતીમાં કીધો છે. કર્નલ મેડોઝ ટેલર નામનો એક વિદ્વાન, જે ઘણા વર્ષ સુધી આ દેશમાં મોટી સત્તા ભોગવતો હતો તેને કેટલીક વાર્તાઓ લખી છે, જેમાં "એક ઠગનો એકરાર" તથા "તારા" એ બે ગ્રંથો ઘણા વખણાય છે. તારા એ ઇતિહાસિ વૃતાંત છે અને શિવાજી મહારાજના ઉદયકાળમાં બનેલી વાર્તા છે. આવી ઇતિહાસિક વાર્તા આપણા દેશમાં ઘણી થોડી મલી આવે છે. ઈંગ્લંડમાં સર વોલટર સ્કાટની અપૂર્વ વાર્તાઓ સઘળી શિવલરીને લગતી છે, ને તેનીજ યોજનાપર આ વાર્તા રચાયલી છે. જો કે તે અને આ વાર્તામાં ઘણો ફેરફાર દેખીતો છે. મી૦ જાંહાંગીર નેટને જે વાર્તા પસંદ કરી તે દેશીઓને ગમે તેવી છે તે વાર્તા રચવાનો તેમનો ટેસ્ટ ઘણો અચ્છો જણાય છે, એ આ ભાષાંતરજ કહી આપે છે. મૂળ અંગ્રેજીમાં લખનારે પોતાના રસ, દેશ ભાષાને અનુસરીને લખ્યું છે, પણ અત્રે દેશી રૂઢી રિવાજને અનુસરીને ભાષાંતર થયું છે. ભાષાંતર રસમય, ઉત્કંઠીત, સરળ ને અચ્છું બન્યું છે.

કર્નલ મેડોઝ ટેલરે આ વાર્તાનો બનાવ વિજાપુર તાબાના તુલજાપુરમાં કલ્પેલો છે. તે છતાં વાર્તા રંગભૂમિના સ્થળો કોઈ વખ્ત વિજાપુર, વાઇ, કરાર અને પ્રતાપગઢપર જણાય છે. આ ઊપરથી એમ કેહેવામાં આવે છે કે કર્નલે આ વાર્તા "ઇંડયન રોમાન્સ" તરીકે રચી છે. વાર્તાની અંદરના અવ

નવા બનાવો જોતા આપણને એમ લાગે છે ખરૂં, કે બેશક આ વાર્તા તદનજ આર્ય ઇતિહાસને લગતી છે, પણ ઘણું ઊંડાણ ઊતરી જોતાં એમ માલમ પડી આવે છે કે યુરોપિયન વાર્તાનું ઊલટ પુલટ રૂપ આપીને આ વાર્તા રચાયલી છે. **મીસ સ્મીથ** નામની એક વાર્તા, જે વાર્તાનો દેખાવ ઇટલીમાં પડે છે, ને જેમાં રાજ્યની ઊથલપાથલના બનાવો બન્યા છે તે અને **તારા** એ બંનો ઘણે દરજ્જે મળતા આવે છે. જ્યારે મીસ સ્મીથનો પોશાક ઘાઘરાવાળો હતો ત્યારે **તારાબાઈનો** પોશાક સાડીનો છે, ને શિવાજી મહારાજ તે એઝરીયલ છે, જે માત્ર ધોતી ને પાઘડીમાં બીરાજે છે. આ પ્રમાણે આ વાર્તાને પુરેપુરી 'ઇંડયન રોમાન્સ'નો કહી શકાશે નહી, તેમાં થોડો પણ યુરોપીયન ભેગ છે, છતાં ઘણાંક પ્રકારે એ વાર્તામાં દેશી રીત રીવાજ અને ધર્માસ્થા વિગેરેનું તાદૃષ્ટ ચિત્ર આપવામાં કર્ત્તાએ એવી તો કાબેલિયત વાપરી છે કે ઊપલી વાર્ત્તાનો ભાસ સરખો પણ ઊત્પન્ન થવા પામે નહી. મૂલ કર્ત્તાએ પોશાક, દેશાચાલને 'સીનરી' જેને કેહેવામાં આવે છે તેવા 'વર્ણન ભાગ'નું આબેહુબ ચિત્ર આપ્યું છે, ને આ વાર્તાની રચના બહુધા અતિ ઊત્કંઠીત છે, એટલે લગણુ કે અમે અંગ્રેજી વાંચ્યા છતાં, ગુજરાતીનું ભાષાંતર પોહે લેથી તે છેલ્લે સુધી અચક્યા વગર પુરી કરવાની મનોવૃતિએ ફરજ પાડી. . . . . . . . . . . . .

અહિંયા આ વાર્ત્તા પૂર્ણ થાય છે. વાર્ત્તા રચવાની છટા ઘણી સરસ છે, ને આવી વાર્ત્તા વાંચવાને ગુજરાતીઓને ભલામણ કરીયે છીયે. ઘણીક ગાંડી ઘેલી વાર્ત્તાઓ, હાલમાં

થઇ પડેલા 'ઓથારો' લખે છે, પણ તેમને ખરી વાર્ત્તાની ખુબી ખબરજ નથી. ભાષાંતર શબ્દે શબ્દનું નહી કરતા સ રલ ને છટાદાર થયું છે, અને મૂલકર્ત્તાને ઘણો ન્યાયદીધો છે. પુસ્તકમા કેટલીક છબીઓ મુકવામાં આવી છે, જેમાં કેટલીક સારી છે. છપાઇ બંધાઇમાં કશી પણ કચાસ રાખી નથી અને અમે એટલે લગણ ગુર્જર પ્રજાને ભલામણ કરવાને અચુક રહીશું કે આ પુસ્તક એક વાંચવા લાયક અને ઘર લૈબ્રેરીનો સણગાર છે.

---

## ગુજરાત મીત્ર.

**"તારાબાઇ"**—આ નામની રસીલી કથાનું એક રંગીલું પુસ્તક હમને તેનાં ભાષાંત્તર કર્ત્તા તરફથી ભેટ તરીકે મળ્યું છે. આ પુસ્તકની ભાષા ઘણી રસમય અને છટાદાર કલમથી લખાયલી છે. વળી એ ગ્રંથ જેવો તેની ભાષામાં રસીલો લાગે છે તેવોજ તેના બાહારના દેખાવમાં પણ શોભાયમાન સણગારથી શોભે છે. એના પુંઠાનો દેખાવ ઘણો ભપકાદાર છે, અને તેપર આપેલું રૂપવંતી "તારા"નું રમણીય ચીત્ર તેણીના ખાસ રૂપનો આબેહુબ દેખાવ દીપાવે છે. વળી એ પુસ્તકમાં વચમાં વચમાં પણ કેટલાંક ચીત્રો આપેલાં છે, જેથી એ ગ્રંથના શોભાયમાન દેખાવમાં અને માંહેલા લખાણની થતી અસરમાં વધારો થાય છે. એ પુસ્તક મુળ તો સ્વર્ગવાસી કર્નલ મેડોઝ ટેલરે ઇંગ્રેજી ભાષાંમા રચેલું, જેનો હાલ ગુજરાતીમાં તરજુમો કરીને મી૦ મરઝબાને પ્રગટ કીધું છે. એજ મી૦ મરઝબાને થોડા વખતપર "કૌતક સંગ્રહ" નામનું એક

એવુજ સુંદર પુસ્તક પ્રગટ કીધું હતું, જેને પ્રજા તરફથી સારૂં ઊતેજન મલયું હતું, અને તેજ પ્રમાણે આ "તારાબા ઈ" ના તેજી પુસ્તકને પણ લોકો તરફથી ઉતેજન મળવાની હમને આશા છે. એ પુસ્તકનાં "તારા" નું જે લંબાણ વર્ણન કીધું છે તે તમામ વાંચી જોતાં "તારા" પોતાનું પતીવ્રતપણું ભંગ નહી થવા દેવામાં કેટલી આગ્રહી ને આકળી હતી તેનો એક લક્ષમાં લેવા યોગ્ય ચીતાર તેમાં આપ્યો છે. . . . . . . . . . . . . . .

ઉપર પ્રમાણેનો એ ગ્રંથનો ટુંક સાર છે. એ શીવાય એ ગ્રંથમાં મુખ્યત્વે કરીને બીજાપુરના સરદારોના સુરાતનપણા વીષે ઘણું છટાદાર વીવેચન કીધું છે. ટુકમાં માત્ર એટલુંજ કેહવું બશ છે કે એ ગ્રંથ ઘણે પ્રકારે મનોહર અને અસરકારક ભાષાથી લખાયો છે.

---

*Indian Spectator, July 11.*

TARABAI is a great stride from Mr. J. B. Marzban's *Kautaksanghra* which we had the pleasure of noticing last year, and which has already reached a second edition. The translator has given a spirited rendering of one of Meadows Taylor's liveliest productions, moving in full sympathy with the author and distributing lights and shades with the touch of an artist himself. The result is that TARABAI in Gujarati is not a translation, but as good an original work as was ever written in that language. In

saying so we pay Mr. Marzban a high compliment; but at a time when novel writing has become a nuisance and a scandal, even a little exaggeration may be allowable in the case of an elderly youth of Mr. Marzban's talents and opportunities. The get up of the book must have cost a heap of money, with its excellent engravings, though all of the latter are not a strictly correct presentment. The word *Tarabai* is a torture to the ear accustomed to the musical and historical *Tara*. We were not aware Mr. Marzban was going in for the small "respect abilities" of town life. But in spite of that we shall be glad to have a People's Edition of TARA, and if some local artist cares to dramatise the principal incidents and gives timely notice of its performance at the Gaiety, we may perhaps be induced to attend it.

---

## સતીઅ મીતર

**"તારાબાઇ"** નામનું એક પુસ્તક મી૦ જેહાંગીર બેહરામજી મરઝબાનની તરફથી એક પત્ર સાથે મલ્યું છે. એ પુસ્તક રચનાર મી૦ જેહાંગીર પોતે છે, અને વલી "તારાબાઇ"નુ નામ જેમ દીલકશ છે, તેમજ તેનું ચીત્ર એટલું બધું મનહરન કરનારૂં છે કે મી૦ જેહાંગીરજીની બીજી અવીચારી કોશેશ બાએનો અમારી તરફનો ગુસો નરમ થઇ

જાય છે, બલકે વીશરીબી જઇએ છઇએ. પારસીનાં બૈરાઓને અંગ્રેજી શીખવવાનું દેવાનાપણું લઇ બેકેલા કેટલાએક શખસોની સફમાં મી૰ જેહાંગીર દાખલ થયા છે, તે કામને હમો એક જાતની ભુલરાઇ અને બેઅદબી સમજીએ છઇએ. અને વલી એવી ભુલરાઇ સારૂં જે ટીકા થવા જોઇએ છે, તે તો થશેજ, પણ તેવામાં જયારે હાલનાં જેવી મી૰ જેહાંગીરની અથાગ મેહેનતનાં તથા હઇડે ટાહડક પડે તેવા પુતલાંઓનાં અને મનને ગમત મલે તેવા વાકીઅઓનાં દેખાવ હમારી નજરે પડે છે, ત્યારે હમારી તરફની અસલી ખફગીની ગમી અચબુચી નરમ પડી જાય છે, અને મી૰ જેહાંગીર વીશે વીચાર ઉપજાવે છે કે, એવા ઊદીઓગી, તથા તનની જોહેમત અને મનની જંજાલીવાલા ગ્રહસ્થનેબી, પારસી બઇરાંઓને લગતા નજીસ કુથલામાં મુંડી ખોસવાને કેમ બની શકે છે. ખરેખર "**તારાબાઇ**"નો બાહેરનો નમુનો એવો છે કે તેને હમો પોતેબી "**હમારાં બાઈ**" કરવાને લલચાઇએ, એટલુંજ નહી, પણ કોઇબી બીજો કદરદાન શખ્સ તેને "**પોતાની બાઇ**" કરવાને રાજી થઇ શકે. વાસ્તે ચંચલ અને કદરદાંન વાંચનારાઓને હમો સુચનાં કરીએ છીયે કે, જો મજકુર "બાઇ"ને પોતાનાં ઘરમાં દાખલ કરવાનો શોખ થાય તો, સેહેજ દામથી, એ નેકનામને પોતાની ફુરસદનાં દોસ્તદાર તરીકે અને પોતાનાં કુટંબ કબીલાની આંખનાં સંગાર તરીકે ખરીદ કરાઇ શકાશે. બહુ દલગીર છીયે કે હમારી તરફનાં ખરીદદાર ઇંતેજારોને, દામનો અડસટો અમે જણાવી શકતા નથી, કારણકે એને લગતી

ખબરનો બોજો, બીજા અલફાતુ ઘધેડાઓની પીઠ ઉપર લાધેલો સંભળાય છે, કે જે પાંઉબજારનાં ઉકરડાપર, અને કાસમ-બજારનાં ચકલા તરફ ફરતા અનેચરતા નજર આવે છે. વળી આટલી હકીકતબી સૌ કોઇએ યાદ રાખવી કે, મજકુર "તારાબાઇ" બાતરનો અને જીગરનો ખવાસ ખરેખરી કહી હાલતનો છે, તેની અજમાસ કરવાને હજી સુધી હમોને ધટતો વખ્ત મલ્યો નથી. કદાચ હવે પછી એવો વખ્ત હાથ કરવાને હમો તજવીજ કરીશું.

---

## યજદાં પરસ્ત.

એક કવી અથવા વાર્તા લખનાર હીંદુસ્તાનના પાછલા ઇતીહાસમાંથી પોતાની કલ્પના અને તરકશકતી માટે જેટલાં સાધનો મેલવી શકે એમ છે, એટલાં પૃથ્વીના બીજા લગભગ એક પણ દેશના ઇતીહાસમાંથી તેને મલી શકવાં મુશકેલ પડશે. પૃથ્વીના ઇતીહાસમાં આ દેશે બજાવેલો ભાગ બીજા કોઇ પણ દેશે બજાવ્યો નથી. એક મોટાં ખંડ સરખો તેનો બોહોલો વીસ્તાર,ઘણા જુના વખ્તથી "ફીલાસોફી" જેટલી હદ સુધી આપણને ભુતકાળમાં લઇ જઇ શકે છે તે વખ્તથી—તેની સાથે જોડાતી આવેલી તરેહવાર અને અસંખ્ય ઉથલ પાથલો, સેંકડો કોમોએ તેમાં કીધેલો વાસો અને તેના ઇતીહાસમાં બજાવેલો કીર્તી અથવા અપકીર્તીનો ભાગ, એ સર્વમાંથી કોઇપણ મોટો કવી અથવા વાર્તા લખનાર

પોતાની મનશક્તી માટે મનપુરતો ખોરાક મેળવી શકે એવું છે. વેદ અને પુરાણના સોનેરી કાળથી તે લારડ રીપનના અમલના વખ્ત સુધીમાં કોઇપણ સમય પસંદ કરીયે, અને તેમાંથી સંસારી, ધારમીક, રાજદવારી બાબદો વીશે જ્ઞાન અને ધડો મેલવવાને પુરતાં અને પુરતાંથી વધારે સાધનો મલશે. તેવો એક સમય સતરમી સદીનો છેલો અરધો ભાગ હતો. ઇતીહાસકર્તાના અભયાસ માટે જવલેજ મલી શકે એવા બનાવો તે વેલા બનવા સરૂ થયા હતા. મોગલ શેહેનશાહો માહેલો છેલ્લો મોટો મોગલ ઓરંગઝેબ તે વેલા તરતનો ગાદીએ આવયો હતો, અને તેણે મોહમેદનો તથા હીંદુઓને છુટા પાડવાની રાજનીતી ચલાવવા માંડી હતી. જ્યારે તેના બપાવા અકબરે મોગલ શેહેનશાહતના જુદા જુદા ભાગોને ગંથી લીધા હતા, ત્યારે તેના રાજ અમલથી તે છુટા પડવા માંડયા હતા. દક્ષણમાં મરાઠાઓએ તેમના શુરા સરદાર સીવાજીના હાથ હેઠલ મોટાં પ્રકરમો બજાવી મોહમેદન શેહનશાહતનો પાયો ખણુવાનું મંડાણ કીધું હતું. ટુકમાં, એક મોટાં શેહેનશાહતની પડતીની શરૂઆતના બનાવો બનવા શુરૂ થયા હતા. તેવા વખ્તની લોકોની અસથીર સંસારી તેમજ ધર્મ સંબંધી હાલતનો ચીતાર આપનારી એક વાર્તા, જે રાજદવારી, સંસારી, તથા ધરમ સંબંધી બાબતોથી ભરપુર કરવામાં આવી હોય, તે ખચીત જેમ બોધ આપનારી તેમ રસીલી થઇ પડવી જોઇયે. "તારાબાઇ" ની વાર્તા તેવી એક વાર્તા છે. તેનો અસલ કરતા કરનલ મેડોઝ ટેલર નામનો એક જાણીતો ઇગ્રેજ 'વાર્તા લખનાર છે,

અને મી૦ જાંહાગીર બેહરામજી મરઝબાને તેનું ભાષાંતર કરી બાહેર પાડયું છે. દેશી પ્રજાનાં વાંચણ માટે એક ઘણી મનોરંજક અને કેટલેક દરજ્જે ઉપયોગી વારતાનું ભાષાંતર કરવામાં અવકાશનો વખ્ત ગાળવો હોય, તો આ કરતાં વધારે ધ્યાંન ખેચનારી વારતા મલવી મુશકેલ પડત. તેનો અસલ કર્તા મરનાર કરનલ મેડોઝ તેલર ઘણી લોકપ્રીય વારતાઓનો બનાવનાર છે, અને તેણે એક યુરોપ્યન ગ્રંથકાર તરીકેની પોતાની કલ્પના અને તરકશકતીનો ઉપ્યોગ આ વાર્તામાં પુરેપુરો કીધોછે. હીંદુસ્તાનના ઇતીહાસના બનાવોથી ભરપુર એવા ઉપર જણાવેલા સમયને વખ્ત તરીકે, અને તુલજાપુરનાં શેહેર તથા ભયંકર ભવાની માતાનાં મંદીરને મુખ્ય સ્થલ તરીકે પસંદ કરીને, તારા નામની એક પ્રતીવર્તા, રાંડીરાંડ, પણ અતી ઘણી રૂપાલી બ્રાહમણ છોડીને કર્તાએ નાયીકા બનાવી છે. વાંચનારનું મુખ્ય ધ્યાંન તેણીની સ્થીતી તરફ ખેંચાય છે. વાર્તાના સઘળાજ બનાવો, તેણીને મધ્ય બીંદુ રાખીને, ગોઠવવામાં આવ્યા હોય એવું અલબતે બની શકયું નથી, તોપણ તે સઘલા બનાવોનું સીધું અથવા આડકતરૂં પરીણાંમ તેણીનાં સેવટનાં સુખ અથવા દુઃખનું સાધન કરવામાં આવ્યુંછે, એટલે વાર્તાનું બંધારણ અખંડીત ગણી શકાય. તોપણ કરનલ મેડોઝ ટેલરે વાર્તાનું સેવટ પોતાની કલ્પનાને મનભાવતુ લાવવાને, તારાબાઇને વીજાપુરના સરદાર બહાદુર અને ગુણવાન બેટા ફાઝલખાન સાથે પરણાવી છે. નાયીકાને પોતાનો સવધર્મ છોડવાની ફરજ પાડીછે, એ અલબતે હીંદુ વાંચનારાઓને પસંદ પડતું થઇ શકે એમ નથી

તોપણ અભીપ્રાય એવોછે કે, વાર્તાને વાર્તા તરીકે સંપુર્ણ સુંદર કરવાને આ કરતાં બીજું સેવટ આણી શકાત નહી. ખુદ ભાષાંતર ઉપર આવતાં એક પારસી લખનારની કલમને તે જેબ આપે એવું છે. વારતાના બનાવો જેમ હીંદુ વાંચનારાઓને વધારે ખેંચનારા છે, તેમ તેની ભાષા રસીલી ગુજરાતી રાખવાની મી૰ મરઝબાને મેહેનત લીધીછે, તે શુદ્ધ ગુજરાતી હોવા છતાં, તે સાદી જોસ ભરેલી, અને માણસો તથા ચીજોનો ચીતાર આબેહુબ રહી શકે એવા પ્રસંગને લાયક શબ્દોથી ભરપુર છે. ભાષાંતર કરતાના પ્રસતાવના ઉપરથી જણાયછે કે, વારતાના સંબંધમાં તેઓએ મોટી ઉલટ અને ખંતથી કામ લીધુંછે, અને અમો ધારયે છીયે કે તેમની મેહેનતનું પરીણામ ગુજરાતી સાહીત્યમાં એક અછો ઉમેરો કરનારૂં થઇ પડશે.

---

## બુદ્ધિ પ્રકાશ.

તારાબાઇ—પ્રસિદ્ધ કર્ત્તા મિ. જાહાંગીર બેહેરામજી મરઝબાન. સોળ પેજી પૃષ્ટ ૪૦૮, કીંમત રૂ૨—૮—૦. આ એક કલ્પના મિશ્રિત ઐતિહાસિક વાર્તા છે. માજી કર્નલ મેડોઝ ટેલરે 'તારા' એ નામથી અંગ્રેજી ભાષામાં રચેલા પુસ્તક ઉપરથી આ વાર્તા તૈયાર કરેલીછે. એની રચના એવી સરસ છે કે પ્રસંગે પ્રસંગે લંબાણ ઐતિહાસિક બિના આવેછે તે છતાં મૂળ મતલબનો સંબંધ અખંડ રહી વાંચનારની જીજ્ઞાસામાં વધારો કરેછે. અમે દિલગિર છીએ કે સ્થળ સંકોચને લીધે,

તેની વીસ્તારથી નોંધ લેઇ શકતા નથી. પારસી ગૃહસ્થની કલમથી આ વાર્તા લખાઇછે તે છતાં તેની ભાષા ઘણે દરજે સરળ અને સર્વથી સમજાય તેવી છે. દુષ્ટ દુરગુંણી અને નીચ તુખમનાં માણસોનાં વિચારશૂન્ય અને આપસ્વાર્થી કર્મોનો અને તેન પરિણામનો તથા ઊંચાં તુખમનાં સજ્જન માણસોના સદ્‌વર્તનની અને અંતે સત્યના જયનો આબેહુબ ચિતાર આ રસીલી વાર્તામાં છે. એક વખ્ત આ વાર્તા વાંચવી સરૂ કર્યા પછી પૂરી થતાં સૂધી તેને હાથમાંથી મૂકવી ગમે નહિ એવી છે. વાર્તાનું બંધારણ જેમ રસીક અને ચિતાકર્ષક છે તેમ પુસ્તકનો દેખાવ પણ લાઇબ્રેરીને શોભાવે તેવો સુંદર અને મનોરંજક છે. જૂદા જૂદા પ્રસંગને અનુકૂળ આવે તેવાં વાર્તાના પાત્રેનાં ૨૬ ચિત્રો અંદર આપ્યાંછે તથા કાગળ છાપ અને પૂઠું એ પણ સુશોભિત છે. મી૦ મરઝબાન પોતાના દરેક પુસ્તકને આ પ્રમાણે શોભાવવાને બનતી કોશીશ કરેછે એ ખુશી થવા જેવુંછે. મુંબઇ, કોટમાં દફતર આશકારા પ્રેસમાંથી આ પુસ્તક રોકડી કીંમતે મળશે. પરગામવાળાએ પોસ્ટેજના ચાર આના વધારે મોકલવા.

---

## ગપ—સપ.

### જામે જમશેદ.

એક નવું રમુજી પખવાડીક પત્રક સારે ઠેકાણેથી નીકળવાની જે ખબર ગયા સોમવારનાં અમારા પત્રમાં અમોએ આપી હતી તેના સંબંધમાં આજે કેટલીક વધુ વીગત આપવાને અમો સામર્થવાન છીએ. આ પત્રનું નામ "ગપ-સપ" કરી છે અને તે રમુજી લખાંણ માટે "કૌતક સંગ્રહ" તથા "તારાબાઇ" ની ચોપડીઓના કર્ત્તા તરીકે જાણીતા થયલા તથા ગુજરાતી સાહીત્યમાં વરસોવેર ઘડાયલા મી○ જહાગીર બેહેરાંમજી મરઝબાનની કલમથી લખાનાર છે. એ પત્રમાં રમુજી ટોચકાઓ ઉપરાંત રમુજી વાર્તાઓ આપવામાં આવશે અને જયારે બનશે ત્યારે રમુજી ચીત્રો આપવાને પણ મી○ મરઝબાનનો વીચાર છે. મી○ મરઝબાનનું બોલવું ઘણાઓને વાજબી લાગશે કે "જેમ ખાધાનું જીંદગીને જરૂરનું છે તેમ હસવું તનદરોસ્તીને અવસ્યનું છે" અને તેટલાં માટે આવાં એક રમુજ આપનારાં પત્રને જયારે તે સારી આશા સાથ બાહેર પડે ત્યારે પુરતો આશરો પ્રજા તરફથી મલે એમાં કાંઇ શક નથી. મી○ જાહાંગીર બેહેરાંમજી મરઝબાન પોતાનાં આ "ગપ-સપ" નો વારસીક લવાજમ ૩ નો નાનો રાખવા માગેછે અને જણાવેછે કે ભેજું કસનારાં એ અસાધારણ કામને હાથમાં લેવાનું તેવણને ૧૦૦૦ ઘરાક થશે તોજ ઉલટ

આવશે. જોવાનું છે કે મી૰ મરઝબાન ઉપર પ્રજા તેવણનું બોજું કસવાની ફરજ પાડેછે કે નહી અને ગુજરાતીઓ જો તેવણ ઉપર એવું "ધાતકીપણું" ન વાપડે તો અચરતી ભર્યું થઇ પડે. "કાતરકુ" પત્ર ગુજરાતી કુટુંબોમાં પોતાનાં રમુજી લખાંણોથી જે પ્યાર ધરાવેછે તે પછી રમુજી લખાંણ માટે પુરતુ નામ કાહાડેલા અનુભવી મી૰ જાહાંગીર મરઝબાનનું "ગપ-સપ" આવતાં વર્ષની શરૂઆતથી પોતાની પખવાડીક ગપસપ ચાલું કરે નહી તો આપણે અચરત થઇયે. વધુ વીગત માટે આજના પત્ર સાથે વેહેંચાયલી મદેહનજર ઉપર વાંચનારનું ધ્યાંન ખેંચયે છીયે.

---

## જામે જમશેદ.

નવાં રમુજી પત્ર "ગપ-સપ" નો બીજો અંક પેહેલા અંક ઉપર સરસાઇ છે એમાં તો કાંઇ શક નથી. ચાલુ અને બીજી બાબદો ઉપર થાકેલાં મગજોને બે ઘડી હસવાનો ખોરાક આપનારાં પત્રો ગુજરાતી જેવી સાંકડી લુખી ભાશામાં પ્રગટ કરવાં તે કેવી જેહેમતનું કામ છે તે જેઓ જાણેછે તેઓ "ગપ-સપ" જેવાં પત્રા તરફથી "પંચ" અથવા "ફ્રુન" જેવા ઇંગ્લંડનાં પત્રો જેવી આશા તો કદી રાખી શકે નહી. તોપણ એકવાર "ગપ-સપ" દેશી ઘરોમાં હાજત જેવું થઇ પડયા પછી જુદા જુદા લખનારાઓની મદદ સાથ વધારે લોકપ્રીય અને વધારે લેહેઝતદાર બનશે એવી અગાહી તેનો આ બીજો અંક આપેછે. એ અંકમાં ઘણાક રમુજી ટુચકાઓ રજુ થયા

છે, જે કોઇભી ગંભીર વાંચનારને પણ મુછમાં હસાવયા વગર રહે નહી. આ અંકમાં પેહેલાં પાનાં ઉપર જે ચીત્ર આપ્યું છે તે "ગપ-સપ" જેવાં પત્રને તદન લાયકનું છે. અધીપતી આ ચીત્રની મારફતે એવું બતાવવા માગેછે કે માણસ જાત ના બાપદાદા જેમ કેટલાક જણાવેછે તેમ વાંદરા ન હતા પણ ઘુવડ હતા. આ ચીત્રમાં તેની સાબેતી આપવા પછી અધીપતી નોંધ કરેછે કે "વીદ્વાન ડારવીન અને નુરેએલમનાં વીદ્વાન અધીપતી બેઉ એકમતા થાયછે કે માણસના બાપ દાદા અસલ વાંદરા હતા. આ વાંચી અમારો જીવ બહુ સુગાયો તેથી માહા મેહેનતે અમોએ શોધી કાહાડયું છે કે તેમના બાપ દાદા વાંદરા નહી હતા પણ ઘુવડ હતા, અને તેના પુરાવામાં આ તકતી કોહે કાફરીસ્તાન ઉપરથી મેલવી અમારા વાંચનારની હજુર ધરી છે—જોઇને ખાતરી કરી લો." જાણવાજોગ એ છે કે આ ચીત્ર તથા હવે પછી આવનારાં બીજાં ચીત્રો ખુદ અધીપતીના પોતાનાજ હાથની ચાલાકીનું પરીણામ છે.

---

## રાસ્ત ગોફતાર.

"ગપ સપ" નામનાં દર પખવાડયાંના એક રમુજી પત્રની મહેહનજર મી૦ જાંહગીર બેહરામજી મરઝબાને બાહાર પાડી છે. આપણામાં આવાં રમુજી પત્રોની ઘણી ખુટછે અને એક રમુજી લખનાર દાખલ મી૦ જાંહાગીર અત્યાર અગાઉ પોતાના "કૌતક સંગ્રહ"થી જે પ્રખ્યાતી મેળવી છે તે ઉપરથી એ ખુટ પુરી પાડવાની એમની કોશેશને માટે અમે ખુશી છીયે

મહેદહનજરમાં લખેછે કે રમુજી ટોચકાઓ, હાજર-જવાબોથીજ હસાહસ, વીગેરે આ પત્ર ભરવામાં આવશે. પોતાના કેટલાક મીત્રો તથા શોકીન પ્રજા તરફથી વારંવાર ભલામણ થવાથી મી૦ જાહાંગીર ઉપલાં નામનું એક રમુજી પત્ર દર પખવાડે બહાર પાડવાનો વિચાર રાખેછે. એ સઘળું પત્ર માત્ર ખુશ રમુજી બાબદોથીજ ભરવામાં આવશે. પણ "આ કીસમનાં લખાણને માટે ભેજું કસવું પડેછે, અને એવું કામ કાંઇ સાધારણ નથી, માટે જો ૧૦૦૦ ઘરાક થશે તોજ તા૦ ૧લી જાનેવારીથી આ પખવાડીક પત્ર બહાર પાડવામાં આવશે. આ પત્રમાં રમુજી ટોચકાઓ ઉપ્રાંત રમુજી વાર્તા—તથા જ્યારે બનશે ત્યારે રમુજી ચીત્ર પણ—આપવાનો વિચાર છે. આખા દીવસના કાયર થયલા જીવને ખુશ કરનાર નિર્દોષ વાંચનને પ્રજા તરફથી આશરો મલવાની પુર વકી છે. જેમ ખાધાનુ જીંદગીને જરૂરનુંછે તેમ હસવું તનદોરસ્તીને અવશ્યનું છે એ યાદ રાખવું. આ પત્રની કીંમત માત્ર વર્ષ એકના રૂ ૩ રાખી છે. લખાણની એબારત સાદી એટલે પારસી હીંદુ, અને મુસલમાન ત્રણે વરણોમાં સમજ પડે એવી રાખવામાં આવશે. જે કાંઇબી રમુજી લખાણ બહારથી આવશે તે ખુશીથી દાખલ કરીશું, પણ કોઇએ એ પત્રની મારફતે પોતાનાં પેટનાં બળત્રાં કાઢવાની આશા રાખવી નહીં."

---

## રાસ્ત ગોફ્તાર.

"**ગપ-સપ**" એ નામના મી૦ જાહાંગીર બેહરામજી મરઝબાનના રમુજી પત્રની આજના પારસી તોરોજની આવૃતિ

સરેસ્તા કરતાં વધારે ખેંચાંણ સાથ બાહાર પાડી છે. તેમાં નવાં વર્ષનું એક નાનુ ચિત્ર લગાર રંગીન છાપ્યાથી સુંદર લાગેછે, જે મધે યજદજરદી ૧૨૫૭નું શાલ એક નાના બાળકરૂપે ગુદસ્ત ૧૨૫૬ને એક બુઢા મોબેદ રૂપમાં લાત મારીને પૃથ્વિના ગોળા ઉપરથી ગબડાવી દે છે તે ચિતાર્યું છે અને ગબડી ગયલા ૧૨૫૬ હાર જુવાન ૧૨૫૭ ને કેહછે કે "અકળાતો ના, આવતા નોરોજની પાછ્લી રાત (? મધરાત) ના ૧૨ કલાકે તારા પણ એજ હાલ !" પૃથ્વિના ગોળાના જે ભાગ ઉપર આ વર્ષ ઉગ્યું છે તે એશિયાખંડનો એક ભાગ છે, જેના નકશામાં રશિયા "રૂસ, કાલી બલાડીના પેટમાં કલેજી," ઇરાનને "ઇરૂન સરજમીન," બરમાને "થોમ્બુ ગરપખંડ." અને હિંદુસ્તાનને "અનકૂળ શાક દેશ" એવાં રમુજી નામો આપેલાં છે. એક બીન ઉપર ઓળો પાડીને જોવાનું એક રમુજી ચિત્ર જુદું આપ્યું છે. અમારા આ મશખેરા ભાઇબંધની અમે ફતેહ ઇચ્છીયે છીયે.

---

## કયસરે હીન્દ.

જણાવવાને ખુશી ઉપજે છે કે 'મુબઇ ગેઝેટ'ના જાણીતા મેનેજર મી० જહાંગીર બેહરામજી મરઝબાન થોડા દીવસમાં એક રમુજી ટોળટપાનું પખવાડીક પત્ર કાહાડનાર છે, જેનું નામ 'ગપ-સપ' રાખવામાં આવનાર છે. મી० મરઝબાનની કોશેષ શુભ છે અને અમો જાહેરથી પુરતો ટેકો મળેલો જોવા ઇચ્છીયે છીયે. ગુજરાતી સાહીત્યના બાબમાં મી० મરઝબાનનું નામ અજાણ્યું નથી. એ ગ્રહસ્થ 'કૌતક

સંગ્રહ' જેવા રમુજી અને 'તારાબાઈ' જેવા કથા રૂપી ગ્રંથો બનાવનાર તરીકે અત્યાર અગાઉના જાહેરને જણાઇ ચુક્યા છે અને જ્યારે તેવણુનાં મજકુર એ કીમતી પુસ્તકોને ગુજરાતી પ્રજાથી સારો આસરો મળેલો દેખાય છે, તો અમો બચીત આશા રાખી શકયે છીયે કે જેવું ઉત્તેજન મી૦ જાહાંગીરને તેવણનાં પ્રગટ કાધેલાં પુસ્તકો વેળા મળ્યું છે તેથી ઘણે દરજજે વધુ "ગપ-સપ" જેવાં પખવાડીક રમુજી પત્રને સારા પાયા ઉપર મુકવાને મળ્યા વિના રહેશે નહીં. એક સારા પાયા ઉપર અને અચ્છી કલમથી લખાતાં રમુજી પખવાડીક કે અઠવાડીક પત્રની આપણા શેહેરમાં જરૂર છે એમ કહીએ તો તેમાં ખોટું કહેવાશે નહીં. રમુજી ભાઇબંધ "હાતરડું" આજ વર્ષો થયાં પોતાનું કામ ઠીક રીતે બજાવતું જાય છે અને તે પ્રમાણે જોતાં "ગપ-સપ" જેવું પત્ર મી૦ મરઝબાન જેવા ચાલાક ગ્રહસ્થના અધીપતીપણા તલે આવે તો થોડાજ વખ્તમાં ફ્તેહમંદ નીવડયા વિના રહેજ નહી. "ગપ-સપ"ની કીંમત રૂપ્યા ત્રણની રાખેલી છે અને તેમાં રમુજી ટોચકા, ટોલ્લા વગેરે ઉપ્રાંત રમુજી વાર્તા અને બને તો રમુજી ચીત્રો આપવાનો પણ મી૦ મરઝબાન વિચાર ધરાવે છે. મી૦ મરઝબાન ૧૦૦૦ ઘરાક એ પત્રના થાય તોજ એ કામ માથે ઉઠાવનાર છે અને અમોને આશા છે કે તેટલી સંખ્યા મેળવવાને મી૦ મરઝબાન જલદી શક્તીવાન થશે. આજના અંક સાથ વેંહચાયલાં એ બાબેનાં હેંડબીલ ઉપર અમો વાંચનારાઓનું ધ્યાન ખેંચીયે છીયે.

## કયસરે હીન્દ.

"ગપ-સપ"વાલા નાનકડા ઢોંગી બાહાદરે જરથોસ્તીઓનાં નવાં શાલનું ટાંકણું પકડલા પોતાના પત્રનો આ વખ્તનો અંક જે તા૦ ૧૫મીએ નીકળવો જોઈતો હતો તે નવા શાલને દીને એટલે જે આજે તા૦ ૧૮મીએ કહાડયો છે. તેના પેહલા સફા ઉપર નવાં સાલની હમાજોરનું એક રંગીન ચીત્ર આપ્યું છે. તેની સાથે એક છુટાં કાગળ ઉપર "નેગેટીવ ફોટો" પ્રમાણેનો એક ઊંધો ચીતાર ભેટ દાખલ આપેલો છે, તે માહેલો કાળો ભાગ કાપી નાખવા પછી તે કાગળને દીવા તથા દીવાલની વચ્ચે ધરવા પછી તેના ઓળાથી મી૦ જાહાંગીર મરઝબાનનો આકાર ખુલ્લી રીતે દેવાલ ઉપર પડે છે. રમુજ કરવાની મી૦ જાહાંગીર મરઝબાનની જાણીતી શિક્ત "ગપ-સપ"માં અછી રીતે જળવાયલી જોઇને અમોને ખુશાલી ઉપજે છે કાંયજે તે ઢપનાં પત્રો નીર્દોષપણે રમુજની સાથે પ્રજામાં ચાનક અને બોધ ફેલાવી શકે છે.

---

## સતીઅ મીતર.

"ગપીને ઘર ગપી આવ્યા,
આવો ગપીજી.
બાર હાથનુ ચીભડું—
ને તેર હાથનું બી."

પારસીઓમાં એકજ ઘણી અગત્યની ચીજની ઘણી અગત હતી, તે અગત મી૦ જાહાંગીરજી મરઝબાંન જેવા બાહોશ ગ્રહસ્થ પુરી પાડવાને મેદાંન પડે છે, તે કદાચ આજના

પારસીઓને મુબારકબાદી આપવા જોગ જણાશે. આજના પારસીઓ અને પારસણો સુધરાઇનાં નુકતાની ઊંચામાં ઊંચી ટોંચે પોહચી ચુકાં છે. આજનાં પારસીઓ અને પારસણો ઊંચામાં ઊંચી કેળવણી લઇને નીચાંમાં નીચું પરીણાંમ પાંમી ચુકાં છે. ધર્મનાં ચુસ્તપણાં અને દેશહીતકારીપણાંપર જાંન ફેસાંની બતાવી ચુકાં છે. ઉદ્યોગ પાર વિનાનો હીમ્મત અને હદની બહાર ધરાવાને શક્તિવાન બની ચુકાં છે. ગ્રાંટરોડ, મેહમ, મજગામ, વાંદરે, અને જ્યાં તમે કહો તેવી જગોએ, તેઓની નીતીમાંન ચાલની વાખવાખીનાં નગારાં વાગી ચુકાં છે. જીમખાંનાંના અખાડા અને હમામખાનાંના ખાડામાં તેઓની મરદાનગીની વખાંણપર વખાણો થાય છે. સુવાવડખાનાંમાં પારસણો વેઆહ–જણી આસુદી થઇ ચુકી છે. ઇંગ્રેજી તો શું પણ લાટીન, ફ્રેંચ, અને બીજું જે તમે પુછો તે પરા-પર જાણે છે. ઈટરાટપણામાં અને એસ્કી-ફેસકી થવામાં તો એટલી માહીતગારી મેળવી છે અને એવોતો નાંદર "ટેસ્ટ" બતાવે છે કે ખુદ "પારીસ" શેહેરના બાયલાઓ. અને નાજનીનોબી પસ્તાઇ-પસ્તાઇને હાથપર હાથ ધસે છે. નાટક અને જલસાનાં તમાશાની વાતો સાંભળીને મરનાર "શેક્ષપીયર"નું રવાંન રદણપર-રદણ કરે છે. સુલુકાઈ તથા સફાઇ અને સભ્યતા-પણું બતાવવામાં તથા બોડકાં માંથા કરવામાં, અને બીડી તથા હુકા અને ચુરટનાં ધુમાડા અને આતસથી મોંહોડાં સુગંધી કરવામાં એટલાં તો ચાલાક થતાં જાય છે કે આવતા થોડા વખ્તમાં અગીયારી અને આતસબેહરાંમમાં આતસ બળતો રાખવાની અને સુખડ લોબાંનનો ધુમાડો કરવાનીબી

અગત રહેશે નહી ! વલી, **લેડી ડાકટરો** બનીને સવાબ તથા સરફરાજીની દડી એલમ અને હુન્નરનાં મેદાંનમાંથી જીતી જવાપર એટલી તો બાથા-બાથી અને રસા-કસી ચલાવે છે કે ખુદ પેલા **"લોકમાન"** હકીમનાં હાડે હાડ જમીનમાતનાં પેટામાં હમણાંથીજ ધ્રુજવા લાગાં છે. એ અને એવીજ બીજી અને સીફતોની "ગપ-સપ" તેનાં ખરા આકારમાં બતાવા સારૂ એક **"ગપી ન્યુસપેપર"**ની ઘણીજ અગત હતી, અને સોકર છે તે **પરવરદેગારની** રેહેમતનાં કે તેની ગેબી બીસારત, "મરઝબાન"નાં ખાનદાનનાં એક પ્રખ્યાત અથોરનાંનના ચંચળ નબીરા મી૦ જાંહાંગીરને થઇ છે. અને તે મુજબ એ હમારો મેહેરબાંન અને કદરદાંન મીત્ર "ગપ-સપ" નામનું એક પત્ર આવતા જાનેવારી માસથી બહાર પાડનાર છે, જેને લગતી કંઇક વિગત હમુને મળી છે તે હમારા વાંચનારાઓની ખાસ વાકેફગારી કીજે હાલ પ્રગટ કીધી છે:— . . . . . . . . . . . . . .

---

## *Indian Spectator.*

*Gup-Sup* (gossip) is the name to be given to a comic fortnightly in Gujarati which Mr. J. B. Marzban promises to start with the new year, provided he is promised in return 1,000 subscribers at Rs. 3 each, cash down. Considering the new vein struck by the projector and his aptitude for this sort of business, *Gup-Sup* ought to prove a success.

---